# અદ્ભુત યોગાવલી



વૈદ્ય જાદવજી નરભેરામ શાસ્ત્રી

# ચંદ્રોદય એટલે શું ?

વર્ષોથી ચાલતો ચંદ્રોદયનો વેપાર દુનિયાના માનવીઓને ઠગી રહ્યો છે. નામધારી ફાર્મસીઓ પણ આજે ચંદ્રોદયના નામે રસસિંદુર અને સુવર્ણસિંદુરનો વેપાર કરે છે. આયુર્વેદનું અમુલ્ય રત્ન ચંદ્રોદય લેનાર પણ ચંદ્રોદય શી ચીજ છે તે જાણતો નથી. આ બાબત અમને ઘણા વખતથી ખૂંચતી હતી. જેના માટે અમે વર્ષો સુધી દેશદેશમાં ભટકી ગુરુગમ મેળવી ચંદ્રોદયની ક્રીયા સંપાદન કર્યા પછી અનુભવે આ પુસ્તક લખાયેલું છે. ચંદ્રોદય કઇ રીતે બને છે. તેમાં કયું મહત્વનું તત્ત્વ છે કે તેની કીંમત પચાસ-સાઠ-સો-ત્રણસો જુદી જુદી લેવાય છે તથા ચંદ્રોદય કઇ રીતે બનાવી શકાય, તેમાં ક્યાં ક્યાં મુશ્કેલીઓ નડે છે, સાચો ચંદ્રોદય કોને કહેવો અને તેની બનાવવાની રીતો સાથે ખાવની રીત વગેરે આપેલ છે. પ્રચારની દૃષ્ટિએ તેની કીંમત માત્ર રૂા. ૯-૮-૦ રાખી છે. રૂા. ૦-૧-૦ પોસ્ટેજ અલગ.

લખો:—

શ્રી વિશાળ ઔષધ ભંડાર
પાટડી. (જી અમદાવાદ)
: બ્રાંચ :
નાગજીપુર ચકલા, અમદાવાદ.

# અનુભૂત યોગાવલિ



લેખક અને પ્રકાશક :

વૈદ્ય જાદવજી નરભેરામ શાસ્ત્રી

રખે વહેમાતા, અનુભૂત યોગાવલિ, પૂછ્યું અને કહ્યું, નવદંપતીને, શીતળા, ચંદ્રોદય એટલે શું! સંતતિ-સંયમન, વીણેલાં, બા અને બાળક વગેરેના લેખન અને

સંચાલક : શ્રી વિશાળ ઔષધ ભંડાર

પાટડી, [ જી. અમદાવાદ ]

બીજી આવૃત્તિ પ્રત ૭૫૦

સંવત ૨૦૦૩ સને ૧૯૪૭

મૂલ્ય રૂ. ૨-૮-૦

# અર્પણ

તે દયાઘન પરમાત્માને

જે

સદૈવ સદ્‌બુદ્ધિ આપી, શુભ કાર્ય
કરવાની પ્રેરણા કરે છે.

દીનસેવક—

**વૈદ્ય જાદવજી નરભેરામ શાસ્ત્રી**

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના

આયુર્વેદ યાને દેશી વૈદકમાં પ્રયોગોનો તોટો નથી. "રસયોગ સાગર" અને એવા અનેક ગ્રન્થોમાં લાખ્ખો સારા પ્રયોગો જોવામાં આવે છે. પરંતુ સવાલ એ થાય છે કે એ અસંખ્ય પ્રયોગોમાં સચોટ સુંદર અને અસરકારક પ્રયોગ ક્યા હશે? જરૂર એ બધા જ પ્રયોગો યોગરૂપમાં લખતાં પહેલાં તેને પ્રાણાચાર્યો અને આયુર્વેદ આચાર્યોએ સંપૂર્ણ તપાસ કરી. ફળશ્રુતિ (ઉપયોગ) લખેલ હશે. પણ તેમાં કેટલીક અતિશયોક્તિ જોવામાં આવે છે. દાખલા તરીકે એક પ્રયોગ લખ્યા પછી તેની પાછળ બધા જ રોગો મટાડવાનું જબરૂં લિસ્ટ જોવામાં આવે છે. તે વસ્તુ બનાવીને લિસ્ટમાં લખેલા રોગો પૈકી એકાદ રોગ ઉપર આપવામાં આવે અને સારી અસર ન ઉપજે ત્યારે તે પ્રયોગ ઉપર જરૂર અશ્રદ્ધા ઉત્પન્ન થાય અને અનુભવસિદ્ધ થોડા જ પરંતુ સચોટ પ્રયોગો મળી આવે તો પોતાના ચિકિત્સાકાર્યમાં સારી રીતે સફળતા મેળવી શકાય, એમ દરેકની ઇચ્છા હોય છે. હવે એવા અનુભવસિદ્ધ પ્રયોગો સંપાદન કરવાના માત્ર બે જ માર્ગ છે. એક તો શાસ્ત્રોક્ત પ્રયોગોને પોતે બનાવી તેમાં લખેલા રોગો ઉપર વાપરી અનેક વખત વાપર્યા બાદ, કયો પ્રયોગ ક્યા રોગ ઉપર સારામાં સારૂં કામ કરે છે. તે પોતાની લાંબા વખતની વપરાશ પછી નક્કી થઈ જાય છે, અને તેને જ અનુભવસિદ્ધ પ્રયોગ ગણી શકાય. અને બીજો માર્ગ વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ વૈદરાજોએ પોતાની જીંદગીમાં અનુભવેલા યોગો જે પોતાના ઉદારતાયુક્ત સ્વભાવને લઈ અન્યને બતાવવાનો સંકોચ નથી હોતો તેઓની પાસેથી શિષ્યભાવે મેળવવા. ત્યાં સવાલ એ ઉપસ્થિત થાય છે કે આજકાલ ઘણા બંધુઓ સારા નિવડેલા પ્રયોગોને પેટંટ બનાવી લે છે. વા તો એવા પ્રયોગો બીજાને બતાવી દઈશું તો તેના ઉપર પૈસા કમાવાનો તડાકો તૂટી પડશે

એમ સમજી બતાવતા સંકોચાય છે. મારી ભૂલ ન થતી હોય તો ગુજરાત પ્રાંતિક વૈદ્ય સંમેલનમાં એક ટાઇમ અનુભુત પ્રયોગોના આપ-લે કરવાનો રાખેલો. તે વખતે સ્ટેજ ઉપરની ખુરશીમાં શોભા આપતા એક ગુજરાતના અગ્રગણ્ય વૈદ્યરાજ બિરાજતા હતા. કાર્ય શરૂ થયા બાદ અનેકોએ નિખાલસભાવે અને ઘણાએ ઉપહાસભાવે પ્રયોગોની આપ-લે કીધી. છેવટે સર્વે મળીને ઉપર જણાવેલા વૈદ્યરાજ મહાશયને તેમના અમુક સારા વખણાતા પ્રયોગોની ખુલ્લા દીલે વૈદ્ય સમાજમાં આપવાની વિજ્ઞપ્તિ કીધી. પરંતુ દિલગીરી સાથે સદરહુ વૈદ્યરાજ તે પ્રયોગ ન જ બતાવી શક્યા. અને એમ બનવું સંભવિત હતું. કારણ કે એ એક જ ચીજ ઉપર તેમને ધનપ્રાપ્તિનો અચ્છો તડાકો પડે છે. એટલે તેઓ તેમ કરી શકવાને લાચાર હતા. પરંતુ બીજાના પ્રયોગો લેવા ખાતર નોંધ તેઓ જરૂર કરતા હતા.

કહેવાનો આશય એવો નથી કે બધા જ વૈદ્યબંધુઓ એવા હોય છે. ઘણા ઉદાત્ત વિચારના મહાશયોની કૃપાથી તો આ પુસ્તક સમાજના કરકમળમાં મૂકવાનો સુયોગ પ્રાપ્ત થયો છે.

ધન્ય છે એવા સત્પુરુષોને કે જે પિતા પુત્રને પણ ન બતાવે એવા અલભ્ય પ્રયોગો પોતાના વિનાશી શરીર સાથે નાશ ન પામે એમ સમજી વિનાસંકોચે બીજાઓને આપે છે. અને એ એમની ઔદાર્યતા અને પ્રતિભાથી પ્રેરાઈ વૈદ્ય સમાજમાં વિચારનું પરિવર્તન થવા પામ્યું છે અને કેટલાક અનુકરણ રૂપે અને કેટલાક સમજપૂર્વક એવા અનુભૂત પ્રયોગોની આપ-લે કરે છે ખરા.

અમોએ આ ધંધાની શરૂઆત કરી ત્યાર પછીનાં પંદર વર્ષ જેટલા સમયમાં ગુજરાત, કચ્છ, કાઠીયાવાડ અને દક્ષિણના તેમ જ યુ. પી. અને સી. પી. તરફના અનેક વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ વૈદ્યરાજોનો સમાગમ થયેલો અને તેમને એવા અનુભૂત પ્રયોગો માટે વિનંતિ કરેલી. જેથી તેઓએ બતાવેલા પ્રયોગો અમારા સંગ્રહસ્થાનમાં પડેલા અને એ સર્વેને અમોએ અવારનવાર બનાવી અમારા

દરદીઓમાં વાપરેલા. તેમાંથી અમોને વધારે સુંદર સારા અને અસરકારક પ્રયોગો જણાયા તેનું અલગ તારણ કરી તેને વૈદ્યબંધુઓને ચરણે ધરવાની તમન્ના સેવતા હતા. તેટલામાં અમને અમારા સ્નેહીઓ તરફથી પ્રેરણા થઈ કે તમો એ પ્રયોગોને એકી સાથે નહિ પણ કટકે કટકે શતકનાં રૂપમાં બહાર પાડો તો વધારે ઠીક રહેશે, અને મને પણ તે વાત ઠીક લાગવાથી આ 'અનુભૂત યોગાવલિ'નું પ્રથમ શતક બહાર પાડતાં મને હર્ષ થાય છે. અને જેમ જેમ સમય મળતો જશે તેમ તેમ બીજાં શતકો પણ પ્રગટ કરતો રહીશ. અમારા આ પ્રયાસને વૈદ્યબંધુઓ કેટલો સહકાર આપે છે તે જોવાનું રહે છે.

મારે આ જગ્યાએ જણાવી દેવું જોઈએ કે આ 'અનુભૂત યોગાવલિ'માં લીધેલા પ્રયોગો વૈદ્યરાજોની પ્રસાદી રૂપ છે. અને જેનું તેને આપતાં હું કંઇ મહદ્કાર્ય કરૂં છું. એવું લેશ પણ મને સ્વાભિમાન થતું નથી. પરંતુ એટલું તો જરૂર થાય છે કે એક ગૃહસ્થને ત્યાં નિપજાવેલી વિવિધ વાનીઓથી ભરપૂર ભોજ્ય, ચોષ્યાદિક પાકને ભોજનની ઇચ્છાવાળાઓને છૂટથી પીરસી, પીરસનાર જે સંતોષ અનુભવે તેટલો આત્માનંદ તો મને જરૂર થશે.

મને પ્રેસખાતાનો બહુ ઓછો અનુભવ છે, જેને લઈ કદાચ આ પુસ્તક જોઈએ તેવું દેખાવમાં ન બની શક્યું હોય તેમજ નજર દોષને લઇને કે પ્રુફ સુધારનારની ગફલતને લઇને કોઈ જગ્યાએ ભૂલ જણાઈ આવે તો તેને સુજ્ઞ વાચકવર્ગ સુધારી લેશે. તેમજ કોઇપણ પ્રયોગમાં શંકા ઉપસ્થિત થાય અથવા કંઇપણ પૂછવા જેવું જણાય તો મને પત્રદ્વારા કોઈ પણ ગૃહસ્થ સુખેથી પૂછી શકે છે તેનો યોગ્ય પ્રત્યુતર આપતાં મને કિંચિત પણ સંકોચ થશે નહિ.

આ પુસ્તક જે જે વાચકબંધુના કરકમલમાં જાય અને તેને વાંચી, વિચાર્યા પછી તે વસ્તુ તેમને કેટલી આહ્લાદ ઉપજાવનારી થઈ પડી છે તે કૃપા કરીને મને અભિપ્રાયરૂપે જણાવશે. તો માર્ગ-

ક્ષાંક તરીકે હું વધાવી લઈ બીજા શતકમાં તેટલો સુધારો વધારો કરવાનું ચુકીશ નહિ.

અત્યારે સૂર્યોદય થતાં સારૂં અને ખૂરૂં અસંખ્ય સાહિત્ય પ્રગટે છે. અને આ ઈશ્વરી સૃષ્ટિમાં પ્રચારને પામે છે. જેટલું અન્ય સામાજિક, રાજદ્વારી ધાર્મિક સાહીત્ય આદર અને પ્રચાર પામે છે તેટલો આદર આરોગ્ય આપનાર જરૂરી સાહિત્યનો જનસમાજમાં થતો નથી. કદાચ અનાયાસે આવું સાહિત્ય હસ્તગત થાય તો એકાદ બે પૃષ્ઠ જોયા પછી "આ તો વૈદ્યોના કામનું છે" એમ સમજી ઉપેક્ષા કરતા ઘણાને જોયા છે. જો કે ઘણોક વર્ગ એવો પણ છે કે આવા સાહિત્યને આદર પણ આપે છે. છતાં અમારૂં માનવું છે કે સર્વ સાધારણ વર્ગ આવાં પુસ્તકો ઘરમાં વસાવે અને તેમાં બતાવેલા નિર્ભય અને અસરકારક સહેલા પ્રયોગો જાતે બનાવી કુટુંબમાં વપરાશ કરે તો સહેજસાજમાં દસ્ત સાફ લાવવા કે દુઃખતા મસ્તકને હલકું પાડવા કે પેટમાં પેદા થયેલા ગેસને છુટો કરવા નાહક વૈદ્યો અને ડોકટરોને ત્યાં ધક્કા ખાવાથી કે ચાર છ આનાના આજ ભરવાથી સહેલાઈથી બચ્ચા જવાય.

આ બધી અમારી માન્યતાઓ છે. બીજાઓને તે કેટલી રુચીકર હશે તે તો તેમની સાથે ચર્ચામાં ઉતર્યા સિવાય તોડ ન કાઢી શકાય. પણ પોતાના શુભ વિચારોને-વ્યક્ત કરવાની દરેકને છૂટ હોય છે. અને એ હીસાબે અમોએ વ્યક્ત કર્યા છે. વાચકો હંસક્ષીર ન્યાયે ગુણગ્રાહી બને એવી ઈચ્છાએ હાલ તો વિરમું છું.

શેદલા: [ પો. બજાણા ]
અષાઢ દ્વિતીયા
વિ. સં. ૧૯૯૦

આપનો
વૈદ્ય જાદવજીનરભેરામ શાસ્ત્રી

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના

મહર્ષીઓનું કથન છે કે: "**यस्य देशस्य योजन्तु स्तज्जं तस्यौषधं हितम् ।**

અર્થાત્ જે પ્રાણી જ્યાં જન્મ્યા હોય તેને માટે એ દેશનાં જ ઔષધ, આહાર અને અન્ન હિતકારી છે.

એ જ રીતે હિન્દુસ્તાનનાં માનવીઓની આયુષ્ય આહારવિહાર અને દેશની આબોહવા તરફ નજર રાખી યોજાયેલાં ઔષધો એમને અનુકુળ આવે છે, તેમ જલદી માફક આવી જાય છે.

વેદકાળથી જ આર્યોના કલ્યાણ અર્થે અને માનવીનાં આયુ અને આરોગ્ય માટે આયુર્વેદનો ઉપદેશ અને મહૌષધિઓનાં રસ–ગુણ–વીર્ય વિપાકનું સંશોધન કરી ભારતવર્ષના કલ્યાણ માટે વિવિધ સમયે દેશકાળને નજર સામે રાખી રજુ કરવામાં આવેલાં છે.

વેદકાળમાં માનવીઓ જે રીતે જીવન જીવતા હતા, જે જાતની રહેણીકરણી હતી અને શતવર્ષ જીવન જીવવા તરફ એ સમયની પ્રજાનું ધ્યાન હતું અને એ જ રીતે સાત્વિક જીવન, પૂર્ણ આરોગ્ય સાથે વહન થતું હતું. તે વખતે ગહન અને સિદ્ધાંત સૂત્રરૂપે 'આયુર્વેદ' વેદમાં પડી રહ્યો હતો. પરંતુ બધાની બુદ્ધિમાં સમાય અને સમજાય નહિ એવા સૂત્રરૂપે આયુર્વેદનાં એ ગહન મંત્રોરૂપ સૂત્રોને સમસ્ત જગતના કલ્યાણની ખેવનાવાળા, અગાધ બુદ્ધિમાન અને મંત્રદ્રષ્ટા મહર્ષિ પુરુષો જેવા કે આત્રેય, ભારદ્વાજ, કાશ્યપ, પારાશર; સુશ્રુત, ચરક આદિ મહાપુરુષોએ એ વેદ સૂક્તરૂપ મંત્રોને વિસ્તૃત વ્યાખ્યાનરૂપ બનાવી આયુર્વેદની સંહિતાઓ રચી.

આવી અનેક સંહિતાઓ કાળ પલટાતાં નાશ પામી. તેમાંથી અત્રિ સંહિતા, ભેલ સંહિતા, કાશ્યપ સંહિતા, ચરક સંહિતા, સુશ્રુત સંહિતા આદિ થોડાક ગ્રંથો આપણને જોવા મળે છે.

આ સંહિતાઓ મળતી હોવા છતાં એમાં રહેલા અર્થગાંભીર્ય અને સૂત્રરૂપ આવને હજુ પણ સાધારણ જનસમાજ બરાબર સમજતો નથી–જીવનમાં ઉતારી શકતો નથી એવું લાગવાથી ત્યારપછી થયેલા વિદ્વાન્ પુરુષોએ આ સંહિતાઓનો અભ્યાસ કરી તેમાં રહેલા અર્થગાંભીર્યને સમજી તે ઉપરથી નવા ગ્રંથો નિર્માણ કર્યા.

વાગ્ભટ્ટ, વૃન્દ, બંગસેન ચક્રપાણી ગયદાસ, સારંગધર, હેમાદ્રિ, ચન્દ્રનંદન, ડલ્હણ, ભાવમિશ્ર આદિક અનેક આચાર્યોએ ઉપરની સંહિતા ઉપર ટીકાઓ લખી અથવા સ્વતંત્ર ગ્રંથો તૈયાર કર્યા.

આ રીતે ગ્રંથો લખાયા તેમાં બે સંપ્રદાય જુદા પડયા. સિદ્ધ સામ્પ્રદાયિક અને ધન્વન્તરિ આત્રેય સંપ્રદાય–ધન્વંતરિ સંપ્રદાયી ગ્રંથોમાં કેવળ વનૌષધિથી વ્યાધિ નિવારણનો માર્ગ બતાવ્યા જ્યારે સામ્પ્રદાયીક ગ્રંથો સિદ્ધ રસાર્ણવ, કાકચંડીશ્વર, રસરત્નાકર આદિ ગ્રંથોમાં પારદ, રસ, ઉપરસ, ધાતુ, ઉપધાતુ, હીરા, માણેક, મોતી આદિ બહુમૂલ્ય રત્નો અને સમુદ્ર દ્રવ્યોને ઔષધ તરીકે ઉપયોગમાં લઈ શકાય અને આરોગ્ય લાવવા–વ્યાધિ નિવારવા એને સિદ્ધ કરવાની ક્રિયાઓ બતાવતા થયા.

આ રીતે ધન્વન્તરિ સંપ્રદાયી બહુધા શલ્યચિકિત્સા આત્રેય સંપ્રદાયે કાયચિકિત્સા અને સિદ્ધ સંપ્રદાયે રસાયનશાસ્ત્રનું જ્ઞાન વિવિધ ગ્રંથોનું નિર્માણ કરીને આપ્યું.

પોતપોતાનાં વિષયમાં તલસ્પર્શી જ્ઞાન ધરાવતા તે વિદ્વાનોએ કદાપી બીજાના વિષયમાં હસ્તક્ષેપ કર્યો નથી. છતાં એક બીજાનાં સંશોધનમાં પરસ્પર મદદરૂપ રહીને માત્ર જનકલ્યાણની ભાવના એ જ એમના પુરુષાર્થનું ફળ સમજીને એમણે ભારે જહેમત અને તપ કરી આયુર્વેદ જેવા શાસ્ત્રનું નિર્માણ કર્યું છે.

સમય જતો ગયો તેમ તેમ ત્યાર પછીના વિદ્વાનોએ આ ત્રણે

માર્ગનો સમન્વય સાધી મહા પરિશ્રમે આયુર્વેદના સારતત્ત્વને તારવી લઈને પોતાના એક જ ગ્રંથમાં સમાવી લેવાનો પ્રયત્ન કર્યો. આવા વિદ્વાનોમાં ચક્રદત્ત, બંગસેન, સારંગધર અને ભાવમિશ્ર આદિ વિદ્વાન્ આચાર્યો આવે છે. એમના રચેલા ગ્રંથો સારંગધર સંહિતા, ભાવપ્રકાશ, યોગ ચિન્તામણિ આદિ ગ્રંથો સંસ્કૃત ભાષામાં આપણા અભ્યાસમાં આપણે જોઈ શકીએ છીએ અને માનવકલ્યાણના એ મહેચ્છુઓની વિદ્વત્તા ઉપર આપણે રાચીએ છીએ.

અલ્પજ્ઞ અને સંસ્કૃત ભાષાને નહિ જાણનાર માનવ સમુદાય આ મહાન્ શાસ્ત્રથી અજ્ઞાન ન રહે તે અર્થે કેટલાક સંસ્કૃત જાણનાર વિદ્વાન્ પુરુષોએ આ ગ્રંથો ઉપર પ્રાંતીય ભાષાઓમાં ટીકાઓ અથવા ભાષાંતર કર્યાં છે અને કેટલાક વિદ્વાન્ પુરુષોએ આ ગ્રંથનો ભાવ, હેતુ અને અર્થને ઉચકીને જુદી જુદી પ્રાંતિક ભાષામાં સ્વતંત્ર પુસ્તકો પણ લખ્યાં છે. જેને પ્રાકૃત ગ્રંથો કહી શકાય. આવા પ્રાકૃત ગ્રંથો દર વરસે નવા નવા દરેક પ્રાંતીય માતૃભાષામાં પ્રગટ થતા રહે છે. અને આ રીતે આયુર્વેદના મૂળ ગ્રંથો મૂળ રૂપે પડયા છે. તેમાંથી જ થડ, ડાળી, શાખા, પત્ર, પુષ્પરૂપે આયુર્વેદ વિસ્તાર પામતો જાય છે. એ જ રીતે દેશમાં પડેલી ગ્રામ્ય-જનતા કે જેને સંસ્કૃત કે પ્રાકૃત કોઈ પણ ભાષાનું જ્ઞાન—અક્ષરજ્ઞાન નથી તે પણ આજે હજુ સુધી બાળકને જુલાબ થવા માટે હરડે ઘસીને પાય છે, બાળકનું લોહી સુધારવા મજીઠનો ઘસારો કરે છે, તાવ ઉતારવા અતિવિષની કળીને ઘસીને પીવરાવી બાળકને રોગમુક્ત કરે છે આંખો આવી જતાં ચીમેડનું ભરણ કરીને આંખો તંદુરસ્ત બનાવે છે અને મરડો થતાં ઇંદ્રજવ અને બીલીનો ગર્ભ વાટી, પાઈ મરડો મટાડવાનું જ્ઞાન આયુર્વેદમાંથી નાની નાની સરવાણીઓ રૂપે હજારો વર્ષથી ભારતદેશમાં માનવ માનવ પ્રત્યે વહી રહેલું છે તે પચાવી અને આયુર્વેદે નિર્દેશ કરેલા સાચા માર્ગે જઈ રહ્યા છે.

પરદેશીઓએ હિન્દમાં ધામા નાંખી હિન્દની સંસ્કૃતિ અને એની વિદ્યાને સમૂળ નષ્ટ કરવાને ચાલાકીભર્યા ઘણા પુરુષાર્થો કર્યા છે અને કરી રહ્યા છે. તેઓ આજે તો દેશમાંથી ગયા છે, પરંતુ એમણે બદલી નાખેલી આપણી દૃષ્ટિ હજી ઘણાં વર્ષ સુધી બદલાશે નહિ. આ દૃષ્ટિએ આયુર્વેદને નષ્ટ કરવા અનેક પ્રયત્નો કર્યા છે. આજે પણ તેના ઉપર કાયદાનું બંધન નાખી બાંધી લઈ 'પુરાતન ગ્રંથો અપૂર્ણ છે માટે એને સુધારવા જોઈએ, આયુર્વેદના જ્ઞાન ધરાવનાર વૈદ્યો અપૂર્ણ છે માટે એમને નવી વિદ્યા અને નવી શિક્ષા આપવી જોઈએ' એવા અનેક બાધક પ્રયોગો ચાલી રહેલા છે અને આ વહેતી આયુર્વેદ જ્ઞાનની લોકભોગ્ય સરવાણીઓને કાયદાથી બંધ કરવા પ્રયત્ન ચાલે છે. કરીયાતુ, કડું, વખમો ને ઇંદ્રત્વ વાપરનારને બદલે ક્વિનાઈન, એસ્પિરિન, ક્વિના સોલ અને એન્ટીબિન વાપરવાની ભલામણો થઈ રહી છે. કરીયાતુ, કડુ ને ઇંદ્રજવ વાપરવા અને રોગ મટાડવો એ અજ્ઞાનતા છે, મૂર્ખતા છે, કુબુદ્ધિ છે. ક્વિનાઈન-અસ્પિરિન વાપરવાં એ વિજ્ઞાન છે, સુબુદ્ધિ છે, સમજણ છે. આવા ઉપદેશ અને પ્રચાર સામેય આજે અણનમ રહેલાં છે એ આયુર્વેદનું જ્ઞાન અને આયુર્વેદનાં ઔષધો: તથા હિન્દનાં માનવીઓની રગેરગમાં જીવી રહેલું આયુર્વેદનું પદાર્થ વિજ્ઞાન, પદાર્થોમાં રોગ હરવાની શક્તિ અને તેના ગુણની જાણ હજાર જાતના હુમલાઓ થશે તો પણ નાશ નહિ પામે. "જે દેશનાં પ્રાણી ત્યાંનાં જ અન્નજળ અને ઔષધથી જામી શકે છે અને આરોગ્ય ભોગવી શકે છે." એ મહાસૂત્ર આજે કરોડો માનવીનાં કંઠે ભલે ન હોય, તેનો અર્થ તે ભલે એ ન સમજાવી શકે, પણ ચીમેડ આંખને સુધારે છે એ વાતનો એમને જેટલો વિશ્વાસ છે તેટલો બીજા દેશનાં ઔષધ ઉપર નથી. હા, જો એમની દૃષ્ટિએ પરદેશી વિદ્યાએ આંધળી કરીને એમને નવા નંબરનાં ચશ્મા નહિ પહેરાવ્યાં હોય તો.

એટલે આ દિશામાં આયુર્વેદ જેવા ગહન શાસ્ત્રને પ્રાકૃત ભાષામાં

ઉતારી લાવી પ્રાંતોમાં, શહેરોમાં, ઘરઘર પ્રત્યે, મહોલ્લા મહોલ્લામાં એકેક માનવીની બુદ્ધિમાં સમાવી દેવામાં આવે તો જ આજે બદલાઈ ગયેલી નજર ઠાવકી બની આયુર્વેદમાં રહેલાં તત્ત્વને પિછાની શકશે. જેટલા પ્રમાણમાં જેટલો અને તેટલો ઠાવકાઇથી આયુર્વેદના પ્રચાર માટે પ્રાંતિય ભાષાઓમાં નાના ગ્રંથો, પુસ્તિકાઓ મારફત જનસમાજનું વિમાર્ગે દરાઈ ગયેલું–દોરવાઇ ગયેલું મન અને બુદ્ધિ પાછાં આયુર્વેદનાં ઉપાસક બને એ અર્થે ખૂબ પ્રચાર કરવાની જરૂર છે. એ આયુર્વેદના નિષ્ણાતો જેટલું વહેલું સમજે અને એના પ્રચાર માટે જેટલું વહેલું પગલું ભરે તેટલું ભારતવર્ષના કલ્યાણ માટે અતિ ઉત્તમ છે.

'**અનુભૂત યોગાવલિ**' એ ગુજરાત પ્રાંતીય ભાષામાં લખાયેલો પ્રયોગોનો સંગ્રહગ્રંથ અથવા પુસ્તક છે. 'અનુભૂત' અને 'યોગાવલિ' એ બે શબ્દો છે. તેનો અર્થ અનુભૂત એટલે અનુભવ પામી સિદ્ધ થયેલ અને યોગાવલિ એટલે પ્રયોગોનો સમૂહ.

આગળ હું કહી ગયો છું કે વેદમાં સૂત્રરૂપે પડેલા જ્ઞાન–આયુર્વેદના જ્ઞાનને મહર્ષિઓએ સંહિતારૂપે રચ્યું, સંહિતાઓના જ્ઞાનને આચાર્યોએ વધુ સ્પષ્ટ અને લોકભોગ્ય બનાવ્યું અને એ જ રીતે ઉત્તરોત્તર આયુર્વેદના જ જ્ઞાનને જેમને, જેમ જેમ અનુભવ સાંપડતો ગયો તેમ તેમ માનવહિત માટે ગ્રંથો રચ્યા, એ જ રીતે, એ જ ગ્રંથોમાં આવેલા યોગો કે પ્રયોગોમાંથી ઉપર મને મારા અનુભવમાં જે પ્રયોગો વધુ સુંદર લાગ્યા તેનો આ નાનકડો સંગ્રહ જનતા–જનાર્દનને ચરણે ધરૂં છું.

આજે આવા યોગસંગ્રહોનાં પુસ્તકો મોટા પ્રમાણમાં બહાર પડે છે. કેટલાક સમર્થ પુરુષોએ સાગરની માફક યોગના વિશાળ ગ્રંથો બહાર પાડયા છે. "રસયોગ સાગર" અને "ભારત

ભૈષજ્ય રત્નાકર" જેવા ગ્રંથોમાં હજારો પ્રયોગો ઝબકી રહ્યા છે. તેમાં વળી આવા નાના પ્રયોગ સંગ્રહ ગ્રંથોની જરૂર શી? એ સ્વાભાવિક પ્રશ્ન ઉઠે છે. એમાં અથવા અન્ય ગ્રંથોમાં આવેલા પ્રયોગો-યોગો શું અનુભૂત નથી હોતા?

એ ગ્રંથો મહાન્ છે, એક એક રોગ ઉપર સો-સો જેટલા પ્રયોગો મળી આવે છે, છતાં આજે વૈદ્યસમાજમાં અને નવ વૈદ્યોમાં પરીક્ષિત પ્રયોગોની માગણી તીવ્ર બની રહી છે સાગર જેટલા વિશાળ ગ્રંથોમાંથી કયા રોગ ઉપર કયો પ્રયોગ વધુ અસરકારક નીવડે એ માટે ચિકીત્સાક્ષેત્રમાં કામ કરતા હરેક બન્ધુઓની નજર ફરી રહી હોય છે અને એક જ રોગના અનેક પ્રયોગો નજર સામે હોવા છતાં આમાં કયો પ્રયોગ કયા વ્યાધિ માટે વધુ લાભદાયી બનશે એ નિશ્ચય થઈ શકતો નથી.

જ્યારે વિશાળ પ્રયોગ સંગ્રહમાંથી તે તે પ્રયોગો બનાવી પોતાના દરદીઓ ઉપર વાપરી શત-સો વખત અનુભૂતં નીવડે ત્યારે એ પ્રયોગ ઉપર નજર ઠરે છે અને મન સાક્ષી પૂરે છે કે આ યોગ આશાતીત લાભ કરીને આ વ્યાધિને નષ્ટ કરશે જ.

આ રીતે જુદા જુદા વૈદ્યબંધુ પ્રયોગો બનાવી, વાપરી, લાભ મેળવી એને નાના નાના સંગ્રહમાં બહાર મૂકે એથી મહાગ્રંથોને હાનિ નથી. સમાજને હાનિ નથી, જનતાને નુકસાન નથી પરંતુ લાભ જ છે.

વળી આવા પુરાતન ગ્રંથોકત પ્રયોગોમાં તેના ગુણ બહુ રંજીત ભાષામાં અને એટલા વિસ્તારમાં આપવામાં આવ્યા હોય છે કે તે ઠેકાણે ખાસ કયા વ્યાધિ માટે આ પ્રયોગ છે તેનો નિર્ણય કરવો પણ કઠિન બની જાય છે. કેટલાક પ્રયોગો ઉત્તમ હોવા છતાં જ્યારે તેના ગુણ લખવામાં આવે ત્યારે દુનિયાના હરેક રોગને નાશ કરવાના વર્ણનને વાંચી ઝટ કઇ વિશ્વાસ પણ નથી

આવતો કે આ પ્રયોગ ખાસ કયા રોગ માટે વિશિષ્ટ પ્રકારનો લાભ કરશે. આવા વખતે વૈદ્યબંધુઓ કે સાધારણ જનસમાજ અનુભવેલા પ્રયોગની શોધ કરતા રહે તો એમની ઈચ્છા અસ્વાભાવિક ન ગણી શકાય. તેમજ સેંકડો હજારો પ્રયોગો કોઈ એક જ વ્યક્તિ અનુભવમાં ઉતારી શકે પણ નહિ. તે પછી ગ્હાય તેટલો વિદ્વાન્ કે અનુભવી હોય. એથી એની કાર્યશક્તિની પણ મર્યાદા હોય છે એટલે જ આવા સંગ્રહગ્રંથો અનુભવ લઈ બહાર પડે અને તેનો વધુ ને વધુ ફેલાવો થાય તે માટે આયુર્વેદના પ્રચારને અને જનતાના સ્વાસ્થ્યરક્ષાના હેતુને લાભકરતા છે.

લગભગ બાર તેર વરસ પહેલાં પ્રથમ મેં 'શીતળા' 'સંતતિ સંયમન' એ બે નાની પુસ્તકાઓ બહાર પાડી અને ત્રીજા પુસ્તક તરીકે **'અનુભૂત યોગાવલિ'ના** પ્રયોગો છપાવી પુસ્તક બહાર મૂક્યું અને તે ચપોચપ ઉપડી ગયું. પરંતુ 'અનુભૂત યોગાવલિ' બહાર મૂક્યા પછી મારી દષ્ટિ બદલાઈ મને એક વસ્તુ બહુ મુંઝવતી હતી કે સાધારણ જનસમાજ જેટલો સાહિત્ય, વાર્તા, રાજકારણ સાંપ્રદાયીક અને મનોરંજન કરનારાં પુસ્તકો પ્રેમથી ખરીદે છે, વાંચે છે અને પાસે રાખે છે તેટલા પ્રમાણમાં વૈદકના પુસ્તકો તરફ પ્રેમ નથી ધરાવતી અને નથી વાંચતી; તે શા માટે ?

અને એ હકીકત ઉપર વિચાર કરતાં લાગ્યું કે સાધારણ માનવ સમુદાયને તંદુરસ્તી મેળવવા ઉપર પ્રીતી જ નથી એમ નથી. મનુષ્યોને હરેક પ્રકારના જ્ઞાનની ભૂખ તો છે જ અને હોય છે. પરંતુ આયુર્વેદનું જ્ઞાન ગહન છે અને રસિક પણ નથી, વળી એ વિષય ત્રિદોષ સિધ્ધાત ઉપર એવી ગહન રીતે રચાયેલો છે કે અલ્પજ્ઞ માનવી જેમનું જીવનનું ક્ષેત્ર વેપાર, રોજગાર, ધંધો કે

નોકરી અથવા ઉદ્યોગ છે તેવો વર્ગ દેશી વૈદકનાં પુસ્તકો માતૃભાષામાં અનેક પ્રગટ થયાં છે છતાં જોઈએ તેટલા પ્રમાણમાં તેમાં રસ લેતો નથી. એટલે આ વિષયમાં રસ લેતો થાય, એવી શૈલી, વલણ, ભાષાનિરૂપણરૂપે પુસ્તકો તૈયાર થાય તો મધ્યમ વર્ગ આમજનતા અને જે આયુર્વેદ વિષયનું અધ્યયન કરવા નથી ઈચ્છતો એવો વર્ગ પણ આ તરફ ખેંચાય અને રસ ધરાવે. તો જ આયુર્વેદનું જ્ઞાન શાખારૂપે બહુ પ્રચાર પામે : અને મેં 'રખે વહેમાતા'ના મથાળા નીચે એક લેખમાળા રાણપુરમાંથી શ્રી ચંદુલાલ જેઠાલાલ વ્યાસનાં તંત્રીપદેથી નીકળતા 'બહુરૂપી' પત્રમાં શરૂ કરી. દર સપ્તાહે એ લેખમાળા આવતી ગઈ અને હજારો વાચકનું ધ્યાન ખેંચાતું ગયું. લેખમાળા આગળ વધતી ગઈ તેમ તેમ સાધારણ જનસમાજનું પણ એ તરફ ખૂબ ધ્યાન ખેંચાયું.

પરિણામે 'રખે વહેમાતા' પુસ્તકરૂપે પ્રથમ વાર અગાઉથી ગ્રાહક થયેલી સંખ્યાને વેચવા બે હજારની સંખ્યામાં પ્રગટ થયો. અને દર વરસે એની આવૃત્તિઓ ઉપર આવૃત્તિઓ નીકળવા લાગી. આજે એ પુસ્તકની નવમી આવૃત્તિ વંચાય છે દશમી થોડા વખતમાં પ્રેસ ઉપર જશે. 'રખે વહેમાતા.' પ્રગટ થયું અને લોકરૂચી મેળવી ચુકયું. એથી મારા ઉત્સાહમાં પણ વધારો થયો અને મેં નવું પુસ્તક 'પુત્રદાને પારણું.' લખ્યું. ત્યાર પછી 'બા અને બાળક' લખાયું. 'વીણેલાં' પ્રગટ થયું અને એની સાથે નાના મોટાં અનેક પુસ્તકો પ્રગટ થઇ ચુક્યાં. જેમાનાં કેટલાંક ચોથી–પાંચમી આવૃત્તિ સુધી પણ પહોંચી ચુકયાં છે. હિન્દુસ્થાનના એક છેડેથી બીજા છેડા સુધી આ પુસ્તકો સારી ચાહના મેળવી શકવા ઉપરાંત હિન્દુસ્થાન બહાર પણ બરમા, આફ્રિકા વગેરે દેશોમાં પણ આ પુસ્તકો સારા પ્રમાણમાં વંચાય છે અને સમાજ એને ઉઠાવતો રહ્યો છે.

આ નવા ગ્રંથો જેમ જેમ પ્રગટ થતા ગયા તેમ તેમ તેમાં સમાયેલું તત્ત્વ જનતાને રોચક અને પાચક બનતું ગયું અને તેણે 'અનુભૂત યોગાવલિ'ની માગણી કરવા માંડી. દરરોજ એકાદ બે પત્રો તો હોય જ. 'અનુભૂત યોગાવલિ' જો એકાદી સિલિકે હોય તો પણ મોકલી આપો. ભલે પાંચ રૂપીયા કીંમત આપવી પડે.' પરંતુ એની પ્રથમ આવૃત્તિ તો દશ વરસ પહેલાં પ્રગટ થઇને વેચાઇ ચુકી હતી, માત્ર એક પ્રેસ કોપી જ ફાઇલમાં હતી તેને સાચવી રાખી હતી. હવે આ રોજનંઃ માગણી અને જે વસ્તુ હાજર ન હોય તેનો મોહ પણ અત્યંત હોય છે. કેટલાક એ પુસ્તકની ખરીદવાની મહદ ઇચ્છા ધરાવનાર બંધુઓ તરફથી ઠપકાના પત્રો આવવા લાગ્યા અને 'અનુભુત યોગાવલિ' બીજી આવૃત્તિ છપાવવાનો નિશ્ચય થયો.

દશ વરસ પહેલાં છપાયેલ આ નાની પુસ્તિકા—માત્ર એકસો જેટલા પ્રયોગોની ટચુકડી એ પુસ્તિકા હતી. અને એવી નાની પુસ્તિકામાં મેં મારો દશ વરસ પહેલાનો અનુભવનો નીચોડ જણાવ્યો હતો. આજે દશ વરસ પછી જ્યારે એની બીજી આવૃત્તિ પ્રગટ થાય છે તે ગાળામાં મારો અનુભવ અનેકગણો વધ્યો છે. અનુભવ વધવાનાં બે કારણ છેઃ એક તો પાટડીમાં "વિશાળ ઔષધ ભંડાર" આ નામની ફાર્મસી મારી દેખરેખ નીચે ચાલે છે. તેમાં વીશ પચ્ચીશ માણસો સતત ઔષધિ નિર્માણનું જ કરી કાર્ય રહ્યા છે. રસ, ભસ્મ, અવલેહ, આસવ, ગુટિકા, ઘૃત, તેલ, ચૂર્ણ, કૂપીપક્વ રસાયનો ઇત્યાદિ ઔષધો મોટા પ્રમાણમાં તૈયાર થાય છે. એ ઉપરાંત વિવિધ જાતના વ્યાધિથી પીડાતા દરદીઓ માટે નવા નવા પ્રયોગો પ્રમાણે ઔષધો બનાવવાં પડે છે એ અંગે કાષ્ટિક ઔષધિ-ખનીજ પદાર્થો, ધાતુ, ઉપધાતુ, વિષ, ઉપવિષ, સામુદ્રિક દ્રવ્યો માટે વારંવાર પાલનપુર, દહેરાદુન, પંજાબ, સુરત પ્રદેશમાં મઢી તરફથી વલસાડ, અમલસાડ અને નડીયાદ—મુંબઇથી અનેક કાચાં દ્રવ્યો લાવવાં, એની પરીક્ષા કરવી, એને શોધવાં અને પક્વ ઔષધ

તૈયાર કરવાં એ ઉપર સંપૂર્ણ કાળજીભરી રીતે સર્વગ્રાહી દૃષ્ટિથી રાત દિવસ મારે અનુભવ આપવો પડે છે અને મને ય તેમાં હંમેશા નવું ને નવું જાણવાનું મળ્યા જ કરે છે. રસાયનો અને વનસ્પતિઓ, તેમાંથી થતા મિશ્ર પ્રયોગો, અગ્નિની આંચ, પરિપક્વતા, અપૂર્ણતા અને સ્ખલન, ભૂલ કે બગાડ આ બધા તરફ અભ્યાસભરી નજરે અને બુદ્ધિપૂર્વક કામ લેવાનું હોય છે. બહારથી આવતાં કાચાં દ્રવ્યો માટે જો જરા પણ વિશ્વાસ રાખી લઈએ અને જાતિ તપાસ ન કરીએ તો એકને બદલે બીજી વસ્તુ, સડેલી કે બગડેલી અથવા ભળતી જ ચીજો આવી જાય. જેને લઈ પ્રયોગોક્ત ઔષધ ગુણ તો ન કરે પણ નુકસાન કરે અને આવી રીતે સ્હેજ પણ ભૂલથી બનેલાં ઔષધ કેટલીયે વખત ફેંકી દેવાં પડે છે.

મને ઘણી વખત એ જાણવાનું મળ્યું છે કે ઔષધ એના પાઠમાં જણાવ્યા પ્રમાણે ગુણ આપતું નથી એની પાછળ કારણની તપાસ કરતાં લાગ્યું કે, એની અંદર પડતાં દ્રવ્યો પૂરેપૂરાં સાચાં નથી નંખાયાં હોતાં અથવા સડેલાં કે બગડેલાં હોય છે. અથવા જે જે વનસ્પતિનો રસ એને પૂરેપૂરો પાવો જોઈએ, પુરતા પટ આપવા જોઈએ તે અપાયા નથી હોતા અગર તો એના નિર્માણ માટે ઉતાવળ કરવામાં આવી હોય છે અને પુરતી પક્વ ઔષધિ બની નથી હોતી અથવા બનાવનારની અણુઆવડતને લઈને ઔષધ પોતાનાં સાચા સ્વરૂપમાં તૈયાર થયું નથી હોતું. અને એથી જ રોગીના શરીર એ પોતાનો સાચો ગુણ અને શક્તિ ઉપર એવી ઔષધિ નિપજાવી શકતી નથી.

જ્યાં સુધી આયુર્વેદ ઔષધ વાપરનાર ચિકિત્સક ઔષધને ઓળખવાનું, એને બનાવવાનું અને એમાં પડતાં દ્રવ્યોના ગુણ, રસ, વીર્ય, વિપાકને સમજવાનું જ્ઞાન નથી ધરાવતો અથવા ધરાવવા છતાં તે તરફ દુર્લક્ષ કરે છે તે પોતાના ચિકીત્સાકાર્યમાં સફળ થઈ શકતો નથી અને ઔષધિ આપવા છતાં વ્યાધિ ઉપર જયારે

તેની અસર જોઇએ તેવી થતી નથી ત્યારે ચિકિત્સક મુંઝાય છે અને વિચારમાં પડી જાય છે એનું ખરૂં કારણ છે એમની ઔષધ બનાવવાની અણઆવડત અને ફાર્મસીમાંથી ખરીદ કરી માત્ર પડીકાં વાળી આપી સંતોષ માને છે તે છે.

કેટલાંક ઔષધ એવાં છે કે જેને માટે ઘણાં સાધનો, ઘણી સમણાઝીક કરવાની હોતી નથી. ઘર આંગણે જ થોડીક કાળજી અને થોડોક શ્રમ તથા થોડાંક સાધનો રાખી કેટલાંક સીધાં–સાદાં ઔષધો જાતે બનાવી લે તો તેમાં પડતી ચીજો માટે કાળજી રાખી શકાય. વસ્તુ સારી મેળવી શકાય અને સાચી નાંખી શકાય, એથી ઔષધ ઉત્તમ બને. ઔષધ અને હથિયાર તાજાં અને સદ્ય ફળદાતા હોય તો જ રોગ અને દુશ્મનને હાંકી કઢાય.

આયુર્વેદ ઔષધોની ફાર્મોકોપીયા બની શકે તેમ નથી. એક જ ઔષધ દશ વીશ જાતનાં હોય છે.

અગ્નિકુમાર રસ લ્યો. એ એકવીસ જાતનો છે. મુંબઈ ઈલાકાના વૈદ્યો જ્યારે અમુક જાતનો અગ્નિકુમાર બનાવી વાપરે છે ત્યારે મહારાષ્ટ્ર બીજી જાતનો, બંગાલી કવિરાજો ત્રીજી જાતનો અને જેમને જે અગ્નિકુમાર ઠીક લાગ્યો તે પ્રમાણે તે બનાવીને વાપરે છે. અભ્રક ભસ્મ અને લોહભસ્મ, બંગભસ્મ અને સુવર્ણમાક્ષિક ભસ્મઃ મૂળ દ્રવ્ય એક જ જાતનું હોવા છતાં દરેક જગ્યાએ એ જુદી જુદી રીતે જુદી જુદી વનસ્પતિઓના પુટ આપીને બનાવે છે. એથી તો આજે દરેક ઠેકાણે બનતાં ઔષધના રંગ, રૂપ, સ્વાદ, ગુણ વગેરે જુદા જુદા જણાય છે અને એ જુદી જુદી રીતે બનાવવામાં આવતી કૃતિઓ ખોટી છે એમ મારો કહેવાનો અર્થ નથી. પરંતુ આ આયુર્વેદીય ઔષધોને એક જ રૂપે રીતે ફાર્મોકોપીયાનાં રૂપમાં સંકલનાબદ્ધ કરવું કઇ રીતે બની શકે? કદાચ કેટલીક પ્રચલિત રીતે એ બનેલાં ઔષધોને એમાં દાખલ કરે અને બીજાંને બંધ કરે તો

બાકી રહી જતી કૃતિઓ નાશ ન પામે? એથી તો વિકાસ થવાને બદલે વિનાશ તરફ જ વધુ જવાય. ફાર્મસી ઉપર કાયદો આવવાનો છે અને ઔષધિનિર્માણ વિભાગ ઉપર પણ જેમ વૈદ્યોને રજીસ્ટર બનાવી કાયદો લાવી. આયુર્વેદની વિશિષ્ટતાને કચરી નાંખી છે તેમ આ કાયદો ઉપર બતાવેલી બાબતોને ધ્યાનમાં રાખે. વૈદ્યો ઔષધ જાતે બનાવી પોતાની પાસે આવતા દર્દીઓને જેમ રોગમુક્ત કરે છે અને એ અર્થે એને પદાર્થોનું જ્ઞાન થાય તે, ઔષધનિર્માણ કરવાનું જ્ઞાન થાય છે અને એ જાતે બનાવેલાં ઔષધો દર્દીના શરીર ઉપર કેવી અને કેટલી અસર કરે છે તે જાણી શકે છે આટલું પણ એમના હસ્તક સ્વાવલંબીપણું અને સ્વતંત્રતા છે તે ઝુટવી લેવામાં ન આવે. આજનો ડોક્ટર જેમ પરાધીન છે તેમ કેટલાંક પોતાનાં હસ્તક વપરાતાં ઔષધનું એને પોતાને જ જ્ઞાન કે દિશાની ખબર નથી હોતી તેવી સ્થિતિ આયુર્વેદના ચિકિત્સકોની ન કરી નાંખે તો તો સારું.

મને તો મારી નજર તળે બનેલાં ઔષધો પ્રત્યે જેટલો વિશ્વાસ અને શ્રદ્ધા છે તેટલો વિશ્વાસ અને શ્રદ્ધા અન્ય ફાર્મસી કે વ્યક્તિએ બનાવેલાં ઔષધો પ્રત્યે નથી રહેતો અને શંકા રહ્યા જ કરે છે.

હું એક વખત ભાવનગર ગયો. મારા પરમ મિત્ર શ્રયુત દેવેન્દ્ર એમ. દેસાઈ જેઓ એક સારા વૈદ્યરાજ છે. તેમણે એક પ્રસિદ્ધ ફાર્મસીની 'સુવર્ણ વસંત માલતી'ની ટીકડી મને બતાવી. અમે દર વખત બનાવતા. એ 'સુવર્ણ વસંતમાલતી' કરતાં તેનો રંગ તદ્દન જુદી જાતનો હતો એટલું જ નહિ પરંતુ તેમાં નાંખવામાં આવેલા સોનાના વરખની કણીઓ પણ ઉપર દેખાતી હતી અને ટીકડી ભાંગી તો અંદર પણ સોનાની કણી દેખાતી હતી.

'સુવર્ણ વસંત માલતી'માં સોનાનો વર્ક અથવા તો સોનાની ભસ્મ પડે છે એ વાત બરાબર છે. પરંતુ બધાં દ્રવ્યો એકઠાં કરી

તેની અંદર માખણ નાંખી લીંબુનો રસ પાઈ કેટલાક દીવસ ઘુંટવામાં આવે છે.

આ રીતે ઘૂંટવાથી એમાં પડેલા દ્રવ્યો એના મૂળ સ્વરૂપમાંથી અદૃષ્ય થાય અને લીંબુમાં રહેલા એસિડથી દ્રવ્યોનાં સુંદર સૂક્ષ્માતિ સૂક્ષ્મ કણો બને છે કે જેથી દરદીના લોહીમાં એ સહેલાઈથી મળી જઈ શકે.

તો પછી આ સોનાની કણી મૂળ સ્વરૂપમાં કાં દેખાય? એનો અર્થ એ થાય કે ગ્રાહકને લલચાવવા માટે સોનું પ્રત્યક્ષ દેખાય એ રીતે ઉપરથી ટીકડી બનાવતી વખતે જ નાંખવામાં આવ્યું છે. પરંતુ એથી ઔષધનિર્માણમાં ક્ષતિ થઈને ઘૂંટાયા વગરનું સોનું કણ રૂપમાં જુદું તરી આવતું અને જે લીંબુના રસમાં મર્દન પામી સૂક્ષ્માતિ સૂક્ષ્મ નથી બન્યું તે પેટમાં જઈને તુરત જ ઝાડા વાટે બહાર નીકળી જવાનું. એથી એ 'સુવર્ણ વસંત માલતી' દરદી ઉપર ધારી અસર નહિ કરે. જોકે સોનું અને બધી ધાતુઓ પચતી નથી પણ શરીર બહાર નીકળી જાય છે. જેમને સોનું ખવરાવવામાં આવે છે તેવા દરદીઓનો ઝાડો એકઠો કરી તેનું સંશોધન કરવામાં આવે તો સોનું મળી આવે જ. છતાં સુવર્ણ અને બીજી ધાતુ શરીરમાં જેટલો વખત ટકી રહે તેટલો વખત એ પોતાની શક્તિ આપે છે એટલે જ એને અતિ સૂક્ષ્મ બનાવવા માટે દશ અગીયાર દિવસ સુધી, બીજાં દ્રવ્યો સાથે ઘૂંટવામાં આવે છે. જે બારીક કણરૂપ બનવાથી બીજાં દ્રવ્યો સાથે સહયોગી બની શરીર ઉપર ચોક્કસ પ્રકારની અસર કરે છે. પરંતુ આ રીતે નાખેલું સોનું નકામું જાય છે, શરીરમાંથી જલદી બહાર નીકળી જાય છે અને 'સુવર્ણ વસંત માલતી'નો પાઠ યોજનારનો જે હેતુ હતો અને જે દ્રવ્યોની શરીર ઉપર ઉપજાવી શકાય તે અસરનો ભાવ તેનું આ રીતે વેપારી કુનેહ અને ગ્રાહકને લલચાવા

માટે કરેલી યુક્તિ એના મૂળભુત ઉદ્દેશનું ખૂન કરે છે અને એ રીતે દેશી વૈદકને પણ હીણપત આપનાર છે.

એક હલવાઈ વેપારીને હું ઘણા વખતથી ઓળખું છું. તે ભાઈ મગજ, મોહનઠાર જેવી મીઠાઈની અંદર ઘી ન નાંખે પણ તાછમાં ઠાર્યા પછી ઉપરથી ઊનું કરી ઘી રેડે.

એથી એ મીઠાઈનાં ચકદા ઉપર ઘીનો થર દેખાય. મેં એમને પૂછ્યું: 'ભાઇ! આમ શા માટે કરો છો?' એમણે પાપ-છૂટી વાત કરી: 'એથી તો ગ્રાહક ઘીનાં થેપડા જોઇને જ લઇ જાય છે. ઘી અંદર નાંખવામાં જ નથી આવતું. માત્ર બહાર દેખાવ જ કરવામાં આવે છે ગ્રાહકોને લલચાવા.' પરંતુ આટાનો દાણો શેકાતાં અંદર ઘી નાંખી શેકવામાં આવતે તો એ મીઠાઈ વધુ સ્વાદીષ્ટ, વધુ સુપાચ્ય અને વધુ ગુણશાળી બની શકે છે. વેપારીની એ તરફ નજર નથી. એને તો ગ્રાહક લલચાય. એ જોવાનું હોય છે. ફાર્મસી સંચાલકો જો આ રીતે વેપારી બની જાય તો ઔષધિનિર્માણમાં એટલો મોટો અંધકાર વ્યાપે કે કોઇને વિશ્વાસ ન રહે. ફાર્મસીઓ બહુ મોટી થઈ જાય. તેનાં ઉપર કોઇનું પ્રભુત્વ ન હોય. માત્ર નફો તારવવાનો અને ભાગીદારોને સારો નફો કયી રીતે મળે એ જ નજર હોય ત્યાં સિદ્ધાંત, નિયમ કે પરિપાટી. ન સચવાય અને નફાના વહેપાર ઉપર નજર રહે એ સ્વભાવિક છે.

આટલા વિવેચન અને કથન પાછળ મારો લખવાનો હેતુ એ છે કે ઔષધ બનાવવામાં જેટલી સાવધાની, જેટલી કાળજી, જેટલો અનુભવ અને જેટલી નિર્લોભી વૃત્તિ રહે તેટલાં જ ઔષધ સારાં અને પ્રભાવશાળી બનવાનાં. અને પ્રભાવશાળી શુદ્ધ પરિપક્વ અને પૂર્ણ બનેલાં ઔષધો જ માનવ શરીરના વ્યાધિને નાબુદ કરી સાચી તંદુરસ્તી અને સાચું સ્વાસ્થ્ય અપાવી શકે.

મારો અનુભવ મેળવવાનું બીજું ક્ષેત્ર છે ચિકીત્સા વિભાગ: અમદાવાદમાં છેલ્લા બાર વરસથી મારૂં દવાખાનું ચાલે છે અને ત્યાં અનેક સ્ત્રી–પુરુષ અને બાળકો સતત નિયમિત મારી પાસે નિદાન માટે અને ઔષધ મેળવવા માટે આવે છે, અમદાવાદ ઉપરાંત પૂર્વ ગુજરાત અને ઉત્તર ગુજરાત ઉપરાંત મુંબઈ, ત્રાવણકોર, હૈદ્રાબાદ, યુ. પી. અને કલકત્તા કાઠીયાવાડ અને કચ્છ તરફનાં પણ અનેક દરદીઓ વિવિધ વ્યાધિ અને દુ:ખથી પીડાતાં દૂર દૂરથી નામ સાંભળી આવે. તેમાં માત્ર કોઈ એક જ કોમનાં નથી હોતાં, હિન્દુ, પારસી, મુસલમાન, હરિજન, ક્રિશ્ચિયન વગેરે ભાઈ–બાઇઓ હોય છે. મિલના મજૂરથી માંડી મુંબઈ સરકારના પ્રધાનો સુધી મારો ચિકીત્સાનો હાથ લંબાયેલો હોય છે. ગરીબમાં ગરીબથી માંડી મિલમાલિકો અને કોલસાની ખાણો ધરાવતા કરોડપતિઓ પણ આવી ચૂક્યા છે. ચિકિત્સક એક ધન્વંતરિનો બાળક છે. તેનામાં સમદૃષ્ટિ અને નિર્લોભ ભાવ, દયા અને પ્રેમ: દુ:ખીના દુ:ખ દૂર કરવાની વૃત્તિ અને એ તન્ત્રનું સંશોધન જો પ્રધાનપણે હોય છે તો તેની પાસે અનંત માનવીઓ આવે છે. એના હાથમાં રહેલું અમૃત, એ અમૃતથી દરદી દુ:ખથી મુક્તિ મેળવી શકે છે. વૈદ્યને કોઈ નાતજાત નથી. તેને કોઈ પોતાનું પરાયું નથી. તે કોઈ ઉપર પ્રસન્ન–અપ્રસન્ન નથી થઈ શકતો. એને સમદૃષ્ટિ કેળવવી પડે એને ભલામણો વલણ બદલાવી ન શકે, એને લાલચો લોભાવી ન શકે એને મોટો માણસ લલચાવી ન શકે, એને ગરીબ અને આતુર દરદી ઉપર સમભાવ હોવો જોઇએ. એનું હીરાજડીત વીંટીવાળો હાથ ધ્યાન ન ખેંચી શકે અને મેલોઘેલો સડેલો અને દુર્ગંધી હાથ અણુમમો ન ઉપજાવી શકે.

વૈદ્યની ગાદી કે ખુરશી અસિધારાવ્રત આચરવાની ભૂમિકા જેવી છે. એ આસન ધન્વંતરિનું છે. વીર વિક્રમના સિંહાસન ઉપર

બેસવા માટે કોઈ રાજા પગ ધરે ત્યારે પુતળી પુકાર કરીને કહેતી: 'ખામોશ, રાજન્ સિંહાસન ઉપર પગ ધરતાં પહેલાં તારી યોગ્યતા, તારી લાયકાત તારી રાજન્ તરીકેની ફરજનો વિચાર કરી પછી સિંહાસન ઉપર આરૂઢ થા. ચેત!

એ વેપારી નથી, વૈદ્ય–સાચો વૈદ્ય સમાજનું ધન છે. ઉપર કહેલા ગુણો અને લક્ષણો વૈદ્ય જેમ જેમ મેળવતો જાય છે તેમ તેમ તેના તરફ જનતાનો ધોધ વહે છે. માનવીઓ તેને પૂજ્ય અને વંદનીય માને છે. આ લોકની સર્વ સંપત્તિ, ધન, યશ, માન એને મળે છે **चिकित्सा नास्ती निष्फला** । ચિકિત્સા નિષ્ફળ જતી જ નથી. પરંતુ વૈદ્યે તો ફળ સામે દૃષ્ટિ રાખ્યા સિવાય પોતાનાં નિયત કર્મમાં સતત્ મશગૂલ રહેવું જોઈએ.

મેં મુંબઈના આઠ પ્રોગ્રામો કર્યાં. મુંબઈ જેવી પંદર લાખની વસ્તીની નગરી: જેમાં મહાન્ નિષ્ણાતો વૈદ્યો અને ડૉકટરોની તો સીમા નહિ. એક વીઝીટના ૫૦૦ રૂપીયા ૧૦૦૦ રૂપીયા લેનાર ડૉકટરો જ્યાં વસે છે, એકાદ નાની સરખી સલાહ લેવામાં પણ એક માનવીને પાંચ કે દશ રૂપીયા. "કંસલ્ટ" ફીના આપવા પડે છે એ નગરીમાં જાણે કોઈ ગરીબ જ ન હોય તેમ એવો કોઈ ભાગ્યે જ વૈદ્ય મળે જે દરદીને સંતોષથી સાંભળે, એના દરદની પાછળ રહેલા કારણની સાચી શોધ કરી તેને આશ્વાસન આપી સાચા માર્ગે લઈ જાય. તેને કડુ કરીયાતુ કે કાંચકા, કાંળી જીરી જેવાં ઔષધો ઉપર વિશ્વાસ બેસારી, સાચા દુ:ખમાં રાહત આપનાર ગરીબમાં ગરીબ માનવી પણ એ ઔષધથી દુ:ખમુક્તિ મેળવી શકે; એ માર્ગે વાળી શકે એવો કોઈ ગરીબ વૈદ્ય હશે કે કેમ તે હું નથી જાણી શકયો. અને મુંબઈમાં કાલબાદેવી રોડ ઉપર આવેલા 'આર્ય નિવાસ હિન્દુ લોજ'માં બે રૂમ મારા ખરચે રાખી મારી પાસે આવનાર તન–મનનાં દુ:ખીયાં માનવીઓને હું સાચો માર્ગ ચીંધીશ,

નિદાન કરી આપીશ અને તેના બદલા તરીકે કોઈ પણ જાતનું નાણું, પદાર્થ કે મેવા હું લઈશ નહિ એ ભાવનાએ શરૂઆત કરી આઠ દિવસ રહેવાનું અને આઠે દિવસ પૂરા બાર કલાક સુધી આવનાર હરેક વર્ણ અને કોમનો જાતભાતનો ભેદ રાખ્યા સિવાય વૈદ્ય તરીકે મારી ફરજ બજાવવા હું તૈયાર થયો. મારી આ પ્રવૃત્તિ ઉપર કેટલાક મારા નિકટવર્તી બંધુઓને પણ મારી આ યોજના ઘેલછા ભરેલી લાગી. એમણે કહ્યું: 'મુંબઈ જેવા સ્થળમાં જઈને આ રીતે ગાંઠનું ગોપીચંદન વાપરી તમે આ પરોપકાર કરવા બેઠા છો! જુવો આ કાઠીયાવાડના...વૈદ્યરાજ ઘરે જોવા જવાની ફી રૂ. ૧૦૦, ત્યાં આવી સલાહ લેનારની ફી રૂ. ૨૫ નક્કી કરી, હમણાં જ મુંબઈ જઈ આવ્યા અને રૂપીયાની થેલીઓ ભરી આવ્યા!

મને કેટલાય વરસથી એક વાત નથી સમજાતી કે માણસનામાં ઈશ્વરે જ્ઞાન ભર્યું, એ જ્ઞાન બીજા માનવબંધુને આપવા માટે ફી શા માટે રાખવી? જ્ઞાન આપવાથી તો ખૂટતું નથી તો પછી એ જ્ઞાનગંગા વહેતી રાખવામાં નુકસાન શું થતું હશે? તે સલાહની ફી વૈદ્યો લે છે! ડોકટરો લે છે તે માટે! ડોકટરોની વાત જુદી છે. તેમની કેળવણી અને વિદ્યા જુદી છે અને સંસ્કાર પણ જુદા છે. પરંતુ આયુર્વેદના ઉપાસકો આયુર્વેદના પ્રાણાચાર્યોનું ફરમાન જો સ્વીકારતા હોય તો એણે પોતાના જ્ઞાનની ફી–સલાહની ફી ન લેવી જોઈએ. મુંબઈમા હું મારા સાથીદારો સાથે ગયો. ત્યાં કેટલીક પારસી બહેનો અને ચાહનારા મિત્રોએ પ્રોગ્રામ દરમિયાન વ્યવસ્થા સાચવી. મુંબઈ માટે આ નવું હતું. કાંઈ પણ બદલો જ નહિ લેવો અને નિદાન થાય અને ઔષધની યોજના બતાવાય. થોડાક આગળથી જેમનાં શિરનામાં જાણમાં હતાં તેમને ખબર અપાઈ ગયેલી અને માનવસમુદાય ઉમટયો.

સવારના આઠથી રાત્રિના નવ સુધી હું સતત પ્રયત્ન કરતો. બસો બસો માણસો બહાર અનુક્રમ સાચવી નામ નોંધાવી ત્રણ ત્રણ

ચાર કલાક શિસ્તનું પાલન કરી મારી પાસે આવતા, ઈશ્વર મને બાર તેર કલાકની સતત પરિશ્રમ કરવાની શક્તિ મેળવવામાં મદદ કરતો અને એ આઠ દિવસ હું આ રીતે એક પાઈની રોકડ રકમ, કોઈ વસ્ત્ર અન્ન કે જમણ કશું જ દરદી તરીકે આવનાર વર્ગનું સ્વીકાર્યા સિવાય કર્યે જતો. રોજનો આંકડો છસો–સાતસો સુધીનો પહોંચતો. કેવળ ગરીબ દરદી જ આનો લાભ લેતા એમ પણ નહોતું. અમીરો, મોટરવાળાઓ અને કરોડપતિઓ પણ આવતા અને બબ્બે કલાક સુધી પોતાનો વારો આવવાની રાહ જોતા અને ભગવાન ધન્વંન્તરિના પાયેલા અમૃતમાંથી અણું લઈ પ્રસન્નચિત્તે વિદાય લેતા.

બસ આઠ દીવસ પછી હું મુંબઈ છોડતો. પ્રલોભનો એટલી હદ સુધી વધી જતાં કે લક્ષ્મી હમણાં ચલિત કરશે એવી બીતિ રહેતી. એક મિલ માલિકે ચાલુ પ્રોગ્રામમાં બે હજાર રૂપીયાની બે થોકડી ટેબલ, ઉપર મુકી. મેં કહ્યું: 'શું ભાઈ આ?' એ કહે: 'વૈદ્યરાજ આટલો બધો શ્રમ, આટલો ખર્ચ, કોઈની પાસેથી કશું લેતા નથી. એટલે આ ખરચને પોંચી વળવા!'

મેં કહ્યું: 'ભાઈ! બદલો લેવો નહિ એવો મારો નિશ્ચય છે.'

'પણ હું તો શ્રીમંત છું, સરોવરમાંથી પ્યાલો ભરે તેટલું જ આ ધન છે.'

'એ બરાબર છે, પણ ભાઈ! એ તમે પાછા લઈ જાવ. લક્ષ્મીની લાલચ એવી છે કે આજે હજારો ગરીબ દરદી દુ:ખી જે મારી પાસે આવે છે તે આવતી કાલથી બંધ થશે અને મને લાલચ વળગશે.'

મેં દર વરસે એવા આઠ પ્રોગ્રામ કર્યાં. હું આજે હિંમતથી કહું છું કે હજારો દુ:ખીને મેં આયુર્વેદ તરફ વાળ્યા છે, સાચો માર્ગ બતાવ્યો છે અને મહિનાઓ, વરસો થયાં જેઓ આકરા અખતરા, મોંઘી પેટંટ દવાઓ અને ઈંજીકશનોનાં મારાથી દુ:ખમાં

રીબાતા હતા તેમને માત્ર નિયમિત હરડે લેવાના, કેવળ કરીયાતાનો ફાંટ સતત પીવાના કે માત્ર પરોઢમાં ઊંઠી નાકથી પાણી પી ચાર કે પાંચ નંબર સુધી ગયેલા ચશ્મા દૂર કરી નિર્મલ દૃષ્ટિ મેળવી આપવાની સલાહ આપીને એવાને સંપુર્ણ તંદુરસ્ત બનાવ્યા છે, પરંતુ બદલાની એક પાઈ પણ એમની પાસેથી લીધી નથી.

આજે પત્રવહેવારથી એ જ રીતે હજારો દરદીઓ પોતાને થતી મુંઝવણમાંથી માર્ગ મેળવે છે. રાણપુરમાંથી પ્રગટ થતા. 'બહુરૂપી' પત્રમાં 'પૂછ્યું ને કહ્યું' એ મથાળા નીચે હું નિયમિત આયુર્વેદ ઔષધોથી અને સાચી સલાહથી દરદીને દોરી રહ્યો છું. અમદાવાદના દવાખાને સેંકડોની સંખ્યામાં માનવસમુદાય આવ્યા જ કરે છે અને દુઃખમુક્ત મેળવી જાય છે.

પરંતુ આજે હજુયે મારા અંતરમાં દુઃખની એક વાત છે. જ્યારે આટલી વાતો લખી છે ત્યારે એ પણ જણાવી દઉં: હું જ્ઞાન મફત વહેંચું છું પણ ઔષધનાં નાણાં લઉં છું. એ મારા અંતરનું એક ઊંડું દુઃખ છે. ઔષધ હું મફત કેમ ન આપી શકું! આ બાબત એટલી ઊંડી, ગહન અને આંટીઘૂંટીવાળી છે કે એને ઉકેલવાનો મને માર્ગ નથી સૂઝતો. મને એની આડે આવે છે—

'હું ગૃહસ્થાશ્રમી છું.

'મારે બાળબચ્ચાં અને કુટુંબ પણ છે

'તેનો નિર્વાહ......

'સંસ્થામાં કામદારવર્ગ કામ કરે છે તેનો પગાર

'ઔષધો બહારથી વેચાતાં લેવાં પડે છે તેને માટે નાણાં

'સરજનહારે મને ધનવાન, ગર્ભશ્રીમંત કે અસ્કયામતવાળો ન બનાવ્યો.

'હું ત્યાગી સન્યાસી હોત તો મારે બે લંગોટી એક તુંબડી

અને **वसुधैव कुटुंबकम्** । આ જ રીતે હું હોત તો ? હું ઘણું કરી શકત અને મારી આકાંક્ષાઓ પૂરી કરવામાં મારા સ્વાર્થો, મારા ધ્યેયને પહોંચતાં મને આડાં ન આવત.

શું મારા ઋષી–મુનિઓ જંગલમાં રહી, પર્ણજળ ઉપર નિર્વાહ કરી જનકલ્યાણનું કાર્ય નહોતા કરતા ?

'એક સુંદર વન હોય—'

'ત્યાં દર્ભથી પર્ણકુટીઓ રચી હોય—

'વિદ્યાર્થીઓ આયુર્વેદનું અધ્યયન કરતા હોય અને તરતની વનસ્પતિ જે ઋતુઓ આવતાં ફલાં ફલાં થાય છે તેને ખોદી લાવે, ત્યાં જ હાથે ઔષધો બને. મજાનાં માટીનાં ગડકુડાં કે કુંજામાં દવાઓ ભરાય. દરદીઓ આવી ત્યાં રહે. નિદાન થાય, વિનામૂલ્યે મેળવેલી વનૌષધિની દવા અપાય. કેવળ ગાયનાં દૂધ ઉપર, છાશ ઉપર, ફળ ઉપર રાખી. માનવીઓને કાયાકલ્પ પ્રયોગો થાય. તો—

આ મારૂં સ્વપ્ન આજે તો કોઈ મૂર્ત સ્વરૂપમાં ફલિત નથી થયું. હું એવો વૈદ્ય ના બનું ? નિષ્કંચનઃ ન કાંઈ લેવાનું હોય, ન આપવાનું હોયઃ જેનું તેને. તો જ સાચી સેવા તરફ હું ગયો છું એમ કહું. આજે તો હુ હજી સ્વાર્થી વૈદ્ય જ છું — પણ અંતરમાં એ ધ્વનિ–વેદના સંભળાયે જાય છેઃ.

'અપૂર્વ એવો અવસર ક્યારે આવશે
ક્યારે થઈશું બાહ્યાંતર નિર્દ્વંદ્વ જો,
સર્વ સંબંધી બંધન તીક્ષ્ણ છેદીને
વિચરશું કવ મહત્ પુરુષને પંથ જો.
અપૂર્વ એવો.

વાચકભાઈ ! ક્ષમા કરજો, જરા આડી વાતે ઉતરી ગયો છું. પરંતુ હું મારા અનુભવ વિષે કહી રહ્યો હતો. મને અનુભવ કેવળ

ગ્રંથોએ નથી આપ્યો પણ અનંત માનવમાં વસી રહેલા આત્માઓ સાથે જેમ જેમ હું વધુ ને વધુ સંપર્ક સાધતો ગયો, એમનાં અંતરનાં ઉંડાણુમાં જેમ વધુ ડુબકીઓ મારતો ગયો તેમ તેમ મને સત્ય સમજાયું છે. વૈદ્ય, કેવળ વૈદ્ય બની બેસી રહે તો રોગની સાચી ભૂમિકા સુધી પહોંચી શકતો પણ નથી. વૈદ્ય માનસશાસ્ત્રી બનવું જોઇએ છીએ. જેમ જેમ એ વિવિધ માનવસ્વભાવનો ઝીણુવટ ભરી રીતે અભ્યાસ કરતો જાય છે તેમ તેમ એ આપમેળે માનસશાસ્ત્રી સરજાય છે. ઘણાં યે રોગ, રોગીનાં શરીર સાથે સંબંધ ધરાવે છે તે કરતાંયે એના મન સાથે વધુ સંબંધ ધરાવતા હોય છે. એ જ્યાં સુધી વૈદ્ય સમજતો નથી, માણુસના મન સુધી પહોંચી શકતો નથી ત્યાં સુધી માનવીના સંપૂર્ણ રોગ મટાડવાને એ કામયાબ બની શકતો નથી.

મને દરદી મળે છે અને એનું નાડીનિદાન થયા પછી ધંધો, નોકરી, ઉમર, વ્યસન, લગ્ન, લગ્નજીવનની સારભૂમિકા, ટેવો અને ગલતીયો પૂછવાનું મન થઈ આવે છે. પૂછવાં પૂછતાં દરદીના જીવનમાં ઊંડા ઉતરાય છે અને વ્યાધિ થવાનાં મૂળ કારણને પકડી પાડ્યા પછી જ સફળ ચિકીત્સા શરૂ થાય છે.

આ રીતે ઔષધ યોજના થાય છે. ઔષધો બનેલાં હોય છે હાથ નીચે અને વપરાય છે. પોતાની પાસેનાં દરદી ઉપર. એથી ઔષધ કેવું, કેટલું, કેટલા પ્રમાણુમાં સફળ કે નિષ્ફળ નીવડે છે એ બધું અનુભવે ઘડાય છે.

ઔષધ ગુણુમાં સંપૂર્ણ હોવા છતાં એક દરદી ઉપર એ સંપૂર્ણ અસર કરે છે જ્યારે બીજા એવા જ પ્રકારના દરદી ઉપર એ અસર કરતું હોતું નથી તેમાં ઔષધનો દોષ હોતો નથી પરંતુ ઔષધની યોજના કરવામાં ક્યાશ હોય છે.

શિતોપલાદિ ચૂર્ણ–બધી જાતની ઉધરસને મટાડે છે એવી સર્વસામાન્ય માન્યતા છે અને વૈદ્યો તથા સાધારણ માનવી શિતોપલાદિ ચૂર્ણ પ્રસિદ્ધ ચૂર્ણ હોવાથી સહુ કોઈ વગર સંકોચે નિર્ભયતાથી ઉધરસ ઉપર વાપરે છે.

પરંતુ મારો અનુભવ છે કે શિતોપલાદિ ચૂર્ણ ઉધરસમાં જેને કાસ કહેવામાં આવે છે તે જાતની ઉધરસમાં લાભ નથી કરતું પણ વિરૂદ્ધ પડે છે, કારણ કે કાસ ખાંસી ઘણું કરીને શ્વાસનળીની સાથે સંબંધ ધરાવે છે. અને શિતોપલાદિમાં પડતી પીંપર બાદ કરીને શિતોપલાદિ બનાવી એવા દરદીને આપવાથી લાભ થાય છે.

આ તો એક જ દાખલો આપ્યો છે. એવી રીતે ઔષધમાં પડતાં દ્રવ્યોના ગુણ અને તેની થતી શરીર ઉપર અસરનો અભ્યાસ હોય તો જ દ્રવ્યો અથવા ઔષધો કેવી પ્રકૃતિના માનવીને, કયા રોગીને એ ઔષધ ગુણ કરતા થશે કે તે વિરૂદ્ધ પડશે એ સમજી શકાય છે અને એના ઉપરથી સાચી ઔષધ યોજના કરી શકાય છે.

'અનુભૂત યોગાવલિ'માં મેં આથી એના ગુણ લખવા ઉપરાંત કેટલાક શાસ્ત્રીય પ્રયોગો ઉપર ચર્ચા પણ કરી છે. અને કેટલાક પ્રયોગો આથી ચર્ચામાં લંબાયા છે. એથી 'અનુભુત યોગાવલિના વાચકને પ્રયોગોક્ત ચર્ચાથી એ ઔષધને વાપરવાની વધુ હાથરોટી બેસશે અને ઔષધની યોજના એ સારી રીતે કરી શકશે એમ મારૂં માનવું છે. જ્યારે કેટલાક પ્રયોગો સીધા સાદા બનાવટ, અનુપાન પ્રમાણ, લખીને પૂરા કરી દીધા છે અને એ રીતે વધુમાં વધુ પ્રયોગ પણ સારી રીતે યોજનાબદ્ધ મુકવામા આવ્યા છે.

હું આગળ કહી ચુકયો છું કે ઔષધની અંદર વપરાંતાં દ્રવ્યોની જેટલી સાવચેતીભરી રીતે સંભાળપૂર્વક અને એના સાચાપણાની, પરિપક્વપણાની કાળજી, એટલાં વધુ પ્રભાવશાળી ઔષધો બનવાનાં.

એટલી કાળજી દરેક પ્રયોગ બનાવનાર જરૂર રાખે કે જ્યાં

ધાતુઓની ભસ્મો પડતી હોય તે પરિપૂર્ણ બનેલી તદ્દન સાચી અને પક્વ દશામાં ગ્રહણ કરે. જ્યાં વિષ કે ઉપવિષ હોય તેનું પૂરતા પ્રમાણમાં સંશોધન કરે, પણ શોધ્યા વગર ન જ વાપરે. અને જ્યાં વનસ્પતિ હોય ત્યાં સાચી, સારી, તાજી અને ઓળખીને વાપરે તો સહેજે એ ઔષધો સારાં થશે. બધું સારૂં હોવા છતાં અણઆવડતને પરિણામે પણ ઔષધો બગડી જાય છે. ઔષધની એક દવા બનાવતાં એક ભાઈએ ત્રણ વખત નમુના મોકલાવેલા, ત્રણે વખત દવા ખરાબ થઈ ગઈ હતી. એક વખત દવાનો પાક આકરો થઈ જવાથી આંખમાં પ્રસરતી નહોતી અને એ વખત દવામાં પાણીનો ભાગ રહી જવાથી દવા પર ફૂગ વળીને દવા જ બગડી જતી હતી ! જ્યારે એમને પ્રત્યક્ષ જ્ઞાન આપ્યું ત્યારે તે સમજી શક્યા કે ક્યાં ભૂલ થાય છે.

દવા સારા રૂપમાં સંપૂર્ણ ગુણશાળી બનાવવી એ કાંઈ સાધારણ કામ નથી. તેમાં અનુભવ અને કુશળ દૃષ્ટિની પણ જરૂર હોય છે. 'અનુભૂત યોગાવલિ'નો આ પ્રથમ ભાગ છે. જો એના વાચકો અને ગ્રાહકોને એ રૂચશે તો એનો બીજો ભાગ જરૂર બહાર પાડીશું.

અત્યારના વર્તમાનકાળમાં નવાં પુસ્તકો છપાવી પ્રગટ કરવામાં કેટલી બધી મુશીબતો છે, કાયદા અને કંટ્રોલથી કેટલી અગવડતાઓ ઊભી થાય છે. તે તો એના પ્રકાશકો જ જાણી શકે, લડાઇ પૂરી થઈ ગઈ, દેશ સ્વતંત્ર બન્યો છે તોયે માનવી ઉપર હજાર જાતના કંટ્રોલો અને કાયદા–કાનૂનો અપરંપાર સંકડામણ કરી રહ્યાં છે. ધંધો કરનારને અનેક મુંઝવણો અને ઉપાધિઓમાં જીવવાનું છે એમાં આ પુસ્તક તૈયાર થાય છે, અને બહાર મૂકાય છે.

મારે ચિકિત્સક તરીકે હંમેશાં સતત કામ કરવાનું હોય છે તેની સાથે લેખનકાર્ય પણ નિયમિત અને એકધારૂં કરવું જ પડે છે. 'અનુભુત યોગાવલિ'ને નવેસરથી વર્ગીકરણ કરી તૈયાર કરવામાં મને

શ્રી. રતિલાલ ત્રિવેદી તથા વૈદ્ય હીરાલાલ ઝવેરલાલ જાની જેઓ મારા સહવૈદ્ય છે તેમણે મદદ ન કરી હોત તો આટલો ઝડપથી હું 'અનુભુત યોગાવલિ'ની બીજી આવૃત્તિ બહાર ન મુકી શક્ત. એથી આ સ્થળે એ બન્ને ભાઈઓને હું નથી ભૂલી શકતો.

છેવટ પરમકૃપાળુ પરમાત્માને પ્રાર્થના કરૂં છુ કે મારો પ્રયાસ સકળ માનવ સમાજને સુખકારી નિવડો !

**कायेन वाचा मनसेन्द्रियै वा**
**बुध्व्यात्मनावा प्रवृति, स्वाभावात् ।**
**करोमि यद् यद् सफलः परस्मैः**
**नारायणं पती समर्पयामि ॥**

જગતનાં હે માનવગણ ! તારામાં રહેલો આત્મા, મારા પુરુષાર્થથી પ્રસન્ન અને સુખી હો !

પાટડી.
સંવત ૨૦૦૩
શ્રાવણી

સેવક
**વૈદ્ય જાદવજી નરભેરામ શાસ્ત્રી**

# અનુક્રમણિકા

ॐ

॥ श्री धन्वंतरये नमः ॥

# અનુભૂત યોગાવલિ



## રસો

### અતિસારામૃત રસ

શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, કડાછાલ, લવીંગ, જાયફળ, જાવંત્રી, અકલકરો, મોચરસ, ધાવડીનાં ફૂલ, સુંઠ, પીંપર, મરી, તજ, તમાલપત્ર, નાગકેસર, એલચી, કનકબીજ, કપુર, ખેરસાર. એ દરેક એક એક તોલો, અફીણ તો. ૦ાા. બધી વસ્તુને ખાંડી, અફીણનો કસુંબો કરીને એમાં મેળવી દઈને, મધમાં વાલ વાલની ગોળી વાળવી.

એકથી બે ગોળી પાણી અથવા છાશ સાથે દિવસમાં ત્રણ વખત આપવાથી ઝાડા, મરડો, અતિસાર, વાછૂટેળો વગેરે મટે છે.

### એકાંગવીર રસ

લોહ, કાન્ત લોહ, તામ્ર, અભ્રક, બંગ, સીસું એ બધાંની ભસ્મો, શુદ્ધ ગંધક, રસસિંદૂર, સુંઠ, મરી, પીંપર દરેક એક એક તોલો લઇ દરેકને મેળવી, સુંઠ મરી, પીંપર, હરડે, બહેડાં, આમળાં, નિર્ગુન્ડી, આદુનો રસ, અભ્રક ભસ્મ, સહેજણો, કુદ, કુચલા, આકડાના મૂળની છાલ અને ફારસીંગાર. એ બધાંના તાજા રસની અથવા કવાથની ત્રણ ત્રણ ભાવના અનુક્રમે જુદી જુદી આપવી. બાદ એક એક રતીની ગોળી કરવી.

**માત્રા**—એકથી બે ગોળી દિવસમાં ત્રણ વખત મહારાસ્નાદિ કાઢા સાથે.

દરેક પ્રકારના વાતવ્યાધિમાં યોજનાપૂર્વક આપવાથી સારો લાભ કરે છે.

લકવામાં જ્યારે સર્વાંગમાં અથવા અમુક ભાગમાં શૂન્યતા આવે છે, માંસપેશીઓમાં સંજ્ઞાલોપ થાય છે એને લકવો કહેવાય છે. આ દરદ ત્રાસદાયક, ઉપાધિરૂપ અને જીવલેણ ગણાય છે.

ખાસ કરીને ઉપદંશ વગેરેથી વાતવાહિની અને રક્તવાહિની શિરાઓ દૂષિત થવાથી આ વ્યાધિ પોતાનો પંજો પ્રસારે છે. નબળા મન અને હૃદયના માનવીને પોતાની ઈચ્છાવિરૂદ્ધ કાર્ય કે કારણથી, ઠંડી લાગવાથી યા શરીરમાં રહેલાં ઝેરની શુદ્ધિ કરનાર અવયવો નબળાં પડવાથી, ઓચિંતા ક્રોધ કરવાથી, શારીરિક ક્રિયાઓ વિકૃત થઈ તત્ક્ષણ લકવો થઇ જાય છે.

ઘણી વખત વાયુનો હલકો હુમલો થઈ કમરનો નીચેનો ભાગ અથવા શરીરનો ડાબો કે જમણો ભાગ જેમાં એક બાજુની આંખ, મોઢું, હાથ, પગ વગેરે શિથિલ થઈને નિષ્ક્રિય બની જાય છે અને આ અવયવોની સંજ્ઞાશક્તિ નષ્ટ થઈ જાય છે. કોઇ કોઈ વખતે જીભ ઉપર અસર થઈ બોલતાં થોથરાય છે. આ બધા ઉપદ્રવો સહિત આયુર્વેદમાં જણાવેલ વાતવ્યાધિમાં યોગ્ય અનુપાન સાથે એકાંગવીર રસ આપવાથી ઉત્તમ ફાયદો કરે છે.

ગૃધ્રસીના રોગોમાં કમર, જાંઘ, ઢીંચણ અને પગની આંગળીઓ સુધી અવારનવાર દુઃખાવો રહ્યા કરે, પગ અકડાઇ જાય, ઊભા રહેવાથી લબકારા મારવા જેવો ખેંચાણ થવાનો ભાસ થાય, સ્થિર ઊભા રહેવાય નહિ, આ બધાં લક્ષણો થતાં હોય ત્યારે પણ આ દવા ઉત્તમ ગુણ કરે છે.

## કામદીપન રસ

રસસિંદૂર તો. ૩, ઈસબંધ તો. ૧ાા, ભાંગ તો. ૧ાા, જાયફળ તો. ૧, જાવંત્રી તો. ૧, અફીણ તો. ૧, કેસર તો. ૧, લવીંગ તો. ૧, એલચી તો. ૧, વિદારી કંદ તો. ૧, ખુરાસાની અજમો તો. ૧, અકલકરો તો. ૧, ઉપલેટ તો. ૧, સોનાનો વરખ તો. ૦ા, બરાસ તો. ૧, માલકાંકરી તો. ૨. બધી ચીજો વિધિસર મેળવી મઘબારી પાનનો રસ તો. ૧૦ નાંખી ઘૂંટવું અને વટાણા જેવડી ગોળી વાળવી.

સવાર–સાંજ એકથી ત્રણ ગોળી લઈને ઉપર સાકર એલચી નાંખેલ દૂધ શે. ૦ાા પીવાથી શક્તિ, પુષ્ટિ, બળ, બુદ્ધિને વધારી, વીર્ય સ્થંભન કરે છે. બજારૂ ઉત્તમમાં ઉત્તમ શક્તિની ગોળી કરતાં પણ આ બનાવટ ચઢિયાતી છે.

## કામિનીકુલમંડન રસ

શુદ્ધ પારદ તો. ૧, શુદ્ધ ગંધક તો. ૧, અભ્રક ભસ્મ તો. ૧, તામ્ર ભસ્મ તો. ૧, લોહ ભસ્મ તો. ૧, હરડે તો. ૩, બહેડાં તો. ૩, આમળાં તો. ૩, રેવંચીનો શીરો તો ૩, ચિત્રકમૂળની છાલ તો. ૫, ગુગળ તો. ૫, શિલાજીત તો. ૫, એળીયો તો. ૨, સુંઠ તો. ૨, મરી તો. ૨, પીંપર તો. ૨, કડુ તો. ૪૦.

પારા અને ગંધકને સાથે બારીક ઘૂંટી લેવાથી કાળા રંગનો પાઉડર થાય તેને કજ્જલી કહે છે. એવી કજ્જલી તૈયાર થાય ત્યાર પછી ભસ્મો તથા કાસ્ટીક ઔષધો બારીક ખાંડી વસ્ત્રગાળ કરી મેળવવાં. ગુગળ, શિલાજીત અને એળીયો એ ત્રણેને લોઢાની ખાંડણીમાં નાખી સાથે કૂટવાથી નરમ થાય છે અને એક બને છે. કૂટતી વખતે જરા ઘી નાંખવું. પછી સઘળું ખરલમાં એકત્ર કરી કુંવારનો રસ પલળે એટલો નાંખી ઘૂંટવું. કડુને તાવડી ઉપર શેકીને

મેળવવું. ત્રણ ચાર દિવસ કુંવારનો રસ નાંખતા જવું અને સતત ઘૂંટવાથી જ ગોળી વળે એવી ચીકાશ આવશે. ત્યાર પછી ચણીબોર જેવડી ગોળી વાળી સૂકવી લેવી.

એકથી બે ગોળી સવાર બપોર સાંજ ગરમ કરેલા ગાયના દૂધ સાથે આપવાથી જે સ્ત્રીઓ શરીરે ચરબી વધવાથી ફૂલી ગઈ હોય છે અને એને લઈને એનો અટકાવ ચઢી જાય છે અને દર મહિને આવતો નથી પરંતુ વારંવાર દોઢ મહિનો બે મહિના કે ત્રણ મહિના થઈ જાય છે, પેડુનો ભાગ ભારે થવા લાગે છે અને ગર્ભ રહેવાની ખોટી શંકા થાય છે, જે સ્ત્રીઓની ઉંમર થઈ જવા છતાં ગર્ભ રહી શકતો નથી અને ગર્ભ ન રહેવાનું કારણ શરીરની ચરબી તથા એ ચરબીનાં કારણે અટકાવનું અનિયમિતપણું હોય છે, જે સ્ત્રીઓનો અટકાવ વિશુદ્ધ નથી હોતો પણ કાળાશ પડતા મજીઠીયા રંગનો આવે છે અને તે વખતે ઘણું દર્દ થાય છે, આવી વાયુ પ્રાધાન્ય શરીરવાળી ચરબીથી ફૂલી ગયેલા શરીરવાળી અને પ્રજા ન થતી હોય તેવી જાતની સ્ત્રીઓને અને જેમને અટકાવ ખુલાસાથી નથી આવતો એવી સ્ત્રીઓને આ કામિનીકુલમંડન રસનું સેવન કરાવવાથી એમના શરીરની, પેટની અને સાથળની ચરબી ઘટવા લાગે છે અને જનન અવયવોની નાડીઓ તથા સ્રોત્રો ખુલ્લાં થાય છે અને અટકાવ ઉત્પન્ન થવાની તથા વહન થવાની ક્રિયાને વેગ મળે છે. તેથી એમની અનિયમિતતા દૂર થઈને દર મહિને નિયમિત અટકાવ આવવા લાગે છે તથા શરીર ઉપરથી ચરબી ઓછી થવાને કારણે શરીર હલકું ફૂલ, ચૈતન્ય અને સ્ફૂર્તિવાળું બને છે તથા ગર્ભધારણશક્તિને ઉત્તેજન મળે છે. શરૂઆતમાં આ ગોળી સાથે જમ્યા પછી કુમાર્યાસવ ૦ાા ઔંસના પ્રમાણમાં આપવાથી ઘણો સારો ફાયદો થાય છે. પરંતુ અટકાવ આવવો શરૂ થઇ જાય અને સારા પ્રમાણમાં ચરબી ઓછી થાય ત્યાર પછી ગોળી સાથે કુમાર્યાસવ નહિ આપતાં અશોકારિષ્ટ આપવો જોઈએ

અને અટકાવ નિયમિત અને વિશુદ્ધ બને તથા વધુ પડતી ચરબી ઓગળી જાય ત્યારે આ ગોળી બંધ કરવી જોઈએ.

આ ગોળી ચાલતી હોય ત્યારે ઘી, તેલ અને ભાત બંધ કરવાં અને તેલમાં તળેલાં ફરસાણુ તથા મીઠાઈ ખાવા નહિ આપવાં જોઈએ. આથી ગોળી ઘણો સરસ ફાયદો બતાવે છે.

## કામદુહા રસ

મોતી પિષ્ટી, પ્રવાળ ડાંખળીની પિષ્ટી, કોડી ભસ્મ, મોતીની છીપની ભસ્મ, શંખ ભસ્મ, સુવર્ણગેરીક, ગળોસત્ત્વ. એ દરેકને સમભાગ મેળવી આમળાના રસના સાત પુટ આપી બે બે રતીની ગોળી કરવી અથવા ઘૂંટતાં ઘૂંટતાં સૂકાય એટલે સ્ટોપર્ડ બાટલીમાં રાખવું.

૧ાા થી ૨ રતી આંમળાનો રસ અને ઘી અથવા જીરાનું ચૂર્ણ તથા સાકર સાથે લોહીવામાં નાગકેસર સાથે લેવું. આ રસ દરેક પ્રકારના પિત્તજનક દરદોમાં તેમ જ અમ્લપિત્ત, દાહ, મૂર્છા, ભ્રમ, ગાંડપણુ, માથાનો દુ:ખાવો, પ્રદર, લોહીવા, લોહીનું દબાણુ, (બ્લડ પ્રેશર), મૂત્રકૃચ્છ્ર, પ્રમેહની બળતરા અને જીર્ણજ્વરમાં વિના સંકોચે વાપરી શકાય છે. કામદુહા રસમાં આવતાં બધાં ઔષધો શીતવીર્ય હોવાથી દાહ, ઉષ્ણવીર્ય અને લોહીના દબાણમાં (બ્લડપ્રેશરમાં) શામક અસર કરે છે. પાચન ક્રિયા વ્યવસ્થિત કરી શરીરમાંથી વિજાતીય દ્રવ્યોનો પેસાબ રસ્તે નિકાલ કરે છે. પ્રમેહ અને મૂત્રકૃચ્છ્રમાં જ્યારે પેશાબ કરતાં કષ્ટ થાય છે, પેશાબ ટીપે ટીપે ધીમેથી આવ્યા કરે છે, વખતો વખત પેશાબ કરવાની હાજત થતાં પેશાબ ખુલાસાથી થતો નથી. આવે સમયે ત્રિફળાનું પાણી અને લીલી હળદરના રસમાં આપવાથી બધા ઉપદ્રવો દૂર કરી મૂત્રનળીનો સોજો, દુ:ખાવો કે ચાંદુ હોય તેને મટાડે છે.

સ્ત્રીઓને લોહીવાના દરદમાં જ્યારે પુષ્કળ લોહી વહી જતું હોય, લોહી પીળાશ પડતા લાલ રંગવાળું અને ગરમ હોય, ત્રાસજનક

લાહ્ય બળે, આંખો પેટ અને છાતીમાં તથા આખા શરીરે બળતરા બળે ( દાહ થાય ), માસિક ધર્મમાં નિયમથી વધારે દિવસ સુધી રક્તસ્રાવ થતો હોય તથા કમર, પેડુ અને ગર્ભાશયમાં હમેશાં કે અવારનવાર દુઃખાવો રહેતો હોય ત્યારે કામદુહા રસ ગુલકંદ અથવા આમળાના મુરબ્બા સાથે આપવાથી અજબ જેવો લાભ જણાય છે.

અતિસાર અને મરડાના ઝાડામાં, અર્શમાં, ઉલટી કે પેશાબ દ્વારા જ્યારે જ્યારે લોહી પડવું શરૂ થાય, સાથે સાથે બળતરા બળવી, આખા શરીરે કે અમુક ભાગમાં દાહ થતો હોય ત્યારે કામદુહા રસ અમૃત સમાન ફળ આપે છે.

લોહીમાં પિત્તની ગરમી વધવાથી, રક્તવાહિની નસો વિકૃત થવાથી તેની દિવાલો પાતળી થાય છે. આથી લોહી વહાવનારી નસો ફાટીને તેમાંથી લોહી વહેવા માંડે છે. આને રક્તપિત્તના નામે વૈદકશાસ્ત્ર ઓળખાવે છે. આવા દરદમાં જ્યારે આખા શરીરે દાહ થાય, ચક્કર આવે, આંખે અંધારા આવે, માથામાં સખત દુઃખાવો રહેતો હોય, પેશાબમાં પણ દાહ થતો હોય, ભયંકર અશક્તિ વગેરે પિત્તજન્ય દરદો ઉપર કામદુહા રસથી સારો ફાયદો થાય છે.

બહુ ક્રોધ, બહુ શોક, રાત્રિના ઉજાગરા કરીને પરિક્ષામાં પાસ થવા અત્યંત શ્રમ કરીને વિદ્યાભ્યાસ કરવાથી તથા સખત તાપમાં ફરવાથી માથાનો દુઃખાવો થઈ આવે છે. આમ થવાથી દરદી ઘણો કંટાળેલો અને સહનશક્તિ વિનાનો ક્રોધી બની જાય છે. મોટેથી બોલનાર કે રડતા બાળકનો અવાજ કે વાહન કે બીજા એવા કોઈ પણ પ્રકારના અવાજ સહન કરી શકતો નથી. દરદી માથાના દુઃખાવાની હમેશાં ફરીયાદ કર્યા કરે છે તથા અત્યંત બેચેન રહે છે. ત્યારે કામદુહા રસની બે બે રતીની માત્રા દિવસમાં ત્રણ વખત દાડમના રસ કે લીંબુના રસમાં આપવાથી પિત્તનાશક અસર કરે છે.

કામદુહા રસમાં મોતીપિષ્ટી હોવાથી મગજ સંબંધી દરદોમાં વિદ્યાર્થીઓ, વકીલો, માસ્તરો તેમ જ જેને જેને માનસિક કાર્ય

વધારે પ્રમાણમાં કરવાનું હોય એ દરેક માટે તેમ જ ઉનાળાની ગરમ ઋતુમાં વખતો વખત ઉત્પાત મચાવીને ઉપડી:આવતા પિત્તના વ્યાધિઓમાં ઘણો કિમતી લાભ આપે છે.

સોળથી ત્રીસ વરસ સુધીના યુવાનોને ઊંઘ બરાબર ન આવે, સ્વપ્નાવસ્થામાં રાત પસાર કરવી પડે અને ઘણી વખત સ્વપ્નમાં વીર્ય સ્ખલન થઈ જાય અને લાંબો વખત એ ક્રમ ચાલુ રહેવાથી વીર્ય પાતળું પડી સ્વપ્નદોષનો વ્યાધિ જડ મજબુત કરી બેસે છે. દરદ જીર્ણ થવાથી પાચનશક્તિ મંદ પડી મન હંમેશાં નિર્બળ અને શંકાશીલ અને બેચેન રહે છે. અજીર્ણ, કબજીયાત, માથાનો થાક અને દુ:ખાવો, કમરમાં કળતર થઈ, વયોચિત સ્ફૂર્તિ વિના દરદી નિસ્તેજ બની જાય છે. આવે વખતે રસાયન ચૂર્ણ અને ઇસબગુલની ભૂસી સાથે કામદુહા રસ લેવાથી વીર્યની ઉષ્ણતા દૂર થઈ તેને ઘટ્ટ અને સ્ફાટીકમણિ જેવું શુદ્ધ પારદર્શક બનાવીને શરીરમાં ઓજસ્ વધારી પુષ્ટિ આપે છે.

## કંઠલોકેશ રસ

શુદ્ધ પારદ તો. ૪, શુદ્ધ ગંધક તો. ૮, હરડે તો. ૧, આમળા તો. ૪, બહેડાં, સુંઠ, પીંપર, મરી, અતિવિષ, શિલાજીત, ચિત્રો, વાયવરણો, કડુ, રતવેલીઓ, ભોરીંગણીનાં મૂળ, લીંબડાની છાલ, ગળો, દેવદાર, તામ્રભસ્મ પ્રત્યેક બબ્બે તોલા. ગુગળ (શુદ્ધ) તો. ૧૦. બધું ખાંડી વસ્ત્રગાળ કરી, ગુગળ મેળવી, લીમડાનાં પાન તથા કાંચનારની છાલના રસની એકેક ભાવના દઈ ત્રણ ત્રણ રતીભારની ગોળી વાળવી.

ચારથી ૭ ગોળી દિવસમાં બે વખત ગાયના દૂધ સાથે આપવાથી કંઠમાળ, ગલગંડ, રસોળી, અર્બુદગાંઠ, ગડગુમડ, લોહીવિકાર મટાડી શરીરને ત્રાંબા જેવું વિશુદ્ધ બનાવે છે.

## ચન્દ્રાન્દુ રસ

શુદ્ધ પારદ, અભ્રક ભસ્મ, બંગ ભસ્મ, શુદ્ધ ગંધક, લોહભસ્મ

સમાન ભાગે લઈને તુલસીના રસમાં ઘૂંટી બે રતીના માપની ગોળી વાળવી.

સવાર–સાંજ ૧ થી ૨ ગોળી જીરાના ક્વાથની સાથે આપવાથી યોનિમાં આવતી ખુજલી (કંડૂ) ગર્ભાશયના રોગ વગેરેમાં અતિ ઉપયોગી છે.

## ચંદ્રકળા રસ

શુદ્ધ પારદ તો. ૧, સારી તામ્રભસ્મ તો. ૧ બંનેને મેળવી અરડુસીના પાનના રસમાં ત્રણ દિવસ સુધી ઘૂંટી ગોળો વાળી કપડમટ્ટી કરી ત્રણ–ચાર છાણાં વચ્ચે ફૂંકી લેવો. બહાર કાઢી જેટલું વજન હોય તેટલો શુદ્ધ ગંધક એમાં મેળવીને કજ્જલી કરવી. પછી એને મોથ, દાડમ, ધરો, કેવડાનો ગોટો, સહદેવી, કુંવાર, ધાસીયો પીતપાપડો, બાવળની પાલી અને શતાવરી એ દરેકની એક એક ભાવના આપવી અને એક બાજુ પર રાખી મૂકવું. બાદ કડુ, ગળો-સત્ત્વ, પિત્તપાપડો, ખડસલીઓ, વાળો, લીંડીપીંપર, સીંગોડાં, ઉપલેટ. એ બધાં સરખા વજને લઈને ચૂર્ણ કરવું. ઉપરની તામ્ર, પારદ અને ગંધકની કજ્જલીનું જેટલું વજન હોય તેટલું આ ચૂર્ણ મેળવીને દાડમ, કેળાં, તાડનાં ફળ, બીલીનો ગર્ભ, કોઠાં, પાકાં જાંબુ અને કાચી કેરી એ દરેકમાંથી જેનો રસ મળે તેનો રસ અને બાકીનાં ઔષધના ઉકાળાની એક એક ભાવના આપીને ચણા પૂરતી ગોળી વાળવી.

દિવસમાં ત્રણ વખત ૧ થી ૨ ગોળી ધરોના રસ અથવા સુખડનો ઘસારો અને સાકર સાથે આપવાથી પિત્તપ્રકોપ, અંતરદાહ, બાહ્ય-દાહ, એક અથવા દ્વિમાર્ગી ભયંકર રક્તપિત્ત, તાવ, પરિશ્રમ, મુંઝવણ, સ્ત્રીઓના રક્તપ્રદર, લોહીની ઉલટી, લોહીના ઝાડા, મૂત્રકૃચ્છ્ર વગેરે મટે છે.

## પુષ્પધન્વા રસ

દ્વિગુણ ગંધક જારિત રસસિન્દુર, નિરૂત્થ નાગભસ્મ, લોહ-

ભસ્મ, અભ્રકભસ્મ, બંગભસ્મ આ પાંચે ઔષધિઓ પાંચ પાંચ તોલા લઈ સારી જાતની ખરલમાં નાંખી ધતુરાનો રસ, ભાંગનો ઉકાળો, શીમળાની છાલનો ઉકાળો, નાગરવેલનાં પાનનો ઉકાળો. આ દરેકની એકેક ભાવના ( રસ પાઈને જ્યાં સુધી સુકાઈ જાય ત્યાં સુધી ઘૂંટયા કરવું એને ભાવના કહે છે ) આપી બબ્બે રતીની ગોળી બનાવવી.

ઔષધ સદ્ય ફળદાતા બનાવવું હોય તો એકપણ ઔષધિના રસ માટે આળસ ન રાખવી પરંતુ પાઠમાં નિર્દેશ કર્યા પ્રમાણે પૂરેપૂરી ભાવના આપવાથી ઔષધના સંપૂર્ણ ગુણો જણાય છે. વળી ભસ્મો વગેરે પણ પૂરેપૂરી પક્વ અને જાતે બનાવેલી વાપરવાથી જ સંતોષકારક ઔષધ બની શકે. વેચાતી આણેલી ભસ્મો કયા પ્રકારે બનાવી હોય પરિક્વ હોય કે ન હોય તો લાભને બદલે નુકસાન થાય અને દરદીને આપતાં ગુણ ન જણાય ત્યારે આપણે પ્રયોગ ઉપર અવિશ્વાસ લાવીએ છીએ. પરંતુ મૂળમાં જ ઠેકાણું ન હોય એટલે "મોતીની જગ્યાએ મરી" વાપરી આપણે લાભ થવા તરફ કે ગુણ જણાવા તરફ નજર રાખીએ તે નકામું છે.

૧ થી ૨ ગોળી, માખણ અથવા ઘી સાકર અથવા મલાઈ સાથે ખાઈ ઉપર ગરમ કરી ઠંડુ કરેલું દૂધ સાકર તથા એલચી નાંખીને ઇચ્છા પ્રમાણે પીવું.

આ ઔષધિ અત્યંત બળવાન અને સદ્ય ફલદાયી છે તથા સમગ્ર શરીરનાં જુદા જુદા સ્થાનો ઉપર અસર કરીને સપ્ત ધાતુને બળ આપે છે. છતાં કામોત્તજક અને વીર્યવર્ધક ગુણ ધરાવે છે.

પુરુષ અતિ સ્રીસંગ કરવાથી નબળો બની જાય છે અને એનામાં પ્રજોત્પત્તિની શક્તિ ઘટી જાય છે. કારણ કે વીર્યને ઉત્પન્ન કરનારા અંડકોષ ( ટેસ્ટીકલ ગ્લેંડઝ ) અશક્ત બને છે અને વીર્ય બનાવવાની ક્રિયા મંદ પડી જાય છે, જેથી અંડકોષ અત્યંત લટકતા થઈ જાય છે અને જોઈએ એ પ્રમાણે કામ કરી શકતા નથી. આવી જાતનો પુરુષ ૨૫-૩૦ વર્ષનો હોવા છતાં અને ઘરમાં જુવાન સ્રી

હોવા છતાં સંભોગની શક્તિ ખોઈ બેસે છે. કદાચ ઇચ્છા થાય છે અને સમાગમ કરવા જાય છે તો ઉત્થાન થતાંની સાથે સંપ્રવેશ થતાં પહેલાં પાતળું પાણી જેવું વીર્ય સ્ખલિત થઈ જાય છે અને સંભોગ-ક્રિયા અપૂર્ણ રહે છે.

કેટલાક પુરુષોને માનસિક નિર્બળતા અને મન ઉપર ચોક્કસ પ્રકારનો ભય ઠસી જવાથી એવા પુરુષ સ્ત્રીની ગેરહાજરીમાં પૂર્ણ ઉત્થાન અનુભવે છે. પરંતુ સ્ત્રી સાનિધ્યમાં જતાં શિથિલતા આવી જાય છે અને હજાર પ્રયત્ન કરવા છતાં સમાગમ સેવી શકતા નથી. કારણ કે ઉત્થાન થતું જ નથી.

આ જાતના પુરુષોએ પુષ્પધન્વા રસનું સેવન કરવાથી એની અંડકોષની શક્તિ જાગૃત થાય છે અને એથી વીર્ય બનાવવાની ક્રિયા પૂરઝડપે વધે છે. સાથે સાથે તેની માનસિક શક્તિ વધે છે અને ખોટો ભય નાબૂદ થવાથી સમાગમ સેવન કરવામાં સફળતા સાંપડે છે.

અવિકસિત પુરુષ અંડકોષનો વિકાસ થાય છે એ જ રીતે સ્ત્રીઓનું અવિકસિત બીજાશય યોગ્ય વિકાસ પામે છે. અને ફલ-વાહિનીઓ પોતાનું યથાર્થ કામ કરવા લાગે છે. તેમ જ સ્ત્રીઓમાં આવેલી સમાગમની અનિચ્છાને સતેજ કરે છે, અને એથી તે સમાગમસુખ સારી રીતે ઝીલી શકે છે.

મનુષ્યમાં સ્મૃતિનાશનો એક વ્યાધિ છે. અર્થાત્ એ ઘણી વખત યાદ કરેલી વસ્તુ ભૂલી જાય છે. કહેવત છે કે "હૈયે છે પણ હોઠે નથી" આ લક્ષણ સ્મૃતિનાશનાં છે. અને એવી જાતના લક્ષણવાળા દરદીને પુષ્પધન્વા રસનું સેવન કરાવવાથી એની જ્ઞાનતંતુની શક્તિ વધે છે. અને સ્મૃતિ તાઝગી અનુભવે છે, તેની સાથે નિદ્રા પણ આવે છે.

પરંતુ લાંબા વખતથી બ્રહ્મચર્ય હોય અને કામાગ્નિ સતાવતો હોય એવા કારણે જેમને નિદ્રા ન આવતી હોય તેવા મનુષ્યને પુષ્પ-

ધન્વા રસ આપવો નહિ. ઘણી સ્ત્રીઓને પુરુષ-પતિનાં ઉપદંશ અને પ્રમેહના ચેપને કારણે પ્રદરનો વ્યાધિ લાગુ પડે છે. એટલું જ નહિ પણ એ ચેપના પરિણામે એની અસર બીજકોષ સુધી પહોંચી જવાથી આવી સ્ત્રી ગર્ભધારણ કરી શકતી નથી અને યોનિમાર્ગમાંથી વારંવાર દૂષિત સ્રાવ થયા કરે છે. આ જાતની સ્ત્રીઓને પુષ્પધન્વા રસ કેટલાક વખત પુરુષસમાગમનો પ્રતિબંધ કરીને આપવાથી એનો વ્યાધિ મટે છે અને જનન અવયવ નિર્દોષ બને છે. હા, માત્ર એટલું ખરૂં કે એના પુરુષને જો ઉપદંશ અને પ્રમેહની અસર હોય તો ઔષધોપચાર કરીને તંદુરસ્ત બનાવ્યા પછી જ સંભોગની છૂટ આપવી જોઈએ. નહિ તો વ્યાધિમુક્ત બનેલી સ્ત્રી ફરી પાછી રોગગ્રસ્ત બની જાય છે તથા એની સંતાનની ઇચ્છા સફળ થતી નથી.

પુરુષની પ્રમેહ પછીની જાતીય નિર્બળતા ઉપર પુષ્પધન્વા રસ અચ્છું કામ કરે છે અને એના અશક્ત બનેલા વીર્યજંતુને બળવાન બનાવે છે. પુષ્પધન્વા રસનું સેવન કરનારે ખાટાં અને અતિ તીખાં તથા દાહ કરનારા પદાર્થો વર્જ્ય કરવા જોઈએ.

## પંચનિમ્બામૃત રસ

લીમડાનાં ફૂલ તો. ૨૦, લીમડાની લીંબોળીનાં મીંજ તો. ૪૦, લીમડાની આંતરછાલ તો. ૬૦, લીમડાના મૂળની છાલ અને પાન દરેક તો. ૧૦૦, પારદ, ગંધક, લોહભસ્મ, અભ્રક ભસ્મ, હરડે, બહેડાં, આમળાં, સુંઠ, પીંપર, મરી, બ્રાહ્મી, ગોખરૂ, ભીલામા, ચિત્રો, વારાહીકંદ, હળદર, દારૂહળદર, શિલાજીત, બાવચી, સાકર, કુષ્ટ, ઈંદ્રજવ, કાળીપાટ, દરેક તો. ૨૦. ઉપરની વસ્તુને મેળવી, ખેર, બીયો, લીમડાનું પંચાંગ અને ભાંગરો એ દરેકના ઉકાળાની એકેક ભાવના આપી, સૂકવી, મધ સાથે મેળવી બબ્બે રતીની ગોળી વાળવી.

શરૂઆતમાં ૪ ગોળી, આઠ દિવસ પછી ૬ ગોળી અને ત્યાર પછી દર અઠવાડિયે ચાર ગોળીનું પ્રમાણ વધારતા જઈને ૨૪

ગોળી સુધી લઇ જવું. ત્રણ મહિના મધ અને ઘી વિષમ ભાગે લઈને સવાર સાંજ સેવન કરવાથી વિસ્ફોટક, ગલિત્કુષ્ઠ, સફેદ કોઢ, ગુમડાં, લોહીવિકાર, દરાજ, ખસ, ખરજવું, નાસુર, ભગંદર, ઉપદંશ, પ્રમેહ, પ્રદર, વિષવિકાર તથા કુષ્ઠનાં બધાં દરદોમાં ચોક્કસ ફાયદો બતાવે છે. વૈદ્યો વાપરીને જશ મેળવી શકશે.

## પંચામૃત રસ

પ્રવાલ ભસ્મ તો. ૨, મોતી પિષ્ટી, મોતીની સીપની ભસ્મ, શંખ ભસ્મ, કોડી ભસ્મ એ દરેક એક એક તોલો મેળવી ગાયના દૂધમાં સતત ૭ કલાક ઘૂંટીને ગોળો બનાવી શરાવ સંપુટમાં ગજપુટ આપી ઠંડુ થયે મુલાયમ થાય ત્યાં સુધી ઘૂંટી લેવું.

**માત્રા**—૧ થી ૨ રતી. આદુનો રસ અને મધ, માખણ, દૂધની મલાઈ, લીંબુનો રસ અને દાડમનો રસ આમળાના મુરબ્બાના રસમાં અથવા રોગોચિત અનુપાન સાથે આપવું.

**ઉપયોગ**—કફ વાતના ઉપદ્રવો, શ્વાસ, કાસ, મંદાગ્નિ, ગુલ્મ (ગેસ), પ્રમેહ, મૂત્રાઘાત, મૂત્રકૃચ્છ્ર, અતિસાર, સંગ્રહણી, પથરી, બાળકોનાં દાંત આવતી સમયે થતા ઝાડા અને બાળશોષ (રિકટેસ)માં નિર્ભય રીતે યોગ્ય અનુપાનથી આપી શકાય છે.

હોજરીમાં અનાજ પચવાની ક્રિયા મંદ પડવાથી પેટમાં આફરો, ખાટા ઓડકાર, જમ્યા પછી પેટમાં બોજો લાગવો, આળસ વધવી (પેટ ઉપર કાંઇ વજન વધ્યું હોય તેમ લાગણી થાય છે), બેચેની, ખોરાક પચ્યા વિના આંતરડામાં પડી રહી ત્યાં વાયુ ઉત્પન્ન કરી મગજને ભમાવી હૃદય ઉપર દબાણ થવાથી ગભરામણ થવી, આ બધા ઉપદ્રવો પંચામૃત રસથી નાબૂદ થાય છે.

પેટનાં દરદોમાં પિત્તપ્રધાન લક્ષણ હોય. યકૃત (લિવર)નો સોજો હોય, પેટમાં વાયુ ભરેલો રહે, વખતો વખત ગભરામણ, હાથ, પગ આંખોની નીચેના લમણાં તથા ગાલ ઉપર સાધારણ સોજો

રહેવો, પિત્તપ્રધાન ઉપદ્રવને લઇને પેસાબ લાલ, પીળો અને થોડો આવે, તરસ વધે, ચામડી, નખ, આંખો અને પેશાબમાં પીળાશ વધે, પેટમાં વાયુ અને આંતરડામાં મળ સંગ્રહ થવાથી દસ્તની કબજીયાત કાયમ રહેતી હોય, દસ્તમાં દુર્ગંધયુક્ત સડો જણાય અને એને લઇને મગજમાં બેચેની રહે, કોઇ પણ કાર્ય કરવામાં કંટાળો આવે, સ્વભાવ ચિઢીયો બને, શરીરનો વાન કાળો થતો જાય આ બધાં લક્ષણો હોય અથવા દોષભેદથી વધતા ઓછા પ્રમાણમાં અનુપાન ભેદથી પંચામૃત રસ આપવાથી જલદી લાભ થતો જણાય છે.

પંચામૃત રસ ગમે તે કારણથી થયેલા ઉદરરોગ, શ્વાસ, કાસ, અને જીર્ણ અજીર્ણ (ક્રોનિક ડીસપેપ્શીયા)માં અમૃત જેવું કામ કરે છે.

અપચો જીર્ણ પ્રમેહને કારણે હોય અને પિત્તપ્રધાન લક્ષણો હોય જેવાં કે મળમૂત્રમાં પીળાશ, પેશાબે દાહ થાય, આંખોમાં તથા હાથ પગનાં તળીયામાં બળતરા થાય, પેશાબ વખતો વખત ઓછો વધતો થયા કરે, આખા શરીરે પરસેવો અને દાહ થાય તથા પુષ્કળ ઠંડુ પાણી પીવાની ઇચ્છા થાય તો આ રસ અત્યુત્તમ અસર કરે છે.

## પ્લીહાંતક રસ

જયપાળ તો. ૫, શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, સુંઠ, મરી, પીંપર, હરડે, બહેડાં, આમળાં, ટંકણ, વછનાગ પ્રત્યેક તો. ૧. સઘળી ચીજોનું બારીક ચૂર્ણ કરી ખાખરાના ફૂલના અર્કમાં ઘૂંટી એક એક રતીની ગોળી બનાવી છાંયામાં સૂકવી લેવી.

સવાર–સાંજ એકથી બે ગોળી આદુના રસ સાથે આપવી. બરોલનો અકસીર અને અજોડ ઉપાય છે.

નોંધ—પારદ ગંધકની કજ્જલી કરીને બાકીના વસાણાં મેળવવાં. બીજાં કેટલાંક વિષારી દ્રવ્યો જેવાં કે વછનાગ, નેપાળો વગેરેની શુદ્ધિ કર્યા પછી જ વાપરવાં જોઈએ.

# બોલબદ્ધ રસ

શુદ્ધ પારદ તો. ૧, શુદ્ધ ગંધક તો. ૧, ગળો સત્ત્વ તો. ૧, હીરાબોળ તો. ૩. પ્રથમ પારદ અને ગંધકને સાથે ખરલ કરી કાળા રંગની કજ્જલી થઈ જાય ત્યાર પછી ગળો સત્ત્વ અને હીરાબોળ મેળવી, શીમળાની છાલના ઉકાળામાં ત્રણ દિવસ ઘૂંટવું અને સૂકાયા પછી ચણાના દાણાના પ્રમાણની ગોળી (૨ રતીની) વાળી સૂકવી લઇને બાટલી ભરી રાખવી.

૨ થી ૪ ગોળી દૂધ અથવા ધરોના રસ સાથે દિવસમાં બેથી ત્રણ વખત આપવાથી લોહી પડતા હરસ, માંસમાંથી ઉપસી આવતી ગાંઠો જેને વિદ્રધી કહેવામાં આવે છે તે, ભયંકર રક્તપિત્ત, રક્તપ્રદર, મૂત્રકૃચ્છ્ર, પ્રમેહ અને વાતરક્તને મટાડનાર છે અને નાક, મોઢેથી, ગુદામાર્ગેથી અથવા યોનિમાર્ગેથી વહેતા અથવા પડતા લોહીને બંધ કરે છે.

બોલબદ્ધ રસ રક્તસ્થંભક છે. કારણ કે એ રક્તવાહિની શિરાસંકોચન કરે છે અને એનો એ ગુણ હોવાથી કોઈ પણ જગ્યાનું રક્તવહન બંધ થાય છે. એ જ પ્રમાણે ગર્ભાશયનું પણ સંકોચન થવાથી માસિક ધર્મ વખતે અત્યંત અધિક રક્તવહન બંધ થાય છે અને રક્તપ્રદર મટે છે એટલું જ નહિ પરંતુ યોનિમાર્ગ તથા ગર્ભાશયની અંતરત્વચા તથા ગ્રંથીઓ તથા શિરાઓમાં ઉત્પન્ન થયેલો વિદાહ અને ઉષ્ણતાને નાબૂદ કરે છે. પેશીઓ અને રક્તવાહિની શીરાઓને બળ પ્રાપ્ત થાય છે અને એથી યોનિમાર્ગ કે ગર્ભાશયમાંથી આવતો શ્લૈષ્મિક સ્રાવ (દૂધની તર જેવો કે નાકના લીંટ જેવો પદાર્થ દુર્ગંધ મારતો યોનિમાર્ગમાંથી આખો દિવસ આવ્યા કરે છે તે) બંધ થાય છે.

પ્રદર સાથે ઘણી સ્ત્રીઓને પેડૂમાં દુઃખાવો હોય છે. સાથે કમર પણ દુઃખતી હોય છે. મોઢામાં દાંતનાં મસોડાં ઉપસી આવે

છે અને ખોરાક પચતો નથી, જ્યારે કેટલીક વખત પાતળા ઝાડા થાય છે. આવી જાતની સ્ત્રીઓ ઉપર અણુસમજથી આ વ્યાધિને જુદો માની વિવિધ ઔષધોપચાર કરવામાં આવે છે પરંતુ રોગનું શમન થતું નથી અને ઉપચાર નિષ્ફળ જાય છે ત્યારે બોલબદ્ધ રસ પ્રદર સાથે સંબંધ ધરાવતાં આવાં જુદાં જુદાં ચિહ્નો અને વ્યાધિ-લક્ષણોને બંધ કરી દે છે.

પ્રદર સાથે ઘણી સ્ત્રીઓને ઊનવા થાય છે અને વારંવાર ટીપે ટીપે પેશાબ આવે છે અને પેશાબ પીળો હોય છે. પેશાબ કરીને આવ્યા પછી તુરત ફરી હાજત થાય છે. આવી જાતના વ્યાધિવાળી સ્ત્રીઓને બોલબદ્ધ રસ વધુ માફક આવે છે. કારણ કે બોલબદ્ધ રસ શીતવીર્ય ગુણવાળો અને શામક અસર નિપજાવનારો છે.

ઘણી વખત આધેડ ઉંમરની સ્ત્રીઓને ઉપરાઉપરી સુવાવડો આવી જવાથી શરીર અશક્ત થઈ ગયું હોય છે અને એવી સ્ત્રીઓને શ્વેતપ્રદર થાય છે તથા શ્વેતપ્રદરમાં પાછું રક્તપ્રદર પણ થઇ આવે છે. તેની સાથે સૂકી ખાંસી પણ શરૂ થાય છે અને શરીર તપવા લાગે છે. લક્ષણો બધાં એવાં સાથે ભેગા થયા હોય છે કે ઉતાવળ કરવામાં આવે તો ક્ષયરોગ માની બેસવામાં નિદાનકચાશ-વાળો ચિકિત્સક ભૂલ કરી નાંખે ખરો. આ જાતનાં દર્દોમાં બોલબદ્ધ રસ આપવાથી પ્રદર તો મટે છે જ, પરંતુ ખાંસીનું પણ શમન થાય છે. હા, માત્ર એટલું ખરૂં કે પ્રદર અને ખાંસી તદ્દન ઓછું થઈ ગયા પછી દરદીને થોડો વખત અભ્રક ભસ્મ આપવી જોઇએ.

બોલબદ્ધ રસ કફજ પ્રમેહમાં સારૂં કામ કરે છે અને પ્રમેહ પીટિકાને મટાડે છે અને હાથ પગનાં તળિયામાં દાહ, વારંવાર મોઢું આવી જવું અથવા ગળાના કાકડાનું ફૂલી જવું, નિસ્તેજપણું અને આળસ આ બધામાં બોલબદ્ધ ફાયદો કરે છે. આ ઔષધ ચાલતું હોય ત્યારે પિત્ત કરનારી અને વાયુ કરનારી ચીજો બંધ કરવાથી ઔષધનો ગુણ જલદી જણાય છે.

# મહાલક્ષ્મીવિલાસ રસ

સુવર્ણ, ચાંદી, અભ્રક, તામ્ર, બંગ, નાગ, લોહ, મંડુર, કાન્તલોહ, મૌક્તિક એ બધાંની ભસ્મ અને શુદ્ધ વછનાગ દરેક એક એક તોલો અને દ્વિગુણ ગંધક જારિત રસસિંદૂર ૧૧ તોલા. બધાંને એકત્ર કરી ત્રણ દિવસ ખરલમાં ઘૂંટી મધમાં મેળવી પુરી કે રોટલી માફક પાતળી પોપડી બનાવી સૂર્યના તાપમાં સૂકવી શરાવ સંપુટ કરી ત્રણ ચાર અડાયા છાણામાં મંદાગ્નિથી પુટ આપી ઠંડુ થયે ચિત્રક મૂળની છાલના કવાથમાં એક દિવસ ઘૂંટીને સૂકાયા બાદ ઉપયોગમાં લેવું.

**માત્રા**—oા થી ૧ રતી ચ્યવનપ્રાશાવલેહ, મધ, પીંપર, માખણ, દૂધની મલાઈ, ઘી, સાકર વિગેરે સાથે લેવું.

ગમે તેવી નિર્બળતા, ક્ષય, ધાતુક્ષય, વંધ્યત્વ, શ્વાસકાસ (ખાંસી) દમ, સોજો, સળેખમ, કમળો, પાંડુ, વાતરોગ, પક્ષઘાત (લકવો), અર્ધાંગવાયુ, અર્દિતવાયુ, અર્શ, મંદાગ્નિ, નપુંસકતા અને અલ્પવીર્યનાં દરદો, ભયંકર માંદગી પછીની નબળાઇ વગેરેને મટાડી વૃદ્ધાવસ્થામાં રસાયન સમાન વાજીકરણ ગુણ આપે છે.

પાચક અવયવો નબળાં પડવાથી પાચક રસોની ઉત્પત્તિ બરાબર ન થવાથી ખોરાક બરોબર પચતો નથી. આથી રસોત્પત્તિ બરાબર થતી નથી. તેથી શારીરિક અવયવો પોષણના અભાવે ઢીલા નબળા રહે છે. દિવસે દિવસે નબળાઈ, અશક્તિ, વજન ઘટવું, ચિંતા, અનિદ્રા, ખોરાક પર અભાવ, અજીર્ણ, આળસ, શૂન્યમનસ્ક જેવો સ્વભાવ થઇ જાય છે. આ બધા માટે મહાલક્ષ્મીવિલાસ રસનું સેવન કરવાથી ખાધેલા ખોરાકનું બરોબર પાચન થઇ બધાં અવયવોને પોષણ મળે છે.

ક્ષયના દરદીને જ્યારે તાવ સતત રહે છે, સૂકી ખાંસી શરૂ થઇ વજન અને શક્તિ ઘટવા માંડે છે ત્યારે આ રસનું સેવન કરવાથી વર્ષા ઋતુમાં વનરાજી જેમ નવપલ્લવિત બની ખીલે છે તેમ ક્ષયનો દરદી આ દવાના સેવનથી રોગમુક્ત બની, ગયેલી શક્તિ, લોહી અને વજન પાછું મેળવી ધાતુની વૃદ્ધિ પામે છે.

ક્ષયની વધેલી અવસ્થામાં જ્યારે ફક્ત હાડકાં જ બાકી રહ્યાં હોય, શરીરના બધા ભાગમાંથી માંસ ક્ષીણ થઈ હાડપીંજર થયું હોય, શરીરે દાહ થતો હોય, પાતળા ઝાડા થતા હોય અને ફેફસામાં મોટાં ચાંદાં પડી ગયાં હોય ત્યારે આ રસાયનને બદલે ગળોસત્ત્વ, પ્રવાલ, પીષ્ટિ, શંશમની ગુટિકાનો ઉપયોગ કરવાથી સારો લાભ મળે છે.

ઝાડો ચીકણો, ગંધાતો, છાતીમાં કફ હંમેશાં જડાઇ રહેવાથી દુ:ખાવો રહેતો હોય, ઘણા વખતથી ખાંસી રહેતી હોય અને ઠંડીના દિવસોમાં વળી વળીને દરેક વખતે ઉપદ્રવ કરનારી ખાંસી–શ્વાસના ઉપદ્રવથી દરદી જીર્ણ અવસ્થાએ પહોંચી અશક્ત થઈ ગયો હોય ત્યારે આ રસાયન અધિક ફાયદાકારક જણાયું છે.

બાળક અથવા યુવાન સ્ત્રી–પુરુષોનાં કોઈ પણ અવયવ વખતસર યોગ્ય રીતે વિકાસ પામ્યાં ન હોય તો દિવસે દિવસે તે અવયવોમાં વધારે નબળાઈ આવશે. આમ થવાથી શકિતપાત વધુ થશે અને પૂર્તિ (પોષણ) ઓછું મળવાથી દરદી ભયંકર વ્યાધિ તરફ ધસડાતો જાય છે. ફેફસાંની ક્રિયાઓ મંદ પડવાથી કફનો સંગ્રહ થવા માંડે છે. આગળ જતાં શ્વાસ સાથે કફ પડવો શરૂ થઈ શરીરની બધી ક્રિયાઓ મંદ પડે છે. સાથે સાથે હૃદય નબળું પડવાથી લોહી ફરવાની ક્રિયામાં મંદતા આવી સર્વાંગ અશકત બને છે. દરદી નિરુત્સાહી, સ્ફૂર્તિરહિત અને કૃશ થઈ જાય છે ત્યારે મહાલક્ષ્મીવિલાસ રસ ઉત્તમ લાભ કરે છે.

અંડકોષની પુંજીવ અને ઓજ બનાવવાની શકિત નષ્ટ થવાથી નપુંસકતાની પ્રાપ્તિ થાય છે. રોગી તદ્દન નિરાશ અને સ્ફૂર્તિરહિત

રહે છે. મુખારવિંદ ખિન્ન અને હંમેશાં વિચારોમાં ઘૂમ રહે છે. મગજશક્તિ ઘટે છે, ઊંઘ બરાબર આવતી નથી.

કાર્ય પર અભાવ, હંમેશાં ઉદાસિનતા, સ્વભાવ ક્રોધી અને નિરાશા અનુભવતો રોગી ઘણી વખત આપઘાત કરવાના વિચારો કરે છે. કોઈ કોઈ દાખલામાં ચિત્તભ્રમ થઈ દરદી પાગલ બની જાય છે. આવી પ્રથમાવસ્થામાં લક્ષ્મીવિલાસરસ, ત્રિબંગ, પ્રવાલ પીષ્ટિ અને ગુલકંદ સાથે આપવાથી યુવાલક્ષ્મીની પ્રાપ્તિ થઈ સમસ્ત શરીર બળવાન બને છે.

સુવાવડ પછીની નબળાઈ, ટાઈફોડ, મેલેરિયાના દરદથી મુક્ત થયા બાદ શરીર અશક્ત અને નિસ્તેજ થઈ જાય છે ત્યારે અથવા સંગ્રહણી, અતિસાર, પાંડુ, કમળો, શ્વાસ વગેરે દરદોમાં શક્તિ લાવવા અને ટકાવી રાખવા માટે આ રસ ઉત્તમ છે.

## મધુમાલિની વસન્ત

સારો રૂમી હીંગળો તો. ૨૦ ને દાડમના રસમાં સાત દિવસ સુધી ઘૂંટવો અને રસ સૂકાઈ જાય એટલે ચૂર્ણ કરવું. પછી એ ચૂર્ણ લોઢાની કડાઈમાં નાખીને એની અંદર મુર્ગીના વીશ ઈંડાનો રસ નાંખવો અને ધીમી આંચે એ રસ હીંગળોકમાં શોષણ કરવો. બિલકુલ સૂકાઈ જાય ત્યારે નીચે ઉતાર્યા પછી તેની અંદર કચુરો તો. ૧૦, સફેદ મરી તો. ૧૦, પ્રીયંગુ (ઘઉંલા) તો. ૧૦ અને પાકા કટહલના ફળના રસમાં સાત દિવસ ઘૂંટી પાવડરના રૂપમાં રહેવા દઈ બરણી ભરવી.

પ્રમાણ—એકથી ચાર રતી સુધી ઘી અથવા દૂધ કે દૂધની મલાઈ સાથે દિવસમાં બે વખત લેવું જોઈએ.

બળકારક, રસાયનગુણકારી, ઓજવૃદ્ધિ કરનાર અને દેહનાં સૂક્ષ્મ સ્રોત્રોને મદદ કરી પુનર્જીવન આપનાર અલૌકિક ઔષધ છે. અશક્ત, સગર્ભા સ્ત્રી, પારધુલો લાગવાથી હાડચામ માત્ર બાકી

રહ્યાં હોય એવાં બાળકો માટે આ અત્યંત ઉત્તમ ઔષધ છે. બાળક ધાવતું હોય તે વખતે સ્રીને બીજો ગર્ભ રહે છે ત્યારે ધાવતા બાળકના શરીર ઉપર નવા ગર્ભની માઠી અસર થાય છે. કારણુ કે સ્તનમાં જે વિશુદ્ધ દૂધ આવતું હોય છે તે ગર્ભમાં નવું બાળક રહેવાથી દૂધમાં ફેરફાર થઈ જાય છે અને આ દૂધ બાળક ધાવે એટલે એના શરીરમાં અગ્નિમાંદ્ય, ઝીણો તાવ તથા ઝાડા થવા લાગે છે અને દિવસે દિવસે બાળકનું શરીર લેવાતું જાય છે. આ વ્યાધિનું નામ સુકતાન કહેવાય છે અને ગ્રામજનતા આને પારધુલો લાગ્યો છે એમ કહે છે.

સમજુ સ્રી બીજો ગર્ભ રહેતાં તુરત જ ધાવતા બાળકને અલગ કરી દે છે અને એમ બને તો તો બાળક ઉપર માતાના સગર્ભાવસ્થાના પરિવર્તન કાળની ઝાઝી અસર થતી નથી. પરંતુ જો એવી અસર થઈ તો એ બાળક ગમે તેવી દવાઓ આપવા છતાં સુધરતું નથી અને દિવસે દિવસે ગળતું જાય છે. 'હાથ પગ દોરડી અને પેટ ગાગરડી'ની માફક બની જતાં એ ખીલતી કળીસમા બાળકની જોનારને પણુ દયા આવે એવું કૃશ એનું શરીર બની જાય છે.

એવા બાળકને માટે મધુમાલિની વસન્ત એક ચમત્કારિક કામ કરે છે. એના ક્ષીણુ થયેલા લોહી માંસને ફરી ભરે છે અને એનો જીર્ણજ્વર નાબૂદ થઈ અગ્નિ પ્રદીપ્ત થાય છે અને એને દૂધ પચવા લાગે છે. સાથે સાથે મંડુર ભસ્મ રતી ૧ તથા પ્રવાળ પંચામૃત રતી ૧ મધુમાલિની વસંત સાથે મેળવીને આપવામાં આવે તો ક્ષીણુ થયેલાં હાડકાંને જલદી પોષણુ મળે છે અને ક્ષીણુ થઈને કદરૂપું બની ગયેલું શરીર જોતજોતામાં ભરાવદાર બની બાળક હસતું ખેલતું થઈ જાય છે. આવા દરદીને સાથે ખાંસી રહેતી હોય તો અરધી રતી સાબરશૃંગ ભસ્મ અથવા તો મૃગશૃંગ ભસ્મની યોજના કરવી જરૂરી છે. છતાં માત્ર એકલી મધુમાલિની વસન્ત

આપ્યા કરો તો પણ બાળકને પોષણ આપી ક્ષીણ થયેલી સપ્તધાતુને બળવાન બનાવી સંપૂર્ણ તંદુરસ્તી આપે છે.

કેટલીક સ્ત્રીઓનાં નાજુક બાંધાને લઈને અથવા ઉપરાઉપરી સુવાવડો આવી ગઈ હોવાથી એવી સ્ત્રીઓ ગર્ભ રહ્યા પછી તદ્દન અશક્ત બની જાય છે અને એને લઇને એના ગર્ભને પૂરતું પોષણ મળતું નથી તથા ગર્ભ વિકાસ પામતો નથી. એની સાથે ગર્ભ રહ્યા પછી તે સ્ત્રી દિવસે દિવસે વધુ અશક્ત અને શક્તિ–બળહીન બનતી જતી જોવામાં આવે છે તથા કેટલીક વખત પૂરતા પોષણના અભાવે રહેલો ગર્ભ શુષ્ક બની છોડ થઈ જાય છે.

આવી જાતની સ્ત્રીઓને વાગ્ભટ્ટ આચાર્યના મત પ્રમાણે ઘી, દૂધ, સાકર, દ્રાક્ષ, મધુર દ્રવ્યો તથા કાચા પ્રાણીજ ગર્ભથી એને પોષણ આપવાથી સગર્ભા સ્ત્રી અને તેના ગર્ભને પોષણ મળે છે, અને ગર્ભ સારી રીતે વૃદ્ધિ પામે છે. મધુમાલિની વસંતની અંદર નાંખવામાં આવેલાં મુરઘીનાં ઇંડાં એ કાચો ગર્ભ છે અને તે સ્ત્રીના ગર્ભને અત્યંત પોષણ આપે છે.

સ્ત્રીઓમાં આજકાલ શ્વેત પ્રદરનો વ્યાધિ બહુ વ્યાપક રૂપે જોવામાં આવે છે અને ગુપ્તભાગમાંથી આ રીતે હંમેશાં શ્વેત પ્રદરનું વહન થવાથી સ્ત્રીઓ શરીરે અશક્ત, દુર્બળ, કાન્તિ–ઓજસ્ વગરની કમરના દુઃખાવાની ફરિયાદ કરતી તથા દુર્બળતાથી અશક્ત થયેલી સેંકડે પંચાશી ટકા સ્ત્રીઓ પ્રદરની ફરિયાદ કરતી જણાય છે. આવી સ્ત્રીઓને મધુમાલિની વસંત એકાદ બે મહિના મંડુરભસ્મ તથા ગોદંતી હરતાલ ભસ્મ મેળવી અશોક છાલના કવાથ સાથે આપવાથી પ્રદરનો વ્યાધિ નાબૂદ થાય છે, લોહીનાં લાલ રજકણોમાં વધારો થાય છે અને તેનું ગર્ભાશય તથા યોનિમાર્ગ મજબૂત બને છે. જો ગર્ભાશય ઢીલું પડી નીચે ઝૂકી આવ્યું હોય તો તે અસલ સ્થાને પાછું આવી જાય છે. સાથે સાથે ગર્ભાશયની ગર્ભધારણ કર-

વાની શક્તિ વધે છે અને ઢીલો પડી ગયેલો યોનિમાર્ગ સખત, સંકુચિત અને સહગમન માટે બળવાન બને છે.

કેવળ સ્ત્રીઓ કે બાળકોને જ આ ઔષધ ઉપયોગી છે એમ નથી. પરંતુ પુરુષો તથા બાળકો (કુમારો)ને પણ તે આપી શકાય છે. કોઈ પણ વ્યાધિ થઈ ગયા પછી આવેલી નબળાઇમાં, જેમાં લોહી-માંસ ક્ષીણ થઈ ગયાં હોય એવા દરદીને બીજાં દ્રવ્યોના મિશ્રણ સાથે અથવા થોડો વધુ વખત આપવાથી શરીર સુદઢ બને છે. નાંજુક પ્રકૃતિ અને નાજુક બાંધાના શરીરવાળાને આ ઔષધ ઘણું જ માફક આવે છે અને સમધાતુને પોષણ આપે છે. દેશકાળ અને બળાબળનો વિચાર કરી ઔષધના પ્રમાણની યોજના કરવાથી સદ્ય ફળદાતા ઔષધ છે. અમોએ વર્ષો થયાં સેંકડો દરદીઓ માટે વાપરી ખાત્રી કરી છે. ઔષધ ચાલતું હોય ત્યારે આંબલી, અથાણાં અને તેલમાં તળેલા વિદાહી પદાર્થો બંધ કરવા ઘટે.

## મંડુરામૃત રસ

મંડુરભસ્મ તો. ૧૦ લઇને ત્રિફળાનો ઉકાળો, ગોમૂત્ર, નગોડનો રસ, આકડાનાં પાનનો રસ, દૂધ, દહીં, મધ, શેરડીનો રસ એ દરેકની એક એક ભાવના દઈને દર વખતે ગજપુટ આપવો. કુલ આઠ ભાવના અને આઠ ભટ્ટી આપ્યા પછી શુદ્ધ પારદ તો. ૧૦, શુદ્ધ ગંધક તો. ૨૦, રૌપ્ય ભસ્મ તો. ૪, હરડે તો. ૧૬, સુંઠ, પીપર, મરી, વાવડીંગ, એ દરેક તો. ૬ મેળવી ભાંગરાના રસમાં મેળવી ઘૂંટી સૂકવી રાખવું.

સવાર સાંજ ૪ થી ૮ રતી મધ અથવા ઘી સાથે આપવાથી પાંડુરોગ, કમળો, હરસ, કબજીઆત, લોહીવિકારમાં ઘણું જ અસરકારક કામ આપે છે. જેની પ્રકૃતિને લોહભસ્મ માફક નથી આવતી તેને માટે આ મંડુરામૃત રસ સરસ ઉપાય છે. શરીરનાં રક્તકણોની શુદ્ધિ કરીને કાયાને લાલિમા અર્પે છે.

## વસંતકુસુમાકર રસ

પ્રવાલપીષ્ટિ, મુક્તાપીષ્ટિ, રસસિંદૂર, અભ્રક ભસ્મ (૫૦૦ પુટી) એ દરેક ચાર ચાર તોલા, સુવર્ણ ભસ્મ અને ચાંદીની ભસ્મ બે બે તોલા, લોહ, સીસું અને બંગ એ ત્રણેની ભસ્મો ત્રણ ત્રણ તોલા લઈને ખરલમાં નાંખી અરડુશી, શેરડી, માલતીફૂલ, કેળ એ બધાંના તાજા રસ તથા હળદરનો કવાથ અને ચંદનનો અર્ક તથા કસ્તુરી એ દરેકની જુદી જુદી સાત સાત ભાવના આપી સંપૂર્ણ સૂકાય એટલે સ્ટોપર્ડ બાટલીમાં ભરવું.

**માત્રા**—૧।। થી ૨ રતી, રોગોચિત અનુપાન સાથે **દેશકાળ** અને રોગીનું બળાબળ વિચારી યોજના કરવી.

**ઉપયોગ**—પ્રમેહ, મધુમેહ, મુત્રકૃચ્છ્ર, શુક્રક્ષય, પ્રદર, રક્તપ્રદર, રકતપિત્ત, અમ્લપિત્ત, મગજની નબળાઇ તેમ જ માનસિક નિર્બળતા અને હૃદયની નબળાઇમાં ફાયદાકારક છે. મધુમેહના ઉપદ્રવરૂપ અજીર્ણ, ખાંસી, શ્વાસ, ગભરાટ તથા વીર્ય સ્ખલન થયા પછીની નબળાઇ, જરા પણ રતી સ્મરણ થતાં કે શૃંગારિક દશ્યના સ્મરણ, દર્શન કે વાચન માત્રથી ઇન્દ્રિયની ઉત્તેજના થઈ વીર્યનું સ્ખલન થવું.

નપુંસકતા, વીર્યની નબળાઇથી ટકાવની ખામી, કમરનો દુઃખાવો, મૂત્રપિંડની અશક્તિથી વખતો વખત પેશાબની હાજત થવી, સ્મરણશક્તિનો અભાવ, મગજનો થાક, અનિદ્રા, આળસ, ભ્રમ, રક્તપિત્ત, હૃદયની નબળાઈથી તેની ગતિ વધવી, જરા વધુ કામ કરવાથી કે એકાદ દાદર ચઢવાથી, ચાલવાથો શ્વાસ ચઢે, ઘડપણમાં ખાંસી અને શ્વાસ, યુવાનો અને વૃદ્ધોમાં સ્થંભનશક્તિની ખામી આ બધા ઉપદ્રવો વસંતકુસુમાકર રસના સેવનથી ઘણા જ થોડા સમયમાં દૂર થાય છે.

સ્ત્રીઓમાં પ્રદરનો વ્યાધિ પ્રખર પ્રમાણમાં દુઃખકર અને કંટાળાજનક ઘર કરી બેઠો છે.

જીર્ણપ્રદરમાં સ્ત્રીઓનાં શરીર ફીક્કાં પડી દિવસે દિવસે વજન ઘટવા માંડે છે. કોઈ કોઈ વખત તાવ ભરાઈ જાય છે અશક્તિને લઈ કમરમાં દુઃખાવો, હાથપગમાં કળતર, આંખો ને પગનાં તળિયાં ગરમ રહે અને કોઈ વખત ઉલટી, ચક્કર આવી માથામાં સણુક્ષ મારે, પુરુષસંગનો અભાવ, માનસિક ઉદાસીનતા, થોડુંક કામ કરવાથી ઘણો થાક લાગે, શ્વાસ ભરાઈ આવે, પેટ ભારે થઈ ભુખ લાગે નહિ, ખાટાં, ખારાં, તીખાં અને મરચાં તથા તેલમાં તરબોળ અથાણું, ભુસુ, ભજીયાં વગેરે પદાર્થો પર રુચી થાય, તથા પુરુષ સહવાસમાં ઈચ્છા વધુ રહે અથવા તદ્દન અભાવો થાય. આ બધા ઉપર વસંતકુસુમાકર રસ સારો લાભ કરે છે.

રક્તપ્રદરમાં ગરમ ગરમ સ્રાવ થાય, કમર અને પેડુમાં સખત દુઃખાવો રહ્યા કરે, હાથ, પગ, નખ, જાંગ અને આંખો ફીક્કી સફેદ થઈ જાય, રક્તપ્રવાહ રાત દિવસ દુર્ગંધ મારતો, કાં તો પીળાશ પડતો કે ચોખાના ધોવણ જેવો વહ્યા કરે, અનેક ઉપચારો છતાં બંધ થાય નહિ ત્યારે વસંતકુસુમાકર, સાચું નાગકેસર અને ગુલકંદના અનુપાન સાથે આપવાથી ગમે તેટલો જીર્ણ રક્તપ્રદર બધા ઉપદ્રવો સહિત મટે છે.

મધુમેહ—( ડાયાબિટિસ ) અતિશય સ્ત્રીસંગથી શરીરનું ઓજસ ઘટવાથી, અતિશય ગળ્યા પદાર્થો ખાવાથી કે પ્રમેહ થયા પછી તેના ઉપદ્રવો જીર્ણ થવાથી લાંબા વખતે પેશાબ સાથે સાકર ( ખાંડ ) જવાથી જે વ્યાધિ થાય છે તેને મધુમેહ કહે છે.

પેશાબે વખતો વખત જવું પડે, તેમાં દરેક વખતે અને ખાસ કરીને જમ્યા પછી વધુ સાકર જાય. એથી અશક્તિ રહે, શરીર દિવસે દિવસે દુર્બળ અને નિસ્તેજ થતું જાય, મન ઉદાસ અને સ્વભાવ ચીડીયો બને, અનિદ્રા, અમુંઝણ, ગભરાટ, હૃદયનો ધડકો મનની અસ્થિરતા વગેરે ઉપદ્રવો સહિત મધુમેહને દૂર કરે છે. અતિ સ્ત્રી-

સંગથી યુવાવસ્થામાં શરીર નિસ્તેજ થાય, માનસિક નબળાઈ, ઈન્દ્રીય શિથિલતા, સ્થંભન શક્તિનો અભાવ, સ્મરણમાત્રથી વીર્ય સ્ખલન થાય, માનસિક વિકૃતિથી ઘણી વખત ગાંડપણ જેવાં ચિહ્નો જણાય, દરદી ડરપોક સ્વભાવનો બની ગમે તે સાધારણ બાબતમાં ઘણી ચિન્તા કર્યા કરે અને વિચારોની અસ્થિરતાઃ આ બધાં લક્ષણો વીર્યહીન રોગીનાં છે. આ રસનું દૂધની મલાઈ અથવા માખણ કે ઈસબગુલની ભુસી અને દૂધ સાથે સેવન કરવાથી રોગી દિન પ્રતિદિન ઉત્સાહી તેજસ્વી અને વીર્યવાન બને છે.

હાલના વિદ્યાર્થીઓ અત્યંત વાચન અને ઉજાગરાથી પુરતા પૌષ્ટિક ખોરાકને અભાવે યા બીજા અનેક કારણોસર અભ્યાસમાં પાછળ રહે છે. ગમે તેટલી કાળજીભરી ટ્યુશન વગેરેની વ્યવસ્થા છતાં વખત આવ્યે તે અભ્યાસનો બોજો સહન કરી શકતાં નથી. વસંત કુસુમાકર રસમાં મગજને પુષ્ટિ મળે એવાં દ્રવ્યો હોઈ મગજના થાકને, વિચારોની ભિન્નતાને તેમ જ માથાનો દુઃખાવો, આંખે અંધારાં, ચક્કર, મગજની શૂન્યતા વગેરે માટે ભૂરા કોળાના રસમાં આપવાથી ઉત્તમ ફાયદો કરે છે.

નપુંસકતા ઘણા કારણોથી થાય છે. તેમાં અંડકોષની નબળાઈથી વીર્યોત્પત્તિની ક્રિયા જોઈએ તેથી ઓછી કે તદ્દન ન થવાથી પ્રજનન અવયવ ( ઇન્દ્રિય ) શિથિલ રહે, સ્ત્રીસંગની ઈચ્છા છતાં એ ક્રિયા થઈ શકે નહિ, પ્રયત્ન કરવાથી એમાં નિરાશા મળે. કંઈક ઓછા પ્રમાણમાં વીર્યોત્પત્તિ થતી હોય તો ઉત્તેજનાની સાથે જ વીર્યસ્ખલન થઈ એ અવયવ શિથિલ થઈ જાય. વખતો વખત આમ થવાથી મન ઉદાસ રહે, ચિન્તાથી શરીર નિસ્તેજ થતું જાય અને બીજા કોઈ પણ વ્યાધિ વગર દરદી શરીરે કૃષ થતો જાય. આ વખતે વસંતકુસુમાકર રસ આહન, સાકર અને શતાવરીના અનુપાનથી સેવન કરનાર સ્વકાર્યમાં સંપૂર્ણ સફળ થઈ ગૃહસ્થાશ્રમમાં સુખી બને છે.

વસંતકુસુમાકર રસ અત્યંત કામોત્તેજક હોવાથી એને ઓછી માત્રાથી લાંબો વખત લેવો જોઈએ.

## શૂળગજકેસરી રસ

ઝેરકોચલાં તો. ૮ને ૧૨૮ તોલા ગાયના દૂધમાં મંદાગ્નિથી ઉકાળવાં, બરાબર બફાઇ જાય એટલે નીચે ઉતારી, ગરમ ને ગરમ હોય તેટલા વખતમાં તેના ઉપરની છાલ ચપ્પા વતી કાઢી નાંખવી અને બે પડ કરી વચમાંની જીભ કાઢી નાંખવી અને ગરમ પાણીથી બે–ત્રણ વખત ધોઇ નાંખી ખરલમાં નાંખી બારીક વાટવું. તેની અંદર પીંપર, પીંપરીમૂળ, કાળાં મરી, સુંઠ, વજ, બીલાનો ગર્ભ, હરડે, કરંજનાં બીજ, સાજીખાર, જવખાર, સીંધાલુણ, સંચળ, બીડલુણ, શુદ્ધ ગંધક એ ચૌદ વસ્તુ એકેક તોલો તથા શેકેલી હીંગ અને તાવડી ઉપર ફૂલાવેલો ટંકણખાર, બબ્બે તોલા લઈ બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરી ઝેરકોચલા સાથે મેળવવું અને આદુનો રસ નાંખી ત્રણ દિવસ સુધી ખરલ કરવું. ત્યાર બાદ તેના આશરે મગના દાણા જેવડી ગોળી વાળી સૂકવી બાટલી ભરી રાખવી.

**પ્રમાણ**—૧ થી ૪ ગોળી પાણી સાથે ગળી જવી.

**ઉપયોગ**—વાયુનું, પિત્તનું, કફનું, દ્વંદ્વ દોષનું કે ત્રિદોષનું શૂળ (ચૂંક) નાબુદ થાય છે. આ ઔષધના સેવનથી આમાશય અને આંતરડાંની પુરઃસરણ ક્રિયા બળવાન બને છે અને ગમે તે જાતનું શૂળ નાબૂદ થાય છે ઉપરાંત આ ઔષધથી હૃદય તથા વાતવહા નાડી બળવાન બને છે.

માત્ર અધિક પિત્તનાં ઉપદ્રવવાળાને, છાતીમાં જેને દાહ બળતો હોય તેને, વારંવાર ઉલટી થતી હોય તેને તથા મૂત્રપિંડની વિકૃતિ હોવાને કારણે પેશાબ અટકી જતો હોય અથવા સંવેદનાતંતુની ઉત્તેજનાવાળા (હિસ્ટીરિયાવાળા) દરદીને આપવું નહિ. કારણ કે એવા દરદીને આ ઔષધ માફક આવતું નથી.

પેટમાં શૂળ નીકળતા હરેક પ્રકારનાં દરદીને વ્યાધિમાં મુખ્ય બળવાન દોષ ગમે તે હોય તો પણ તેની સાથે વાતપ્રકોપ થયેલો હોય છે. કારણ કે કફ અને પિત્ત તો પાંગળાં હોઈ તે ગતિ કરી શકતા નથી, પરંતુ વાયુ એ મહાબળવાન છે અને દોષોને જુદા જુદા સ્થાનમાં લઈ જઈને વ્યાધિને પેદા કરે છે એટલે વાત પ્રકોપનું શમન થતાં વ્યાધિનું શમન થાય છે.

વાયુને શમન કરવા માટે બે રીતે ઉપાય કરી શકાય. વાતહર ઔષધો આપીને, અથવા વાતઘ્ન ઔષધો આપીને.

વાતહર ઔષધો એને કહેવામાં આવે છે કે જે વાયુ પ્રકોપ પામી ચોક્કસ સ્થાનમાં જમા થઈ તકલીફ આપતો હોય. દાખલા તરીકે પ્રકોપ પામેલો સમાન વાયુ સન્માર્ગી નહિ બનતાં વિમાર્ગી બને છે એથી ઊર્ધ્વ ગતિનો થાય છે અને પેટમાં આફરી અથવા ઉબકા આવે છે અને પેટમાં ચૂંક-શૂળ નીકળવા લાગે છે એ વખતે આપણે પરંપરાની રીત પ્રમાણે સૂવા ને સંચળ અથવા અજમો ને સિંધવનો ફાકડો ભરીએ છીએ એથી એકઠો થતો વિમાર્ગી બનતો વાયુ છૂટો પડીને સન્માર્ગી બની અધોમાર્ગે નિકળી જાય છે. એટલે હીંગાષ્ટક ચૂર્ણ, હીંગ્વાદી ચૂર્ણ, લવણ ભાસ્કર ચૂર્ણ ઈત્યાદિ વાતહર ઔષધોનું તાત્કાલિક સેવન કરીએ છીએ અને લાભ થાય છે. એવી જ રીતે વાતઘ્ન ઔષધ એને કહેવામાં આવે છે. દાખલા તરીકે એરંડાચલું, પીંપર, પીંપરીમૂળ વગેરે. આ ઔષધો વાતપ્રકોપ થવાનાં કારણને નાબૂદ કરે છે અને વારંવાર થતો વાયુનો અવરોધ અને પ્રકોપને બંધ કરે છે.

કારણ કે આ ઔષધોમાં આંતરડાની સ્વતંત્ર શકિત પેદા કરવાની તાકાત સમાયેલી છે અને એ શકિતમાં ગતિ આપે છે એટલે અન્ન અને રસનું પૂરી રીતે પાચન થાય છે. વાયુ સન્માર્ગી થવાથી વાતવહા નાડીઓ કામ કરતી થાય છે એટલે રસવિપાક થાય છે, મળમૂત્રાદિકની ક્રિયા યથાર્થ થવા લાગે છે.

શૂળગજ કેસરી રસમાં વાતઘ્ન અને વાતહર ઔષધોનો સુંદર યોગ થયેલો હોવાથી એ વાયુનો નાશ કરે છે અને વાયુ ઉત્પન્ન થવાનાં કારણોને નાબૂદ કરે છે, પાચનક્રિયાને સતેજ બનાવે છે, વાત નાડીઓને ગતિ આપે છે, હૃદયને તાકાત આપે છે અને ઉત્તેજીત કરે છે. એથી શૂળ થવાનાં કારણોને અટકાવે છે, શૂળ નાબૂદ થયા પછી થોડો વખત ચાલૂ રાખવાથી પાચનક્રિયા વ્યવસ્થિત થાય છે. હા, માત્ર આ ઔષધમાં ઝેરકોચલું આવતું હોવાથી લાંબા વખત સુધી સતત આ ઔષધ આપી ન શકાય.

અંત્રપૂચ્છ પ્રદાહ (એપેન્ડીસાઇટિસ નામનો વ્યાધિ આજકાલ મધ્યવયનાં સ્ત્રી અને પુરુષોને જોવામાં આવે છે. ખાસ કરીને વધુ કેસો વીશથી ચાલીશ વરસની ઉમ્મરનાં પુરુષો આ વ્યાધિથી પીડાય છે.

નાના અને મોટા આંતરડાનો જ્યાં સાંધો છે ત્યાં એક નાની પૂંછડી જેવા આંતરડાનો છેડો છે તેને અંત્રપૂચ્છ અથવા એપે-ન્ડીસાઇટીસ કહે છે.

દાંતમાં પરૂ થવું (પાયોરિયા) ખોરાક બરાબર ચાવ્યા વગર પેટમાં ઉતારવાની ટેવ, ઘણા લાંબા વખત થયાં રહેતી કબજીયાત છતાં તે તરફ બેદરકારી રાખી ઉપરથી ખોરાક લીધા કરવાની આદત, એલ્યુમિનિયમનાં વાસણોમાં રસોઈ તૈયાર કરી જમતા માણસોને, ઘણું માંસ ભક્ષણ કરનાર, સડેલા માંસનાં ટુકડા ચાવ્યા વગર ઉતારી જનાર, પ્રથમ લીધેલા ખોરાકનું બરાબર પાચન થયું ન હોય અને ઉપરાઉપરી ખોરાક નાસ્તો કરનાર આ જાતનાં માણસોને અપેન્ડીસની જગ્યામાં ખોરાકનો મળ–કણ ભરાઇ રહે છે, ત્યાં સોજો આવે છે અને રોગોત્પાદક જંતુ પેદા થાય છે એટલે એ જગ્યાએ દર્દ ઉપડે છે, શૂળ મારવા લાગે છે, ઉલટી થાય છે.

શરૂઆત થાય છે ત્યારે થોડાક ઉપચારો કરવાથી એ મટી જાય છે અને દરદી બેદરકાર હોય છે તો પાછો રોજની ટેવ પ્રમાણે

ખાવાપીવાનું શરૂ કરી દે છે અને ફરી પાછો દર્દનો હુમલો થાય છે. બીજી વખતનો હુમલો સખત હોય છે અને સામાન્ય ઉપચારોથી મટતો નથી ત્યારે ચિકિત્સકની સલાહ લે છે અને જ્યારે એપેન્ડીસાઈટીસ છે એવું કહેવામાં આવે છે ત્યારે તેનાથી અધિક ચિંતામાં પડી જવાય છે.

ઘણું કરીને આજે ડોકટરો એપેન્ડીસ થયો કે તુરત ઓપરેશન કરવાની સલાહ આપી દે છે ને દર વરસે આવા સંખ્યાબંધ ઓપરેશન થાય છે. આવા અતિ ઉતાવળા ઓપરેશનના અભિપ્રાયથી કેટલીક વખત પેટ ચીર્યા પછી એપેન્ડીસ નહિ પણ બીજું જ કારણ નીકળી આવે છે.

આંતરડાની પૂંછડી સડી ગઈ હોય, એમાં પરૂ થઈ ગયું હોય અથવા એની અંદર વિવિધ કણો એકઠા થઈ પથરી જેવું રૂપ પકડયું હોય તો ઓપરેશન કરાવવું કેટલાક કેસોમાં હિતકારી છે, પરંતુ એપેન્ડીસની જગ્યાએ દુખાવો થયો કે તુરત ઓપરેશન કરાવી નાંખવાની ઉતાવળ કરવી નકામી છે અને એ જાતનું ઓપરેશન થઈ ગયા પછી એ દર્દીઓ આંતરડાની, પેટની વિવિધ ફરિયાદો કરતા અને રીબાતા મારા જોવામાં આવ્યા છે.

પેટમાં ચૂંક, શૂળ શરૂ થાય, દુખાવો ઉપડે એપેન્ડીસનાં લક્ષણો જણાય અને દરદી એકાદ વખત ઠીક થઈ જાય એટલે બેદરકાર નહિ બનતાં સાવધાનીપૂર્વક એને તંદુરસ્ત કરવા માટે ઉપાય કરવામાં આવે તો ઓપરેશન કરાવવાની જરૂર રહેતી નથી અને ઓપરેશન યોગ્ય કેસ પણ બની જતો નથી. અર્થાત્ એપેન્ડીસ વગર ઓપરેશને મટી શકે છે, સોએ સો ટકા.

પ્રથમ તો આવી જાતનાં દરદીએ ખોરાક ઉપર પહેલું ધ્યાન આપવું જોઈએ. પ્રવાહી ખોરાક (દૂધ, છાશ, મુસંબીનો રસ, ભાજીનું સૂપ, ફળોનો રસ) આપવાં. કોઈ પણ જાતનો સખત

ખોરાક બંધ કરવો. અનાજ બંધ કરી દેવાય તો વધુ ઉત્તમ છે. સખત રેચ પણ ન આપવો. દીવેલ અથવા મીલ્ક ઓફ મેગ્નેશિયા અથવા ઇસબગુલની ભુસી, છેવટે હરડે. આવું બહુ જ મૃદુ મળ સાફ કરનાર ઔષધ આપવું અને આ શૂળગજ કેસરી રસની ગોળી બે સવારે અને બે સાંજે આપવી. ખાટા લીંબુના પાણી સાથે એકાદ મહિનો આપી પછી બંધ કરી ફરી આપવી.

## સોમનાથ રસ

લોહભસ્મ તો ૧, પારદ તો. ાા, ગંધક તો. ાા તમાલપત્ર, દારૂહળદર, જાંબુના બીજ, વાળો, ગોખરૂ, વાવડીંગ, જીરૂ, ઓથમી-જીરૂ, કાળીપાટ, દાડમનાં છોડીયાં, ટંકણખાર, લોદર, ગુગળ, શિલાજીત, આસોંદરાની છાલ એ દરેક તો. ાા લઈને બારીક કરી બકરીના દૂધમાં ચણીબોર જેવડી ગોળી વાળવી.

સવાર–સાંજ બેથી ચાર ગોળી દૂધ અથવા દુર્વા ( ધરો )ના રસ અને સાકર સાથે આપવાથી સ્ત્રીઓના પ્રદર, સોમરોગ, બહુમૂત્ર, યોનિશૂળ, મેદશૂળ વગેરે મટે છે.

## હરિશંકર રસ

અભ્રકભસ્મ તો. ૨, રસસિંદૂર તો. ૨, મોરથુથુનાં ફૂલ તો. ૧.

ત્રણે વસ્તુને ખરલમાં નાંખી લીલાં આમળાંના રસથી સાત દિવસ સુધી ઘૂંટવું અને સાત દિવસ હળદરના કવાથમાં ઘૂંટીને ચણાના દાણા જેવડી ગોળી વાળી સૂકાયા પછી બાટલીમાં ભરી લેવું.

એકથી ત્રણ ગોળી સુધી પાણી અથવા ચોકખું તલનું તેલ બે રૂપિયાભારનાં પ્રમાણમાં ગોળી ગળી ઉપર પી જવું.

**ઉપયોગ**—આ ગોળી પ્રમેહ તીક્ષ્ણ રૂપમાં હોય ત્યારે આપવાથી લાભ થાય છે. એટલું જ નહિ પરંતુ તીક્ષ્ણતા મટયા પછી પાછળથી જે પરૂ શરૂ થાય છે તેને મટાડે છે. પ્રમેહ જોરદાર હોય

અને પેશાબ સાથે લોહી આવતું હોય તે મટે છે અને મૂત્રનળીમાં પડેલા ઘાવ અથવા ચાંદીને રૂઝવી નાંખે છે.

ઔષધમાં મોરથુથુની યોજના કરવામાં આવી છે તે સહેતુક છે. પ્રમેહનાં જન્તુને મારવામાં મોરથુથુ જેવી ઉત્તમ વસ્તુ એકે નથી. પરંતુ મોરથુથુમાં વામક એટલે ઉલટી કરાવવાનો ગુણ હોવાથી આ ગોળી લેતાંની સાથે જ દરદીનો જીવ મીચકાય છે અને મોળ આવવા લાગે છે. જો કે આમળાના રસની ભાવનાથી મોરથુથુનું વિષ હલકું બને છે, છતાં જીવ આકળવિકળ થાય છે. પરંતુ એવું જણાતાં દરદી બે ત્રણ તોલા તલનું તેલ પી જાય છે તો શાંતિ થઈ જાય છે અને એટલા માટે જ ગોળી સાથે અનુપાનમાં તલનું તેલ બતાવ્યું છે.

બીજું આ દવા લેનાર દરદીને ઘી, સાકર, હીંગ, ચણાના આટાની કોઈ પણ બનાવટ અને ખાંડ ખાવાની સખત પરેજી કરાવવી જોઈએ. પરેજી ઉપર ખ્યાલ રાખી ધીરજથી ગોળી લે છે તો પ્રમેહ આસાનીની મટે છે અને પ્રમેહની પાછળની ફરિયાદો અથવા ઉપદ્રવો થતા નથી. રસસિંદૂરનો પારદ અને મોરથુથુ પ્રમેહનાં જંતુને સમૂળ નાશ કરી નાંખવાનું અજબ કામ કરે છે.

## ગંધક રસાયન [ ચર્મરોગનાશક ]

સારી જાતનો આમલસારો ગંધક લાવીને ગંધક જેટલું ગાયનું ઘી મેળવી લોખંડની કડાઈમાં ગરમ કરીને રસ બને એટલે ચારગણા દૂધમાં ગાળી લેવું. દૂધ ઠંડુ પડયે અંદરનો શુદ્ધ ગંધક સૂર્યના તાપમાં સૂકવી ખાંડીને ઘસાય નહિ એવી ખરલમાં નાંખવો. ત્યાર બાદ તજ, તમાલપત્ર, એલચી, નાગકેસરના ઉકાળા, તાજી ગળોનો રસ, આદુનો નીતર્યો રસ (સફેદ સત્વ કાઢીને લેવો). ભાંગરનો રસ તથા હરડે, બહેડાં અને આમળાંનો જુદો જુદો કવાથ દરરોજ તાજો

બનાવીને ગંધકમાં નાંખી દરેકની જુદી જુદી આઠ આઠ ભાવના આપવી.

રસ અથવા કાથનું પ્રમાણ એટલું રાખવું કે ખરલમાંનો ગંધક નરમ રાબડી જેવો બને. પછી ઘૂંટતાં ઘૂંટતાં સૂકાય એટલે એ રીતે એક ભાવના આપી ગણાય.

ઉપર પ્રમાણે સાવચેતીપૂર્વક તૈયાર કરેલો ગંધક રસાયન મહા તેજસ્વી, સર્વ રોગનાશક, બળ અને આયુષ્ય સ્થાપક, વલિપલિત વગેરે રોગોનો નાશ કરી શરીરને મજબુત બનાવે છે. વીર્ય દ્રઢ થઈ પુરુષાતનમાં વધારો કરે છે. નપુંસકમાં પણ સ્ત્રીભોગની ભાવના પ્રકટાવે છે. ખસ, ખુજલી, દાદર, મહાકોઢ, હરસ, મંદાગ્નિ, સંગ્રહણી, સોજા, જ્વર, ખાંસી, સોજારોગ, વૃષણવૃદ્ધિ, પ્રમેહ, પ્રદર તથા વાત વ્યાધિમાં ઘણો ઉત્તમ લાભ કરે છે.

અનુપાનયુક્ત યોજના કરવાથી અનેક ભયંકર ગણાતા અસાધ્ય વ્યાધિઓ મટાડી અત્યંત નબળા પડી ગયેલા દરદીનાં બળ અને કાન્તિમાં વધારો કરે છે. નિરોગીને વધારે બળ આપી ઓજનો વધારો કરી જીવનશક્તિ દઢ કરે છે.

.અતિ ગરમ, તીખા, ખારા, ખાટા અને વિદાહી પદાર્થો ખાવાથી કબજીયાત થાય છે. કબજીયાત થવાથી આંતરડામાં મળ એકઠો થઈ તેનાં વિષજન્ય દ્રવ્યો નાના આંતરડા મારફત શોષાઇને લોહીમાં મળી લોહી દૂષિત કરે છે. આથી ખસ, ખુજલી, શીતપિત્ત જેવાં ત્રાસદાયક હઠીલાં દરદો શરીરમાં થાણું જમાવે છે. અનેક ઉપચારો કરવાથી શરૂઆતમાં દબાઈ જાય છે પરંતુ બે–ત્રણ માસ કે તેથી ઓછાવધતા સમયમાં વળી ફરીથી ઉપડી આવે છે. ચામડીમાં દાહ અને સળવળાટ થવાથી દરદી ઘણો બેચેન બને છે.

આવા કંટાળાજનક વ્યાધિમાં ધીરજ રાખી બે મહિના સુધી મહામંજીષ્ઠાદિ કવાથ (ભૂકા)ની સાથે ગંધકરસાયન સવારસાંજ લેવાથી કાયમનો આરામ થઈ જાય છે.

ખસના વ્યાધિમાં ઉપર પ્રમાણે યોજના કરવાથી શરૂઆતમાં ખસના ફોલ્લા વધે છે અને દરદી શંકાશીલ બને છે, પરંતુ ઔષધ લાગુ પડયાનાં એ નિશાનો છે. દરદી ધીરજ ગૂમાવ્યા સિવાય યોજનાપૂર્વક ઔષધ ચાલુ રાખે તો ચામડીનું કોઈ દરદ એવું નથી કે ગંધક રસાયનથી ન મટે.

અશુદ્ધ રસકપુર, હીંગળોક, પારદ, સોમલ, મનશીલ આદિનાં વિષારિ તત્વો શરીરમાં રહી ગયાં હોય, એથી આંતરડા ઉપર ઝેરી અસરને લઈ લોહીમિશ્રિત ઝાડા થાય, પેટમાં કપાઈ ગયા જેવું શૂળ મારે અને મરડા માફક અમળાઈને આમસહિત લોહી સાથેના ઝાડાને મટાડવા માટે ગંધક રસાયન ઝડપી અસર કરે છે.

અનેક ઉપદ્રવયુક્ત ઉપદંશ રોગ દરદીને બેહાલ બનાવી દે છે. દરદ જીર્ણ થવાથી અર્ધાંગ વાત, સોજા, લકવો, દાંતના પેઢામાંથી લોહીનું ઝરવું, છાતી અને આખા શરીર ઉપર ફોલ્લીઓ થઈ સૂકાઈ ચાંદા–ચાંદાં પડવાં, હાથ પગ કંપવા, માથામાં સખત ગરમી રહેવી, આંખોનું તેજ ઘટવું વગેરે આ બધા ઉપદ્રવો, ઉપદંશજન્ય ઝેર શરીરમાં જેટલા પ્રમાણમાં વધતું ઓછું જણાય છે એટલો ઉપદ્રવ વધુ ઓછો જણાય છે.

આ બધામાં આ રસ ત્રણ માસ સુધી સતત નિયમિત લેવાથી ધીરે ધીરે રક્ત, માંસ અને લોહીમાં રહેલાં વિષારિ તત્વો દૂર થઈ દરદી રોગમુક્ત બને છે.

દાહયુક્ત પિત્તકષ્ટમાં અત્યંત ખુજલી આવતી હોય, શરીર ઉપર ચાઠાં પડી લાલ ચકામાં થઈ આવવાં અને ચામડી, હાથ, પગ, આંખો અને માથામાં લાહ્ય બળતી હોય ત્યારે ગંધક રસાયન દાર્વ્યાદિ કવાથ સાથે લેવાથી ધીરે ધીરે મક્કમ ફાયદો થાય છે.

પાયોરિયા થવાથી પેઢાં નરમ પડી વખતો વખત તેમાંથી લોહી આવ્યા કરે છે. આથી અત્યંત મંદાગ્નિ, કબજીયાત, ચૂંક,

આફરો, અતિસાર, સંગ્રહણી જેવા વ્યાધિ કંટાળાજનક ઉપદ્રવો ઘર કરી બેસે છે. આમ થવાથી દરદી દિવસે દિવસે સૂકાતો જાય છે, ખોરાક પચતો નથી એથી કબજીયાત અથવા ગુમડા થઈ આવે છે. બળનો નાશ થાય છે, ક્ષીણકાય દરદી દરદની જડ જાણ્યા સિવાય અનેક ઉપચારો અજમાવી હતાશ થાય છે. આવે વખતે ધીરજથી ગંધક રસાયન લેવાથી લોહીમાંના વિષારિ કીટાણુંઓ ( જંતુઓ ) દૂર થઈ લોહી શુદ્ધ થઈ, શરીરમાં માંસ, હાડકાં અને મજ્જાની તથા વીર્યને સબળ કરી સમસ્ત ઉપદ્રવો મટાડી નવું જીવન આપશે.

ગંધક રસાયન ખાનારે, આંબલી, મરચું, તેલ, દહીં, મીઠું, કઠોળ, લસણ, દારૂ વગેરે ખાવું નહિ. સૂર્યના તાપમાં ફરવું નહિ, બહુ મહેનત કરવી નહિ તથા બ્રહ્મચર્ય પાળવું.

ઉપર પ્રમાણે વિધિથી બતાવેલ ગંધક રસાયન આગળ જણાવેલાં અનેક દરદોમાં રામબાણની પેઠે અચૂક છે.

**માત્રા**—બેથી ચાર રતી પ્રમાણે ચામડીનાં દરદોમાં—દૂધ અને સાકર સાથે, પ્રમેહમાં—ત્રિફળાં અને હળદર સાથે, સંગ્રહણીમાં—દહીંની મલાઇ સાથે, વીર્યવૃદ્ધિ માટે—ઘી, સાકર અથવા દૂધની મલાઈ સાથે, જીવનશક્તિ માટે—ઘી, સાકર અને જેઠીમધના ચૂર્ણ સાથે, સ્રી રોગોમાં—કમળકાકડીનો મગજ અને લોધરના ચૂર્ણ સાથે, અર્શમાં—ઇસબગુલની ભૂસી સાથે, ત્રિદોષમાં—આમળાના રસમાં, દેશ, કાળ અને વ્યાધિનો વિચાર કરી યોજના કરવી.



# ભસ્મો



## ચંદનાદિ લોહ

રતાંજલિ ( રક્તચંદન ), વાળો, કાળીપાટ, નેત્રવાળો, પીંપર, હરડે, સુંઠ, કમળકંદ, આમળા, નાગરમોથ, ચિત્રકમૂળ અને વાવડીંગ આ બાર ઔષધ એક એક તોલો તથા લોહભસ્મ ૧૨ તોલા.

**બનાવટઃ—**કાષ્ટ ઔષધોનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી તેમાં લોહભસ્મ મેળવી બે દિવસ સુધી ખરલમાં ઘૂંટીને ભરી રાખવું.

બે થી ચાર રતી મધ સાથે દિવસમાં બે થી ત્રણ વખત લેવાથી વિષમજ્વર, જીર્ણજ્વર વારંવાર ઉથલો મારીને આવનારો મોસમી તાવ ( મેલેરિયા )ની અંદર આ ઔષધ ગુણકારી બને છે. તાવની મોસમ એટલે ભાદરવા આસોમાં પિત્તજ્વર ( મેલેરિયા ) લગભગ બધા પ્રદેશમાં જોરથી ફાટી નીકળે છે. એ ઋતુમાં તો બહુ જ સાવધાનીથી રહેનાર સંયમી માણસ જ તાવથી બચે છે અને બાકીનાં ઘણાખરાં તો તાવમાં પટકાય છે જ. તાવ આવી ગયા પછી તેને ઉતારવા અને અટકાવવા દરદી જાતજાતના ઉપચારો કરે છે. ક્વિનાઈન અને સોમલ જેવાં તીવ્ર ઔષધથી તાવને અટકાવે છે અને દરદી પાછો પોતાની રીત પ્રમાણે કામે વળગે છે. બીજા આઠેક દિવસ થતાં ફરી તાવ આવે છે અને ફરી દવાઓ લે છે. પરંતુ તાવ ઉતર્યા પછી પણ રાખવી જોઈતી કાળજી નહિ રાખવાને પરિણામે આ તાવ જીર્ણજ્વરનું રૂપ પકડે છે, જેને ડૉકટરો ક્રોનિક મેલેરિયા કહે છે. આ રીતે તાવ ઉથલા મારીને આવતો રહેતો હોવાથી

લોહીમાંના લાલ રજકણો ઓછાં થવા લાગે છે અને ફીક્કાશ વધે છે. લિવર અશક્ત થઈ ગયું હોય છે એવા દરદીઓને લોહ આપવાની જરૂર જણાય છે. પરંતુ એકલી લોહ આપવાથી કબજીયાત કરે છે અને તાવ આવી જવાને પરિણામે દરદીના લોહીમાં ઉષ્ણતા વધી જવાથી તે દરદી લોહભસ્મ સહન કરી શકતો નથી.

આવી જાતનાં દરદીઓને ચંદનાદિ લોહ આપવાથી એના શરીરની ઉષ્ણતા નાબૂદ થાય છે. ચંદન અને ખસ, કમળકંદ અને આમળાં જેવાં પિત્તશામક અને ઉષ્ણતા નિવારક ઉત્તમ ઔષધોની યોજના આ યોગમાં કરવામાં આવી છે. જ્યારે હરડે હોવાથી કબજીયાત થતી નથી અને સુંઠ પીંપરના પરિણામે દીપન–પાચન ગુણ કરે છે. આ રીતે મિશ્રણના રૂપમાં લોહ વધુ યોગવાહી બની જીર્ણ જ્વર નાબૂદ કરી લાલ રજકણો વધારી લિવર–બરોલમાં આવેલી વિકૃતિને નાબૂદ કરી શરીરને સંપૂર્ણ નિરોગી બનાવે છે. તેમ જ દરદીના શરીરમાં લોહી વધવાથી દરદી સશક્ત બને છે, વજન વધે છે. ચંદનાદિ લોહ સાથે પ્રવાળ ભસ્મ અને સુવર્ણ વસંત માલતી ઉમેર્યાં હોય તો શરીરમાંના કેલ્શીઅમમાં પણ વધારો કરે છે, અને શક્તિનો સંચય જલદી થાય છે. દવા ચાલતી હોય ત્યારે વિદાહી અને અતિ અમ્લ પદાર્થોનો ત્યાગ કરાવવો.

## તક્ર મંડુર

ગાયના મૂત્રનાં વીસ પચીસ પુટ આપી પાણી ઉપર તરે એવી વારિતર મંડુરભસ્મ તો. ૪૦ ખરલમાં નાંખી બીલીપત્રનો રસ નાંખી ત્રણ દિવસ ઘૂંટવું. એ જ રીતે કાળા ભાંગરાનો સ્વરસ, અરણીની છાલનો ઉકાળો, સાટોડીના મૂળનો ઉકાળો, તાલીમખાનાનો ઉકાળો (એખરો) એ દરેકમાં ત્રણ ત્રણ દિવસ ઘૂંટીને ત્યાર બાદ એક શેર ગાયના મૂત્રમાં ઘૂંટી સૂકાય એટલે ત્રણ ત્રણ રતીની ગોળી બનાવી સૂકવી બાટલી ભરવી.

૧ થી ૨ ગોળી દિવસમાં ત્રણ વખત દર વખતે દહીંને વલોવી મઠ્ઠા જેવી છાશ સાથે આ ગોળી ગળી જવી અને દરદીને માત્ર ખોરાકમાં તાજી મીઠી છાશ ( મઠ્ઠો ) આપવો. બીજો ખોરાક બંધ કરવો.

આ ગોળીના સેવનથી હાથ પગ ઉપર આવેલા સોજા નાબૂદ થાય છે, પાંડુરોગ મટે છે, અરૂચિ, અર્શ, મેદવૃદ્ધિ, હૃદયમાં ભાર લાગવો અને હાલતાં ચાલતાં પગે ગોટલા ચઢી જવા, બરોલ વધી હોય, લિવર વધ્યું હોય, કૃમિને લઇને આંખનાં પોપચાં ફૂલેલાં રહેતાં હોય, આંતરડામાં ઝીણી ચૂંક આવતી હોય, અને દસ્ત વારંવાર કકડે કકડે થતો હોય એવા દરદી માટે આ ઉત્તમ ઉપાય છે. સ્ત્રીઓ, બાળકો, વૃદ્ધ ઉંમરના માણસો નિર્ભય રીતે વાપરી શકે એવી નિર્દોષ દવા છે.

પરંતુ જેમને ઉપદંશવિકાર હોય, ગુરદાનું દરદ હોય, તૃષાનો વ્યાધિ હોય, તાવ હોય, ક્ષયરોગ હોય, રક્તપિત્ત હોય તેમને આ તક્રમંડૂર તથા છાશનો પ્રયોગ કરાવવો નહિ.

## ધાત્રી લોહ

આમળાનું ચૂર્ણ તો. ૬૨, સારી વારિતર બનાવેલી લોહભસ્મ તો. ૧૬ અને જેઠીમધનું ચૂર્ણ તો. ૮.

ત્રણે વસ્તુને ખરલમાં નાંખી, લીલાં પાકાં આમળાને છુંદીને કાઢેલા રસમાં આ ચૂર્ણ શીરા જેવું થાય એટલો મેળવી ખરલમાં નાંખવો અને પછી ઘૂંટવું. બાર કલાક ઘૂંટ્યા પછી ખરલને સૂર્યના તાપમાં મૂકવી. તદ્દન કોરૂં થઇ જાય પછી પાછો બીજો આમળાનો રસ નાખવો. આ રીતે રસ પાઈ ઘૂંટી સૂકવવામાં ત્રણ દિવસ જાય છે. એ રીતે ૨૧ દિવસે આ ધાત્રી લોહ તૈયાર થાય એટલે ખાંડી ચૂર્ણ કરીને બાટલીમાં ભરી રાખવું.

**પ્રમાણ**—૧ થી ૨ આનીભાર ખોરાક લીધા અગાઉ ાા કલાક પહેલાં તથા ખોરાક લીધા પછી અરધો કલાક રહીને લઈ શકાય. અથવા સવાર, બપોર ને સાંજ આ પ્રમાણે પણ આપી શકાય. ઘી અને મધ વિષમ ભાગે મેળવીને ચાટવું અથવા કાળી દ્રાક્ષના પાણી સાથે આપવું.

પિત્તના ઉપદ્રવમાં, અમ્લપિત્તમાં, પરિણામ શૂળ અને આંતરડામાં વ્રણ થઈ જવાથી જે દુ:ખાવો થઇ આવે છે, અન્નનું પાચન બરાબર નથી થતું અને ખોરાકમાંથી રસક્રિયા થઇ તેમાંથી રક્ત બનવું જોઈએ તે બરાબર નથી બનતું, જેને લઈને શરીરમાં પાંડુતા આવી જાય છે તેમાં તેમજ પિત્ત અને વાતજનિત ઉદરવ્યાધિને દૂર કરે છે. લાંબો વખત ધીરજ રાખી, આ રસાયન સેવન કરે છે તો લોહીમાં અપૂર્વ એવો વધારો થાય છે. માથા ઉપર આવેલાં પળિયાં (ધોળા વાળ) નાબૂદ થાય છે અને ચહેરા ઉપર પડેલી કરચલીને દૂર કરે એવું આ ઉત્તમ રસાયન ઔષધ છે.

પ્રકોપ પામેલો વાયુ કફ અને પિત્ત સાથે મળી જાય છે અને પેટમાં શૂળ ઉત્પન્ન કરે છે. આ શૂળ ખોરાક લીધા પછી ત્રણ કે ચાર કલાક પછી પેદા થાય છે અને એ રસવાહિનીઓના માર્ગમાં વિકૃતિ થવાથી થઈ જાય છે, પરંતુ બીજા બે–ત્રણ કલાક વીતી જતાં અને રસનું પાચન થતાં પાછું શમન થાય છે તેનું નામ પરિણામ શૂળ કહેવાય છે. અને આ રીતે આહાર કરનાર પરિણામ શૂળથી રોગી બનેલો માનવી રોજ પીડાતો રહે છે અને વ્યાધિ વધતાં નાભિ, મૂત્રાશય, સ્તનપ્રદેશ, પીઠ, ખભા, પડખાંના ભાગમાં દુખાવો થાય છે, આ બધાં લક્ષણ પરિણામ શૂળનાં છે.

આ વ્યાધિની ખુબી એ છે કે શૂળ નિકળવા લાગે તે વખતે જો દર્દી પાછું થોડુંક ખાઈ લે છે તો દર્દ દબાઈ જાય છે પરંતુ ખોરાક જો અમ્લ વિપાકવાળો લેવામાં આવે તો શૂળ વધારે આવે

છે. પરંતુ મધુર વિપાકવાળો ખોરાક લેવામાં આવે તો દર્દની શાંતિ થાય છે.

પરિણામ શૂળનાં જુદા જુદા ભેદ એનાં લક્ષણ ઉપરથી નક્કી થયેલા હોય છે.

## વાતિક પરિણામ શૂળમાં

પેટમાં આફરા જેવું રહે છે ગડગડાટ પણ થાય છે. મળ અને મૂત્રનો અવરોધ, બેચેની, કમ્પ ઈત્યાદિ લક્ષણો જણાય છે. સ્નિગ્ધ અને ઉષ્ણ પદાર્થનું સેવન કરાવવાથી શાન્તિ લાગવી. આ લક્ષણો હોય છે.

## પૈત્તિક પરિણામ શૂળમાં

તૃષા, દાહ, બેચેની, પસીનો આવવો વગેરે લક્ષણો જણાય છે. આ લક્ષણવાળા દરદીને ક્ષારવાળા પદાર્થો કે દવાઓ આપવાથી દર્દ વધે છે. ખાટા પદાર્થથી પણ દર્દ વધે છે પરંતુ શીતળ પદાર્થના સેવનથી દર્દનું શમન થાય છે.

## કફજ પરિણામ શૂળમાં

ઉલટી, ઉબકા, મોહ, દર્દ લાંબા વખત સુધી ચાલુ રહેવું, કડવા પદાર્થના સેવનથી દર્દની શાંતિ થવીઃ આ લક્ષણો હોય છે.

## દ્વિદોષ અને ત્રિદોષ પરિણામ શૂળમાં

મિશ્ર લક્ષણો પ્રતીત થાય છે અને આ રીતે બહુ લક્ષણોવાળા પરિણામ શૂળમાં આન્તરિક વ્રણ હોવાની શંકા પણ જાય છે.

પરિણામ શૂળની માફક બીજું અન્નદ્રવ શૂળ થઈ આવે છે. અર્થાત્ લીધેલા અન્નનો રસ તૈયાર થાય તેમાં ભયંકર અમ્લતા તથા ઉષ્ણતા વધી જવાથી આ શૂળ ભોજન પાચન થઈ ગયા પછી અથવા થતું હોય તે વખતે થઈ આવે અને ભોજન પચી ગયા પછી પણ ચાલુ રહે છે. એનાં લક્ષણો પેટમાં વાયુ, આફરો, પેટ ભારે

રહેવું, ઉલટી, ભ્રમ, તૃષા, જ્વર, અરૂચિ, કૃશતા, બળ ક્ષય અને અતિ વેદના: આ લક્ષણો હોય છે આવા ઉપદ્રવને લઈને આચાર્યોએ એને અસાધ્ય અને ભયંકર માન્યું છે. ડૉક્ટરો આ શૂળની પાછળ આમાશયનું વ્રણ ( અલ્સર ) માને છે. આ દર્દ ઉપડયા પછી જ્યાં સુધી વમન થઇને દગ્ધ થયેલું પિત્ત બહાર નથી નીકળી જતું ત્યાં સુધી દરદીને શાન્તિ વળતી નથી.

આ રીતે આ પરિણામ શૂળ અથવા અન્નદ્રવ શૂળ વગેરે થવાથી દરદી ઉપર એવી ખરાબ અસર થાય છે કે તેણે લીધેલો ખોરાક સુપાચ્ય બની શરીરને પોષક બનતો નથી. એથી દરદી દિવસે દિવસે લેવાતો જાય છે, લોહી ઘટીને પાંડુતા (એનેમિક) થાય છે. શક્તિ અને ઓજસ્ ક્ષીણ થઈ ગયેલાં જણાય છે અને અકાળે વાળ સફેદ થવા લાગે છે.

આવા દરદીઓનાં નખ, આંખની અંદરનો પેઢાનો ભાગ તથા હોઠ જોશો તો ધોળા ફીક્કા અને તેજરહિત જણાશે. કારણ કે ખોરાકનો રસવિપાક બની એમાંથી સપ્તધાતુનું સર્જન નબળું પડી ગયું હોય છે.

આ બધી જાતનાં શૂળવાળા શૂળને લઈને અન્નપાચનમાં થતી વિક્રિયાવાળા અને એ વિક્રિયાને લઈને પોષણના અભાવે વધી જતી પાંડુતા તથા નિસ્તેજ ચહેરો ધરાવતા દર્દીને યુક્તિપૂર્વક ધાત્રી લોહની યોજના કરવામાં આવે અને ધીરજ રાખી ત્રણ ચાર મહિના સુધી એનું સેવન કરે તો શરીર ઉપર જીર્ણોદ્ધાર જેવું કામ કરી આપે છે.

એક વાત તો સઘળા સમજે છે કે લોહ એ લોહીનાં રજકણો વધારવા માટે અતિ ઉત્તમ પદાર્થ છે. પરંતુ અનુભવથી જોયું છે કે કેવળ લોહભસ્મ ઘણાં દર્દીઓને માફક નથી આવતી. આવા દરદીઓને લોહ આપવાથી એકદમ ઉષ્ણતા વધી જાય છે, મળનો અવરોધ થાય છે અને વાયુ અટકે છે. જેથી દરદી રોજનો લેતો

હોય તે ખોરાક પણ બંધ થઈ જાય છે, શરીર તપી આવે છે અને વિરૂદ્ધ અસર થવાથી દરદી દવા લેતો બંધ થાય છે.

ધાત્રી લોહમાં લોહથી બમણું પ્રમાણ આમળાનું છે અને એનાથી અરધું પ્રમાણ જેઠીમધનું છે. આમળા અને જેઠીમધ રસાયન ગુણ ધરાવનારી શીતવીર્ય મહાઔષધિઓ છે. વય સ્થાપક કરી શરીરમાં જીવનતત્ત્વને વધારી આપવાનો આ બંને ઔષધિઓમાં મહા ગુણ છે અને તે કાયાકલ્પ કરી આપે છે. આ બન્ને વનસ્પતિ લોહ સાથે મળે છે અને ઉપરથી લીલાં આમળાનાં પુટ અપાયાથી મિશ્રણ ઉપર અમૃતીકરણ થાય છે. જે આહાર સાથે ભળી લીધેલા આહારનું દ્રવરૂપ થાય છે અને રસવિપાક થવા લાગે છે તે વખતે ધાત્રી લોહ સાથે ભળી સમભાવ જાળવી રાખે છે, વિદગ્ધ થતા પિત્તનું શમન કરે છે, વાયુના પ્રકોપને શાંત કરે છે અને રસક્રિયાને સન્માર્ગી બનાવી આપે છે, જેથી શૂળની ઉત્પત્તિનું કારણ નાબૂદ થાય છે અને ખોરાક રૂડી રીતે પાચન થવાથી એમાંથી રસ, રક્ત, મજ્જા, માંસાદિ ધાતુઓ બંધાવા લાગે છે અને શરીર સ્વસ્થ્યયુક્ત, રક્તયુક્ત અને તેજસ્વી બને છે. ધાત્રી લોહ ઉષ્ણપ્રકૃતિનાં, તેજોહીન, પિત્તદાહયુક્ત, ફીકાં, નબળાં બાંધાનાં શરીરવાળાં સ્ત્રી અને પુરુષ દરેકને માફક આવે છે. બાળકોને પણ સૂક્ષ્મ પ્રમાણમાં આપી શકાય છે અને ફીકાં, પીળાં, પાતળા ઝાડા થતાં દૂધનું પાચન નહિ કરતાં ઉલટી કરી નાંખતાં પીળાં ઝાડાવાળાં બાળકો આ દવાથી દૂધ પચાવતાં થાય છે. એમનાં શરીરમાં લોહીની વૃદ્ધિ થાય છે અને શરીરનો વિકાસ થાય છે. પ્રદર અને પ્રદરના ઉપદ્રવોવાળી પિત્તપ્રાધાન્ય પ્રકૃતિની સ્ત્રીઓને આપવાથી સારો લાભ થતો જોવામાં આવે છે.

બળાબળ, વય અને અવસ્થાનો વિચાર કરી ધાત્રીલોહની યોજના કરવાથી સરસ લાભપ્રદ ઔષધ બની રહે છે.

# નવાયસ લોહ

ત્રિફળાં, ત્રિકટુ ત્રણ ત્રણ તોલા, મોથ, વાવડીંગ, ચિત્રકમૂળની છાલ એક એક તોલો, હીંગુલોત્થ લોહભસ્મ નવ તોલા લઈ કાષ્ટૌષધિનું કપડછાણ ચૂર્ણ અને લોહભસ્મ ખરલમાં નાખી કુંવરપાઠાનો ગર્ભ, સાટોડીના મૂળનો ક્વાથ અને ફૂદીનાના રસની એક એક ભાવના ( ખરલમાં રસ નાખીને રાબડી જેવું સૂકાય ત્યાં સુધી ઘૂંટવું ) આપી પાવડર કરી લેવો.

બે થી ત્રણ રતી સુધી દરદીના બળ અને પ્રકૃતિ અનુસાર દિવસમાં ત્રણ વખત આપવું.

નવાયસ લોહ તાવ પછીની નબળાઈ, લોહીની ફિક્કાશ, પાંડુ, સોજા, કમળો, પેટનાં દર્દો, અજીર્ણ, અપચો, કૃત્રિમ, મસા અને કફ દોષોમાં લાભકર્તા છે. અરૂચી, મંદાગ્નિ, જીર્ણજ્વર રહ્યા કરે, આંખો, નખ, જીભ, ચામડી, હાથ–પગનાં તળીયાં તથા ઝાડા પેશાબ પીળાશયુક્ત ડાંગરનાં ફોતરાં જેવાં દેખાતાં હોય, ચીકણા પીળાશ પડતા ઝાડા થાય વગેરે લક્ષણો હોય ત્યારે નવાયસ લોહના થોડા દિવસના સેવનથી આરામ થઈ બરોળ સશક્ત બને છે.

મેલેરિયા અને ટાઈફોઈડ, તાવ, સખત મરડો કે સંગ્રહણી, લોહીવા વગેરેનો ઉપદ્રવ લાંબો વખત રહેવાથી દરદીમાં પાંડુતા ( ફિકાશ ) આવે છે. આ વખતે અપચો, અજીર્ણ, પુષ્કળ અશક્તિ હાથ, પગ અને મોઢા ઉપર સાધારણ સોજા, બહુ જ થોડી મહેનત કરવાથી કે જોસથી બોલવા ચાલવાથી પણ ઘણો થાક લાગી જાય છે. અને હૃદયમાં ધબકારા થવાનો ભાસ થાય છે. આવાં લક્ષણો સહિત હાથની નાડીનો વેગ ઘણો મંદ હોય ત્યારે આ નવાયસ લોહ વિષમ ભાગે ઘી–મધ સાથે લેવાથી જલદી આરામ થાય છે.

લિવરમાં કોઈ પણ કારણથી નબળાઈ આવવાથી લોહી શુદ્ધ કરવાની ક્રિયા મંદ પડે છે. આથી લોહીમાં વિજાતીય દ્રવ્યોનો વધારો

થઈ–ખસ ખુજલી ઉત્પન્ન કરે છે. ઝીણી ઝીણી ફોડકીઓ થઈને મીઠી મીઠી ખરજ આવે છે. ખણવાથી કાળાં ચકામાં જામી જાય છે. અને ખુજલી ઘણી પ્રિય લાગે છે. આથી દરદી ખણવાનું બહુ પસંદ કરે છે, અને ચામડીમાં ઉઝરડા પડી લાહ્ય બળવા માંડે ત્યાં સુધી એનાથી વલુરવાનુ છૂટતું નથી. આવે પ્રસંગે આ રસ મહામંજીષ્ઠાદિ ક્વાથ સાથે આપવાથી કબજીયાત અને લિવરનો સોજો મટાડી લોહી શુદ્ધ કરી શરીર પુષ્ટ બનાવે છે.

મસામાં ગુદાએ ખરજ આવે છે. બિલાડીનાં આંચળ જેવા ઝીણા ઝીણા અંકુર ગુદાની કુલડી ઉપર જણાય છે. મીઠી મધુર ખંજવાળ આવ્યા કરે છે. પેશાબમાં લાહ્ય બળ્યા કરે છે. પેશાબ ખુલાસાથી થાય નહિ તેમ જ અપચાના ઝાડા હોય ત્યારે પણ આ દવા અકસીર કામ કરે છે.

## પ્રદરારિ લોહ

ફૂલાવેલી ફટકડી તો. ાા, જંગલી કબૂતરની હગાર તો. ૨, ઘાપાણ ભસ્મ તો. ૧, જાંબુના ઠળીઆ તો. ૧, આસોપાલવની છાલ તો. ૨, રસવંતી તો. ૨, મોથ તો. ૧, જેઠીમધ તો. ૧, ઊંચી લોહ ભસ્મ તો. ૧. ઉપરની દરેક વસ્તુને ખાંડી, વસ્ત્રગાળ કરીને લોહ ભસ્મ મેળવી એક દિવસ ખરલ કરીને બાટલીમાં ભરી લેવું.

દિવસમાં ત્રણ વખત ૧ થી ૩ વાલ તાંદળજાના મૂળનો રસ અને સાકર સાથે આપવાથી સ્ત્રીઓના શ્વેત અને રક્તપ્રદર ઉપર તાત્કાલિક ફાયદો કરે છે અને શક્તિ લાવે છે. દવા ચાલૂ હોય ત્યાં સુધી દૂધ–ભાતનો સાદો ખોરાક લેવો.



# ગુટિકા



## અપરાજીતા ગુટી

શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, લોહ ભસ્મ, અભ્રક ભસ્મ, મંડુર ભસ્મ, તામ્ર ભસ્મ, શંખ ભસ્મ, શુક્તિ ભસ્મ પ્રત્યેક તો. ૧૦, સુંઠ, પીંપર, મરી, ગુગળ, હરડે, બહેડાં, આમળાં, ટંકણ, ચિત્રો, ગળો, કરિયાતુ પ્રત્યેક તો. ૮, કડુ તો. ૪૦ સાથે મેળવી ભાંગરાના રસની બે અને લીમડાના રસની ૩ ભાવના દઈ વાલવાલની ગોળી કરવી.

સવાર–સાંજ ૩ થી ૬ ગોળી પાણી સાથે આપવાથી પરદેશનું પાણી લાગવાને કારણે થતા ઉપદ્રવો મટે છે અને હમેશાં એક ગોળીનું સેવન કરવાથી પાણી લાગતું નથી.

## અભેદ્યા વટી

શુદ્ધ પારદ તો. ૧૦, શુદ્ધ ગંધક તો. ૨૦, વછનાગ તો. ૪, ટંકણ તો. ૬, ગોળ તો. ૫, સફેદ મરી તો. ૩, ગુગળ તો. ૧૨, કાળીપાટ, જવખાર, વરધારો, સુંઠ, ગોરખમુંડી, રાસ્ના, કાળીજીરી, મરવો, નસોતર, તુલસીનાં બી, સીંધાલુણ, અશેળીઆનાં બી, વાયવરણો, વીકળો, અરણીનાં ફુલ, પ્રત્યેક તો. ૩ લઈને બારીક ખાંડી એરંડીઆના તેલનો કરમો દઈને હરડેના ઉકાળાની એક ભાવના દઈ ચણોઠી જેવડી ગોળી વાળવી.

સવાર–સાંજ ૩ થી ૬ ગોળી ગાયના ઘી સાથે આપવાથી સંધિવા, એંશી જાતના વાતરોગ, ઉદાવર્ત, વાયુ, અજીર્ણ, મંદાગ્નિ,

ગુલ્મ, અમ્લપિત્ત, ઝાડાની જુની કબજીઆત મટાડી શરીર તંદુરસ્ત બનાવે છે.

## અમૃત હરિતકી

સારી ઊંચી જાતની મોટી હરડે નંગ ૧૦૦, સુંઠ તો. ૨, મરી તો. ૨, ચવક તો. ૨, ચિત્રો તો. ૨, તજ તો. ૨, સાજીખાર તો. ૨, જવખાર તો. ૨, સિંધવ તો. ૨, બીડલવણ તો. ૨, સંચળ તો. ૨, કાચલવણ તો. ૨, સમુદ્રલવણ તો. ૨, જીરૂ તો. ૨, શાહજીરૂ તો. ૨, અજમોદ તો. ૨, નસોતર તો. ૨.

પ્રથમ હરડેને ભેંસની છાશમાં પલાળી રાખવી. બે દિવસ રાખ્યા પછી ચૂલે ચડાવી બાફવી. બાદ નીચે ઉતારી એક છેડેથી ઊભી ચીરી ઠળીઓ કાઢી નાંખીને તે પોલાણમાં ઉપરનો મસાલો દાબીને ભરી દઈને ઉપરથી દોરી બાંધી દેવી. મસાલાને લીંબુના રસનો એક પુટ આપ્યા પછી ભરવો. અને ત્યારપછી દોરો વીંટેલી હરડેને એક દિવસ તડકે સૂકવી રાખવી.

દરરોજ સવારે એક હરડે ચાવીને ખાવાથી આમાજીર્ણ, વિદગ્ધાજીર્ણ, વિષ્ટાબ્ધાજીર્ણથી ઉત્પન્ન થતા ચીકણા અને જુના વ્યાધિઓ મટે છે. શૂળ, ગોળો, સંગ્રહણી, બંધકોષ, આફરો મટે છે. જુના બંધકોષની ફરિયાદવાળાએ ખાસ વાપરવા જેવી વસ્તુ છે.

## અર્શોહર વટી

લીંબડાની લીંબોળી, બકામ લીંમડાની લીંબોળી, બીજ કાઢી નાખેલી કાળી દ્રાક્ષ, હીમેજ. આ ચાર વસ્તુ પાંચ પાંચ તોલા અને સારી હીંગ તો. ૩.

**બનાવટ:** કાળી દ્રાક્ષને બાદ કરી બીજી ચીજો માટીની તાવડીમાં નાંખી ચૂલે ચડાવી ધીમા તાપે શેકી લેવી. બળી ન જાય તેની કાળજી રાખવી. ત્યારબાદ ખાંડી પાઉડર કરી અંદર કાળી દ્રાક્ષ મેળવી ચણીબોર જેવડી ગોળી વાળી સૂકવી બાટલીમાં ભરી રાખવી.

એકથી બે ગોળી સવાર–સાંજ બકરીના તાજા દૂધ સાથે અથવા તાજી મીઠ્ઠી જીરૂમીઠું નાખેલી છાશ સાથે ગળી જવી.

અર્શ અથવા હરસ, બેઠમલીયું જીવન ભોગવતા, ખાવામાં અનિયમિતતા રાખતા ત્રીશ વરસની ઉમર વટાવી ચૂકેલાં ઘણાં સ્ત્રી–પુરુષને થાય છે અને ત્રાસ આપ્યા કરે છે. હરસ બે પ્રકારના હોય છે : ખૂની અને બાદી. જે હરસમાંથી વારંવાર લોહી પડે છે તેને ખૂની કહેવામાં આવે છે. જેમાંથી લોહી નથી પડતું પણ દુ:ખ થઈ પીડા જ કર્યા કરે છે તેને બાદી હરસ કહે છે.

શાસ્ત્રીય રીતે તો હરસનાં વાત, પિત્ત, કફ આદિક ભેદો ગણાય છે. પરંતુ એ ચર્ચા અહીં નહિ કરીએ. માત્ર અનુભવથી એમ કહેવું જોઇએ કે અર્શ થયા પછી એ માનવીને એ અર્શને અંગેની નાની મોટી ફરિયાદો ચાલુ રહ્યા કરે છે. પાચનની મંદતા, વાયુ–ગેસનો પ્રકોપ, ઓડકાર, ઝાડાની કબજીયાત અને લોહી પડી ગયા પછી આવી ગયેલી નબળાઇ તથા ફિકાશ વગેરે સતાવતાં હોય છે અને એ ફરતો હરતો કામકાજ કરતો છતાં કોઇક ચોક્કસ જાતની પીડા અને ફરિયાદ અનુભવતો બની જાય છે અને આવા માનવીઓ જીવતાં સુધી તે તે ફરિયાદ અને દુ:ખ વેંઢારતાં હોય છે.

આનો અર્થ એ નથી કે અર્શનો વ્યાધિ સમૂળો નષ્ટ થતો જ નથી. પરંતુ દરદી પોતેજ વ્યાધિને મટવા દેતો નથી એમ કહેવું વધારે ઠીક લાગે છે. કારણ કે આહાર–વિહારમાં એને પડી ગયેલી ટેવો એ છોડી શકતો નથી. જીભના સ્વાદને વશ થઈ જાણવા છતાં એ અર્શને ઉમેળે એવો ખોરાક ખાધા સિવાય એનાથી રહેવાતું નથી અને વારંવાર એને અર્શ દુ:ખ દેતા જ રહે છે.

આધુનિક શસ્ત્રચિકિત્સા અર્શને ઓપરેશન કરી કઢાવી નાંખવા એ સફળ અને સદ્ય રોગ મટાડવા માટેનો ઇલાજ સૂચવે છે અને

આ રોજના કંટાળા ભરેલા વ્યાધિથી છૂટવા માટે સેંકડો માણસો અર્શનું ઓપરેશન કરાવે છે પણ ખરા.

પરંતુ ઓપરેશન કરાવેલા દરદીની સંખ્યામાંથી સેંકડે પંચાશી ટકા દરદીને ફરીને અર્શ થાય છે, અથવા અસલી અર્શ ફરી ડોકિયું કાઢે છે અને ઓપરેશનનાં ખાટલે જઈ આવવાની મહેનત નકામી ગઈ હોય એમ એને જણાય છે. એટલે અર્શનું ઓપરેશન એ જ માત્ર સંપૂર્ણ સાચો અને હંમેશના માટે રોગમુક્ત બનવાનો સાચો ઈલાજ છે, એમ સંખ્યાબંધ દરદીઓના અનુભવ પછી અમારાથી તો કહી શકાય નહિ.

કેટલાંક દર્દો એવી જાતનાં છે કે એક વખત તે શરીરમાં પેઠા પછી એને માટે દરદી જો સાવધાન ન રહે તો દર્દ શરીરમાંથી કેમે કરીને નિકળતું નથી. હા, કદાચ થોડા વખત માટે સંતાઈ જાય છે ખરું, પણ સમય આવતાં ફરી પોતાની હાજરી નોંધાવા આવી પહોંચે છે.

અર્શ માટે પણ લગભગ એમ જ સમજવાનું છે. અર્શ રોગનાં દરદીઓને પીડાથી બચવું હોય તો દવા તરફ વળતાં પહેલાં આહાર સંબંધમાં અને અર્શ અંગેના પથ્યાપથ્ય સંબંધમાં પૂરૂં જાણકાર બનવું ખૂબ જરૂરી છે.

અર્શ માટે થોડીક ચાવીરૂપ સૂચનાઓ આ નીચે જણાવું છું:

કબજીયાત એ અર્શરોગ થવાનાં કારણરૂપ અને અર્શને નહિ મટવા દેવાના કારણરૂપ છે. એ વાત સંપૂર્ણપણે દિલમાં કોતરી રાખવા જેવી છે. જે અર્શના દરદીને મળ હંમેશાં સંપૂર્ણ અને જરાયે તકલીફ વગર આવી જવો જોઇએ તેની સાથે ખોરાકમાંથી થતો મળ તદ્દન સુકાયેલો કે ગંડાયેલો પણ ન હોવો જોઈએ. તે માટે દરદીને એક તો સલાહ એ આપવાની કે રાત્રે સૂતી વખતે અર્ધો તોલો કે એક તોલો ઇસબગુલની ભુસી દૂધ અથવા પાણી સાથે ફાકી જવાથી સવારે સહેલાઇથી દસ્ત આવે છે. ઈસબગુલની ભુસી આંતરડામાં ચોંટેલા મળને જરાયે તકલીફ સિવાય કે આંતરડાની

ક્રિયાને ઉત્તેજ્યા સિવાય દસ્તને સરકાવી બહાર ખેંચી લાવવાનું કામ કરે છે. જેમને ઇસબગુલથી દસ્ત ન થાય તેમણે હીમેજને દિવેલમાં તળી ખાંડી રાખીને રોજ રાત્રે ફાકી જવાની ટેવ રાખવી. ત્રિફળાં, હરડે અથવા સ્વાદિષ્ટ વિરેચન વગેરે દ્રવ્યો દસ્ત લાવવાને ગુણકારી હોવા છતાં ઇસબગુલ અને હીમેજ જેવાં નિર્દોષ અને આંતરડાની શક્તિને નબળી પાડયા સિવાય દસ્ત લાવવાનો ગુણ ધરાવતાં નથી.

બીજી ચાવી છે અર્શના રોગીને ખોરાક સંબંધી સાવચેતીની:

ગોળ, રીંગણાં, બાજરી, કેરાનું અથાણું, મરચાંનું અથાણું, સરગવાની શીંગ, ખાંડેલાં સૂકાં વધારે પડતાં મરચાં કે લીલાં મરચાંના ભજીયાં આ બધા પદાર્થો અને મગ તથા તુવેરદાળ સિવાયનાં બીજા મઠ, વાલ, વટાણાં, ગુવારફળી જેવા પદાર્થો હરસવાળાની પ્રકૃતિને નુકસાન કરનારા નીવડે છે. એ પદાર્થો ત્યાગી દેવા જોઈએ. તેની સાથે ભારે ખોરાકો, ઉપરા ઉપરી જમણવાર, મેંદાની બનાવટની ચીજો વારંવાર ન ખાવી. આ બધી બાબતનું અક્ષરશઃ પાલન કરવામાં આવે અને તાજી મીઠી છાશ ઘણા સારા પ્રમાણમાં ખોરાકની સાથે રોજ પચે એ પ્રમાણે લેવાનો આગ્રહ રાખવામાં આવે તથા સૂરણનું શાક બને તેટલું વધારે ખાવાનું રાખે તો હરસ–અર્શનો દરદી વગર દવાએ જ અર્શ હોવા છતાં કોઈપણ પ્રકારની તકલીફ ભોગવતો નથી અને ઉપર પ્રમાણે ખોરાક વગેરેની પૂરતી કાળજી રાખી અર્શહરવટીનું સેવન બે ત્રણ માહના ચાલુ રાખવાથી અર્શમાંથી પડતું લોહી બંધ થાય છે. ફૂલેલા અર્શ ચીમળાઈ જાય છે અને સાધારણ શરીર ઉપર સૂકાયેલો મસો હોય તેવી રીતે ગુદાદ્વાર કે અંદરના ભાગમાં રહે છે અને કેટલીક વખત આ દવાથી અર્શ તદ્દન સૂકાઈને ખરી પણ જાય છે. અર્શ માટે આ ગોળી નિર્દોષ અને અત્યંત ગુણકારી છે. જે માનવી ઉપરની સૂચનાઓનો અમલ કરી આ ગોળીનું સેવન કરશે તેમના બન્ને તે પ્રકારના અર્શ અંગેની તકલીફ દૂર થશે.

## આરોગ્ય વટી

લીમડાનાં પાન તો. ૫, શેકેલી હીંગ રતી ૫, શેકેલું જીરૂ રતી ૬, કપુર રતી ૫. લીમડાનાં લીલાં પાન લાવી બાકીની સર્વ ચીજોને તેની સાથે બારીક વાટી ચણાના દાણા જેવડી ગોળી વાળવી.

રાત્રે સૂતી વખતે ૧ થી ૪ ગોળી પાણી સાથે લેવાથી ઉદર-વિકાર, કબજીઆત, હરસ વગેરેમાં ખાસ ઉપયોગી છે.

## આરોગ્યરક્ષક વટી

ત્રિફળાં તો. ૩. ગુલાબનાં ફૂલ તો. ૧ ત્રિકટુ તો. ૩, સાકર તો. ૫. બધી વસ્તુને ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરીને મધમાં મેળવી ચણીબોર જેવડી ગોળી વાળવી.

સવાર–સાંજ ૧ થી ૨ ગોળી પાણી સાથે આપવાથી પેટનાં ગમે તેવાં જુનાં દરદોમાં ચોક્કસ ફાયદો કરે છે.

## કર્પુરાદિ ગુટિકા

લાલ મરચાં તો. ૧૦, હીંગ તો. ૧૦, દેશી કપુર તો. ૧૦. પ્રથમ લાલ મરચાંને તેનાં બીજ ન દેખાય ત્યાં સુધી બારીક વાટવાં અને ત્યાર પછી હીંગ તથા કપુર મેળવી એકરસ થતાં સુધી વાટવું. કપુરની ભીનાશથી ગોળી વાળવા જેવું થશે. ન બને તો સ્હેજ પાણીનો કરમો દઇને મરીના દાણા જેવડી ગોળી વાળવી.

ઝાડા કે ઉલટી થતા હોય તે વખતે ઠંડા પાણી સાથે બે ગોળી આપવાથી કૉલેરા ( વિષૂચિકા )માં શરૂઆતથી આપ્યા કરવાથી દર-દીને છૂટથી પેશાબ આવવા લાગશે. કૉલેરા માટે વખાણવા લાયક પ્રયોગ છે.

## કાળભૈરવ ગુટિકા

રસસિંદૂર, અભ્રકભસ્મ, લોહભસ્મ, રૌપ્યભસ્મ, બંગભસ્મ, શુદ્ધ ગુગળ, શુદ્ધ શિલાજીત. એ સર્વે સરખે વજને લઇને ભાંગરો, આમળાં, શતાવરી એ દરેકની એક એક ભાવના દઈને છાંયે સુકવી લઈને

મજબૂત શીશીમાં ભરીને પેક કરી એક મહિનો ધાન્યના ઢગલામાં રાખી મૂકવી.

સવાર-સાંજ ૧ ગોળી ઘી અથવા ઘી-સાકર સાથે ચાટીને ઉપર બેઆની ભાર ત્રિફળાની ફાકી લઈને ત્યારપછી અરધો શેર દૂધ પીવું.

આ ગોળીનું એક વર્ષ સુધી સતત્ સેવન કરવાથી, દર મહિને પ્રમાણમાં એક એક ગોળીનો વધારો કરે અને ખોરાકમાં ઉષ્ણ પદાર્થ ખાવા બંધ કરે તો આયુષ્યની વૃદ્ધિ થાય છે. એક વર્ષ સેવન કરવાથી ૧૦૦ વર્ષનું આયુષ્ય થાય. ત્રણ વર્ષ સેવન કરવાથી ૨૦૦ વર્ષનું આયુષ્ય થવાની માન્યતા છે. પરંતુ શક્તિ અને જીવનતત્ત્વ-પોષક અપૂર્વ ઔષધ તો છે જ.

## કાસીસાદિ વટી

હીરાકસી, હીંગ, સિંધવ, સુંઠ, ચિત્રો, ઈંદ્રામણાંના મૂળ, ઈંદ્રામણાંના ફળ, જવખાર, સાજીખાર, ટંકણખાર, હળદર, સમુદ્રફીણ, કપૂર, દારૂ-હળદર-એ બધાં સરખા વજને લઈને ખાંડી કુંવારના રસમાં ચણાના દાણા જેવડી ગોળી વાળવી.

ત્રણથી ૭ ગોળી પાણી સાથે આપવાથી સ્ત્રીઓના નષ્ટાર્તવ, પીડિતાર્તવ વગેરે આર્તવ દોષોને સુધારી, ઋતુ નિયમિત બનાવે છે. આ ગોળી જનનેન્દ્રિયમાં પહેરવા માટે પણ આપવી.

## કાળી ગોળી

ફૂલાવેલ મોરથુથુ તો. ૧, રસકપૂર તો. ૧, હીમજી હરડે તો. ૧, કળીચૂનો તો. ૧, ગોળ તો. ૧. પ્રથમ રસકપૂરને ઝીણું વાટી તેમાં આરતી કપૂર તો. ૦। મેળવી સળગાવવું. કપૂર બળી જાય એટલે બીજાં વસાણાં મેળવી દેવાં, અને લીંબુના રસમાં ૧૪ દિવસ સતત્ ઘૂંટવું. બાદ તુવરદાળ જેવડી ગોળી વાળવી.

સવાર-સાંજ એકથી બે ગોળી ચોકખા પાણી સાથે આપવાથી વિસ્ફોટક, ભગંદર, પ્રમેહ, ગરમી, સાંધાનો દુઃખાવો વગેરે ગરમીના રોગો ઉપર સારૂં કામ કરે છે.

**નોંધ:** આ દવા ચાલતી હોય ત્યારે તેલ, મરચાં, ખટાશ અને વાયડા પદાર્થની ખાસ પરહેજી રાખવી અને મોઢું આવી જાય તો દવા બંધ કરવી.

## કેસરાદિ ગુટિકા

જાયફળ તો. ૧, જાવંત્રી તો. ૧, લવીંગ તો. ૧, મોચરસ તો. ૧, કેરીની ગોટલી તો. ૧, લોદર તો. ૧, બીલીનો ગર્ભ તો. ૧, ધાવડીનાં ફૂલ તો. ૧, દાડમનાં છોડીયાં તો. ૧, સુંઠ તો. ૧, કેસર તો. ૦॥, અફીણ તો. ૩, શેકેલી ભાંગ તો. ૨. એ સર્વે વસ્તુને ખાંડી કપડછાણ કરી ભાંગના ઉકાળામાં ઘૂંટી મરીના દાણા જેવડી ગોળી વાળવી.

દિવસમાં ત્રણ વખત ૧ થી ૩ ગોળી ઇંદ્રજવ અને કડાછાલના હીમ સાથે આપવાથી ઝાડા, મરડો, અતિસાર, આમાતિસાર, રક્તાતિસાર અને સંગ્રહણી મટે છે.

## ખદીરાદિ ગુટિકા

આકડાનાં ફૂલનાં બીજ શે. ૧, લવીંગ શે. ૧, ઊંચી જાતનો કાથો શે. ૧. એ ત્રણે વસ્તુને ખાંડીને લોચો બનાવવો અને એક તપેલીમાં ભરવો. બાદ એનાથી મોટી સાઇઝની બીજી તપેલી લઈને એમાં બશેર પાણી મૂકી ચૂલે ચડાવી ઉપર ચારણી મૂકીને તેના ઉપર દવાવાળી તપેલી ઊંધી વાળવી. જેથી નીચેની તપેલીમાંના પાણીની વરાળથી ચારણી માંહેની દવા બફાશે. બાદ નીચે ઉતારી બારીક વાટી વટાણા જેવડી ગોળી વાળવી અને તડકે સૂકવી લેવી.

લીલી યા સૂકી ખાંસી કે ગમે તે પ્રકારની ઉધરસમાં મોઢામાં રાખી રસ ચૂસવાથી અથવા મધમાં ચાટવાથી કે પાણીમાં ગળાવવાથી ચમત્કારિક ફાયદો બતાવે છે.

## ખાંસીની ગોળી

અફીણ તો. ૧, આકડાનાં ફૂલ તો. ૬. લવીંગ તો. ૨, કાળાંમરી તો. ૩. હળદર તો. ૩. કાથો તો. ૬, પુષ્કરમૂળ તો. ૬, સિંધવ તો. ૩. અફીણ સિવાયની સઘળી વસ્તુને ખાંડી અફીણનો કસુંબો કરી મેળવીને ચણાના દાણા જેવડી ગોળી વાળવી.

એકથી બે ગોળી સવાર-સાંજ પાણી સાથે આપવાથી ખાંસી, દમ, અમુંઝણ, શ્વાસ, સળેખમ, વગેરેમાં તાત્કાલિક અસર કરે છે.

## ગર્ભવિલાસ ગુટિકા

ભોરીંગણીના પંચાંગનું ઘન તો. ૬, ગળોનું ઘન તો. ૫, બીજોરાનાં બી તો. ૫, આસોપાલવની અંતરછાલ તો. ૧, શતાવરી તો. ૧, આહન તો. ૧, શિવલિંગીનાં બી તો. ૫, જેઠીમધ તો. ૧, ભોંયકોળું (વિદારીકંદ) તો. ૧, ગળોસત્ત્વ તો. ૧, મોગરાનું મૂળ તો. ૨, લજામણીનું મૂળ તો. ૨, વરધારાનું મૂળ તો. ૨, એલચી તો. ૧, પ્રવાળ પિષ્ટિ તો. ૧, સુવર્ણમાક્ષિક ભસ્મ તો. ૧, કમળનું કેસર તો. ૨, ગોપીચંદન તો. ૧, ચાંદીના વરખ તો. ૧, શુદ્ધ શિલાજીત તો. ૨, શુદ્ધ ગુગળ તો. ૧૦.

ગુગળને ગાયના દૂધમાં ઘૂંટી બાદ સર્વે ચીજો એકરસ થાય એ પ્રમાણે મેળવી પીંડો તૈયાર કરવો અને ઘીનો હાથ દઈને ચણીબોર જેવડી ગોળી વાળવી.

દિવસમાં ત્રણ વખત ૧ થી ૨ ગોળી ગાયના દૂધ સાથે લેવાથી જે સ્ત્રીને પ્રજા ન થતી હોય, અધૂરા માસે પ્રસવ થઈ જતો હોય, પ્રજા જીવતી ન હોય, ગર્ભસ્રાવ થતો હોય, સ્ત્રીનું ગર્ભાશય બગડેલું હોય એવી અનેક ફરિયાદો મટાડી સંતતિ પ્રાપ્ત થાય છે. મહા-

માની પ્રસાદી છે અને એનો શ્રદ્ધાપૂર્વક ઉપયોગ કરવાથી ઘણાં ઘેર પારણાં બંધાયા છે. વૈદ્યો વાપરશે તો ધન, યશ અને કીર્તિ મેળવશે.

## ગર્ભાશયશોધિની વટી

હીરાબોળ તો. ૧૦, એળીઓ તો. ૧૦, હીરાકસી તો. ૭ાા, ઇલાયચી તો. ૫, સુંઠ તો ૫, સંચળ તો. ૧૦. એ બધાનું બારીક ચૂર્ણ કરી ગુલાબનાં ફૂલની પાંખડીમાં વાટી ચણીબોર જેવડી ગોળી વાળવી.

સવાર–સાંજ ૧ થી ૨ ગોળી ગાયના દૂધ સાથે આપવાથી સ્ત્રીઓને કોઈ પણ કારણથી માસિક ધર્મ અટકી જવાથી થતો દુઃખાવો, પેટમાં લોહીની ગાંઠ, માસિક ઋતુની અનિયમિતતા વગેરે રોગો આ ગોળીના સેવનથી મટે છે, ગર્ભાશય સુધરી ગર્ભ ધારણ કરવા લાયક બને છે.

## ગંગા ગુટિકા

બીલીનો ગર્ભ તો. ૧, રાઇ તો. ૧, કાથો તો. ૧, દાડમનાં છોડીયાં તો. ૧, કાળું જીરૂં તો. ૧, આંબાની ગોટલી તો. ૧, જાંબુના ઠળીઆ તો. ૧, મોચરસ તો. ૧, જાયફળ તો. ૧, જાવંત્રી તો. ૧, લવીંગ તો. ૧, અતિવિષ તો. ૧, ભાંગ તો. ૨, બરાસ તો. ૧, રસસિંદૂર તો. ૧, પંચામૃત પર્પટી તો. ૧, અફીણ તો. ૧. પ્રથમ રસસિંદૂરને ઘૂંટી તેમાં પંચામૃત પર્પટી મેળવવી. બાદ બીજાં ઔષધ મેળવી અફીણનો કસુંબો કરી મેળવો દેવો અને ખૂટતું પાણી મેળવી ચણાના દાણા જેવડી ગોળી વાળવી.

દિવસમાં ત્રણ વખત ૧ થી ૪ ગોળી કડાછાલ, સુંઠ અને સાકરના ઉકાળા સાથે આપવાથી સંગ્રહણી, અતિસાર, મરડો, આમ, જળસ, આમાતિસાર, કૉલેરાના ઝાડા, બાદીના ઝાડા વગેરે તમામ જાતના ઝાડાના રોગમાં ઘણું સારૂં કામ કરે છે. દરદીને છાશ ઉપર

રાખીને દવા શરૂ કરવાથી ઉત્તમ ગુણ કરે છે. અનેક કેસોમાં વાપરીને એની ઉત્તમતાની પ્રતીતી મેળવી છે.

## ચીંચાભલ્લાતક વટી

સારી નવી આમલીમાંથી છોડા તથા કચુકા કાઢી નાંખેલી ચોકખા આમલી શે. ૧ તથા ભીલામા (શુદ્ધ) શે. ૧. એ બેઉને ભેગાં ખાંડી ગોળા વાળવા જેવું થાય ત્યારે ચણોબોર જેવડી ગોળી વાળવાં.

દિવસમાં ત્રણ વખત ૧ થી ૨ ગોળી પાણી સાથે ગળી જવી. સંગ્રહણી, અતિસારના રોગીને છાશ સાથે આપવી. ઉપદંશ અને વિસ્ફોટક મટે છે, સાંધા રહી ગયા હોય તો છૂટે છે, લકવો, અર્દિત-વાયુ, મન્યુસ્તંભ, કટીગ્રહ, ગ્રધ્રસી વગેરે સંધિગત અને શિરાગત વાયુને મટાડે છે. દવાની કોઈ પરહેજી નથી. વ્યાધિને અંગે પરહેજી રાખવી જરૂરી છે.

## ચંદ્રપ્રભા ગુટિકા

ષડકચુરો, વજ, મોથ. કરીયાતુ, ગળો, હળદર, દેવદાર, દારૂહળદર, અતિવિષ, ગંઠોડા, ચિત્રક, ધાણા, હરડે, બહેડાં, આમળાં. ચવક, વાવડીંગ, સૂંઠ, મરી, પીંપર. દરેક ચાર ચાર તોલા. તજ, તમાલપત્ર, નસોતર, દંતીમૂળ એ દરેક સોળ સોળ તોલા લેવું. સુવર્ણમાક્ષિક ભસ્મ, યવક્ષાર. સાજીખાર, ખડીયોખાર, સંચળ, સિંધવ એ દરેક એક એક તોલો. એલચી અને વાંસકપુર (અરબી) ચાર ચાર તોલા લેવું. લોહ ભસ્મ આઠ તોલા, સાકર ૧૬ તોલા, શિલાજીત બત્રીસ તોલા અને ગુગળ (કણ ગુગળ) શેર બે (એંશી તોલા) લઈ પ્રથમની ચોવીશ ઔષધિઓને જવકુટ ખાંડી સોળગણા પાણીમાં ઉકાળી ઘન કાઢી લેવું. બાદ એલચી, વાંસકપુર અને ક્ષારોને ખાંડી જવકુટ કરી ગુગળને શુદ્ધ કરી ગાળી કઢાઈમાં નાખી તેમાં શિલાજીત એકરસ કરીને બાકીનાં વસાણાનું ઘન-કપડછાણ ચૂર્ણ અને ભસ્મો

મેળવી ત્રીનો હાથ દઈ ચણાના જેવડી મોટી ગોળી વાળીને છાંયડે સૂકવી લેવી.

**માત્રા**—એક એક ગોળી દિવસમાં બે વખત.

ચંદ્રપ્રભાવટી દરેક પ્રકારના પ્રમેહ, મધુમેહ (ડાયાબિટિસ), સ્ત્રીઓના ગર્ભાશય સંબંધી દરદો—પ્રદર, ગર્ભાશય શોથ, ફૂલદોષ અને રજવાહિનીનાં દરદો તથા પુરુષોનાં ધાતુ સંબંધી દરેક વ્યાધિમાં વીર્યસ્ત્રાવ, સ્વપ્નદોષ, કમળો, હરસ અને સ્ત્રીપુરુષોના કમરના દુઃખાવામાં અતિ લાભકર્તા છે. મધુમેહ (ડાયાબિટિસ)માં એક વર્ષ સુધી, ભગંદરમાં, ધાતુ સંબંધી દરદોમાં તેમ જ સ્ત્રીઓનાં ગર્ભાશયનાં વ્યાધિઓમાં તથા આર્તવ (અટકાવની) અનિશ્ચિતતાથી મેદ વધ્યો હોય તેમાં તેમજ અંડવૃદ્ધિનાં દરદોમાં ૭ માસથી વધારે સમય સુધી ધીરજ રાખી લેવાથી ચોક્કસ અને કાયમી આરામ કરી રોગીને પુનર્જીવન આપે છે. (ચંદ્રપ્રભાનો ઘન સત્ત્વવાળો આ પાઠ અમોએ જ બનાવેલી અસરકારક રીતે વર્ષો સુધી દવાખાનાના દરદીઓ ઉપર અજમાયશ કર્યા પછી જ નક્કી કર્યો છે.) દરેક વસાણું તાજાં અને અસલ શુદ્ધ મેળવીને ગુગળ વગેરેનું શુદ્ધિકરણ પાક વગેરે ધ્યાનપૂર્વક તૈયાર કરવાથી નીચે જણાવ્યા પ્રમાણે દરદો ઉપર બરાબર અસરકારક સુધારો જણાશે અને દરદી જલદી રોગમુક્ત થઈ શકશે એ નિઃશંક છે.

ચંદ્રપ્રભાવટીનો મુખ્ય ગુણ મૂત્રેન્દ્રિય અને વીર્યોત્પાદક અવયવો પર શોધક અસર કરે છે.

પ્રમેહ (ગોનોરિયા)માં પેશાબ ગરમ, પીળો અને ડહોળો આવતો હોય, પેશાબમાં રેતી, કાંકરી અથવા સાકર અને ફોસ્ફેટ્સ જેવાં શરીરને ઉપયોગી દ્રવ્યો જતાં હોય, અનેક ઉપચારો કરવા છતાં ન સુધર્યા હોય એ બધાં આ ગોળીના નિયમિત સેવનથી સુધરીને કાયમી આરામ થાય છે.

પ્રમેહની જીર્ણ અવસ્થામાં અને અને અનેક વ્યાધિઓ ઘર કરી બેસે છે ત્યારે ચંદ્રપ્રભાવટી આવા જૂના દરદોમાં વધુ સારો લાભ કરે છે.

પેશાબ અને દસ્તમાં દાહ થવો, આંખ અને મગજમાં ગરમી જણાય, હાથપગમાં કળતર, અંડકોષ અને ઇંદ્રિય ઉપર ખુજલી આવે, ખરજવાથી ચાઠાં પડી જાય, સ્નાયુમાં કળતર, સાંધામાં દુઃખાવો વગેરે જૂનાં દરદો ઉપર ચંદ્રપ્રભા ઘણો સારો અને કાયમી સુધારો કરે છે.

મૂત્રમાર્ગના વિકારથી મૂત્રકૃચ્છ્ર થાય છે. પેશાબની શુદ્ધતા અને ઉત્પત્તિ બરાબર થાય છે પરંતુ મૂત્રવિસર્જન અવયવો સાથે સંબંધ રાખનાર અવયવોની વિકૃતિથી પેશાબ પીળો-લાલ અને ત્રાસદાયક બળતરા સહિત દુર્ગંધ મારતો ધીમે ધીમે આવે છે. આ ઉપદ્રવમાં ચંદ્રપ્રભા ત્રિફળાના પાણી સાથે આપવાથી લાભ થાય છે. સ્ત્રીઓનાં ગર્ભાશયમાં રજવાહિની અને ફળકોષમાં સોજા આવવાના અનેક કારણો પૈકી જો જીર્ણ ઉપદંશ અને ગોનોરિયાની ઝેરી અસરથી ગર્ભાશય અને બીજાશયને બરોબર પોષણ નહિ મળતાં તેમાં સોજા સહિત વિકૃતિ થાય છે તો ગર્ભધારણ થઈ શકતો નથી, અટકાવ અનિયમિત ઓછો-વધુ આવ્યા કરે છે, પેઢુના ડાબા કે જમણા પડખામાં દુઃખાવો કાયમ રહે છે. ગર્ભાશય તદ્દન નબળું પડી જવાથી દરદીનો ચહેરો ફિક્કો, નિસ્તેજ અને ઉદાસ રહે છે. હાથ, પગ, કમર અને માથાનો દુઃખાવો કાયમી બને છે, દિવસે દિવસે નવી નવી ફરિયાદો ઉપસ્થિત થયા કરે છે. માસિક દરમિયાન પેઢુમાં અને કમર, જાંઘ તેમ જ આખા પેટમાં સખત દુઃખાવો ઉપડી આવે છે. ગર્ભાશયનો સોજો જૂનો થવાથી દરદ કાંઈક ઓછું લાગે છે પરંતુ ગર્ભાધારણશક્તિ ઓછી થાય છે અને જો ગર્ભ રહે છે તો બે ત્રણ માસમાં કે ચોથી ઓછા સમયમાં કસુવાવડ થઈ જાય છે. સાથે સાથે પ્રદરને લઈને સફેદ ચીકણું કે ચોખાના ધોવણ

જેવું પ્રવાહી હંમેશાં જતું હોય એથી પણ ઘણી અશક્તિ આવી જાય છે. દરદી અનેક દવાઓ વર્ષો સુધી ખાઈને કંટાળી જાય છે. આવા ગંભીર અને ત્રાસદાયક વ્યાધિમાં ચંદ્રપ્રભાવટી નિયમિત દિવસમાં ત્રણ વખત સતત નવ માસ સુધી ઘી સાથે લેવાથી શરીર હૃષ્ટપુષ્ટ બની ગર્ભધારણ થાય છે.

ગર્ભોત્પાદક અવયવો પુષ્ટ થવાથી શારીરિક કાન્તિ, બળ અને યૌવન તથા આયુષ્ય સ્થાપક અતિ ઉત્તમ નિર્દોષ દવા આથી બીજી કઈ હોઈ શકે ?

હાલના શૃંગારિક ચલચિત્રો અને કલાને નામે કેળવણીનાં અભ્યાસમાં ખપી ગયેલાં પ્રેમી યુગલોનાં નાટકો, વિવેચનો અને આર્ટ ચિત્રો તથા નોવેલો વગેરે આદર્શ ગણાતી કેળવણી અને ડગલે ને પગલે બિનઅનુભવી યુવાન વિદ્યાર્થીઓ તથા યુવક-યુવતિઓનાં મન ચંચળ બનાવી વિચારવાયુની ધૂન તેમનાં મગજ ઉપર સવાર થઈ રહે છે. સતત્ વિચારોથી મગજશક્તિ બગડવા ઉપરાંત માથામાં દુ:ખાવો ઉપડે છે. આનાં કારણો સ્પષ્ટ હોવા છતાં અદૃશ્ય રહે છે. વિચારોનાં વાદળો હંમેશાં ચઢી આવવાથી સમય જતાં તેઓ હસ્ત-મૈથુનના બૂરા કર્મ તરફ ધસડાઈ વખતો વખત શરીરરૂપી સંચાને તેલની ગરજ સારતું અતિ મૂલ્યવાન દ્રવ્ય વીર્યનો નાશ કરે છે. આથી હાથપગમાં કળતર, સાંધામાં દુ:ખાવો, ઇન્દ્રિયની શિથિલતા વગેરે અસાધ્ય દરદો પણ ઘર જમાવે છે.

મૂત્રેન્દ્રિયની નિર્બળતાથી જરા જેટલો સ્પર્શ થવાથી કે સુંદર મોહક દૃશ્ય જોવાથી અગર તો સાંભળવાથી ઈન્દ્રિય સતેજ થઈ એક બે ટીપાં વીર્યસ્રાવ થઈ એ અવયવ તુરત શિથિલ ( નરમ ) પડી જાય છે. દિવસનાં અને સૂતાં સુધી આ ક્રમ અનેક વખત થઈ જવાથી દરદીના મન અને શરીર ઉપર આની ગંભીર અસર થવા માંડે છે. ઘણા નબળા અને અસ્થિર મનના યુવકો પાગલ પણ બની

જાય છે. તેઓને જીવનમાં જીવવા જેવું કાંઇ જ જણાતું નથી. આવે વખતે ધીરજ રાખીને ચંદ્રપ્રભા ગુટી અને રસાયન ચૂર્ણ દૂધ કે પાણી સાથે લાંબો સમય લેવાથી આરામ થાય છે.

પ્રેમલગ્નથી કે પરણ્યા પછી સ્નેહમોહવશ થઈ મર્યાદાહીન સંવનન થઈ સંબંધ કરવાથી સ્ત્રી–પુરુષ બન્ને રજવીર્યહીન અશક્ત બની જાય છે. પછી મંદાગ્નિ અને કબજીયાત તેમને કાયમી બની જાય છે. અનેક દવાઓ એ માટે લેવા છતાં લાભને બદલે નુકસાન વધુ થાય છે. કબજીયાત કાયમી થવાથી શારીરિક ઘટકોને પોષણના અભાવે કમળો, પાંડુ જેવાં ત્રાસદાયક દરદો સતાવે છે અને ઈલાજ કરવા છતાં મટતા નથી, આવા અતિ વિષયથી થયેલા દરદોમાં બરાબર છ મહિના શુદ્ધ બ્રહ્મચર્ય પાળીને ચંદ્રપ્રભાનું સેવન કરવાથી અચૂક ફાયદો થાય છે.

અનુપાન ભેદથી યોજના કરવાથી ગમે તેટલાં જીર્ણ અને કંટાળાજનક દરદો આ ચંદ્રપ્રભાવટીથી નાશ પામે છે.

## છર્દીરિપુ વટી

સારી ઉંચી જાતની કપૂરકાચલી લાવીને ખાંડી વસ્ત્રગાળ કરીને પાણી સાથે મેળવી ચણાના દાણા જેવડી ગોળી વાળવી.

એકથી ચાર ગોળી પાણી અથવા મધ સાથે આપવાથી ગમે તે જાતની ઉલટીમાં આ સાદી છતાં નિર્ભય ગોળી ઘણું સારૂં કામ કરે છે. બચ્ચાંઓને પણ ઠીક માફક આવે છે અને જેને પેટમાં ધાવણ ન ટકતું હોય તેને પણ ટકે છે.

## જયાદિ વટી

લાલ કમળની જડ, ભાંગનું સત્ત્વ, અઘેડાની જડ તથા એળીઓ સમાન ભાગે લઈને બારીક ઘૂંટી બે રતીના માપની ગોળી વાળવી.

સવાર-સાંજ ૧ થી ૨ ગોળી પાણી સાથે દમ, ગર્ભાશયનો દુઃખાવો, વંધ્યત્વ, નષ્ટાર્તવ વગેરે દરદોમાં ઉપયોગી છે.

**નોંધઃ**—ભાંગને સોળ ગણા પાણીમાં ઉકાળી ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ગાળી લઈને ફરીથી ઉકાળીને ઘન બનાવવું. એને ભાંગનું સત્ત્વ કહેવાય છે.

## જ્વરાદિ વટી

કરિયાતુ, ગળો, પિત્તપાપડો, ચિત્રકમૂળ તથા ક્વિનાઈન. એ સર્વ ઔષધો સમભાગે લઈને લીલી ગળોના રસમાં ચણાના દાણા જેવડી ગોળી વાળવી.

સવાર-સાંજ અથવા જરૂરિયાત વખતે એકથી બે ગોળી દૂધ સાથે આપવાથી વિષમજ્વર, શીતજ્વર વગેરે દરેક પ્રકારના તાવમાં અકસીર નીવડેલી અનુભૂત ગોળી છે.

## દ્રાક્ષાદિ ગુટિકા

ખાવાની ભરૂચી તંબાકુ તો. ૧૦, કાળાં મરી તો. ૧૦, કાળી દ્રાક્ષ તો. ૨૦. પ્રથમ તંબાકુ અને મરીનું બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરી દ્રાક્ષના ઠળીઆ કાઢી લઈને તેમાં ઉપરનું ચૂર્ણ મેળવીને મરીના દાણા જેવડી ગોળી વાળવી.

દિવસમાં ત્રણ વખત ૨ થી ૩ ગોળી પાણી સાથે આપવાથી દરદી લૂખી ખાંસીથી અકળાતો હોય, મ્હોં ન મળતું હોય ત્યારે આ ગોળીનો ઉપયોગ કરવાથી કફ પાકીને છૂટવા લાગે છે, દરદીને પૂરતી રાહત મળે છે અને ખાંસી મટી જાય છે.

## ધનંજય વટી

જીરૂ, ચવક, સુખડ, વજ, તજ, નાની એલચી, કચુરો, હાઉબેર, કલોંજીજીરૂ, નાગકેસર. આ દસ વસ્તુ દરેક એક એક તોલો, સુવા

૭ આનીભાર, અજમો, પીંપરીમૂળ, સાજીખાર, હરડે, જાયફળ, લવીંગ આ ૭ વસ્તુ દરેક બે બે તોલા, ધાણા ત્રણ તોલા, ચિત્રકમૂળ, પીંપર અને સાંભરલૂણ આ ત્રણ વસ્તુ દરેક ચાર ચાર તોલા, કાળાં મરી સાત તોલા, નસોતર આઠ તોલા, ખાવાનું મીઠું (વડાગરૂ), સીંધાલુણ અને સૂંઠ આ ત્રણ વસ્તુ દરેક દશ દશ તોલા, ચુકો (એક પ્રકારની ખાટી ભાજી ગુજરાતમાં અને મુંબઈનાં શાકબજારોમાં મળે છે.) બત્રીસ તોલા અને તાજી આંબલી સોળ તોલા.

**બનાવટ**—ખાંડવા જેવી વસ્તુઓ ખાંડી ખરલમાં નાંખી ચુકાની ભાજી વાટી પ્રથમ ખરલમાં નાંખવી પછી બધી વસ્તુ મેળવી ઉપરથી બીજી ચુકાની ભાજી બશેર ખાંડી તેનો રસ ખરલમાં નાંખી ઘૂંટીને ચણીબોર જેવડી ગોળી બનાવી લેવી.

૧ થી ૨ ગોળી દિવસમાં ત્રણ વખત તાજી મિઠ્ઠી છાશ સાથે અથવા ખાટા લીંબુનો રસ પાણીમાં નાંખી તે પાણી સાથે અથવા દાડમના રસ સાથે આપવાથી આ ગોળી પાચક યંત્રોને વ્યવસ્થિત બનાવી આંતરડાને બળ આપી પૂરા પાચક રસો ઉત્પન્ન કરવામાં મદદ કરે છે. એથી ઉદરશૂળ, અગ્નિમાંદ્ય, આફરો, મળાવરોધને નાબૂદ કરે છે અને નાના તથા મોટા આંતરડાની કુદરતી ક્રિયાઓને નિયમિત બનાવે છે. માનવી ઘણી વખત આહાર–ખોરાકની બાબતમાં બહુ અનિયમિત બની જાય છે એટલે વધુ પડતો ખોરાક લે છે એટલું જ નહિ પરંતુ જીહ્વાલોલુપતાને લઇને કેટલીક વખત વિદાહી, અરો કાચો, સૂકા, ટાઢો, ભારે ખોરાક પાચનક્રિયાની શક્તિનો ખ્યાલ રાખ્યા વગર બેકાબૂ બની બેદરકારીથી જ્યાંથી જે મળ્યું તે પેટમાં નાંખતો જાય છે અને એ રીતે હોજરીમાં થઈ આંતરડામાં ગયેલો એ વિદાહી દૂષિત અપક્વ આહાર નાના અને મોટા આંતરડાને દૂષિત બનાવે છે તથા આંતરડાની રસ–શોષણ ક્રિયાને શિથિલ–નબળી પાડે છે અને મોટા આંતરડાની મળત્યાગની ક્રિયાને શિથિલ બનાવે

છે જેથી તેવા દરદીને મળાવરોધ થાય છે અને આંતરડામાંનો વાયુ કોપ પામે છે તથા વાયુ અવરોધ પામી ઉર્ધ્વગતિનો બનવાથી ખોટા દુર્ગંધયુક્ત ઓડકાર આવે છે. તે વાયુ અધોમાર્ગે જાય છે તેથી વાછૂટ દુર્ગંધયુક્ત બનાવે છે અને એથી આવા દરદીઓ આમાજીર્ણ નામના વ્યાધિથી પીડાતા થાય છે અને ઝાડાની કબજીયાત કાયમી બની જાય છે. સાથે સાથે પેશાબ પણ રોકાતો હોય, ઓછો આવતો હોય એમ લાગે છે. આવા દરદીઓ મળનો નિકાલ કરવા માટે મીંઢીયાવળ, નસોતર જેવાં પદાર્થો પડતા હોય એવી દસ્તસાફની ફાકી લેવા લલચાય છે. તેનાથી એકાદ દિવસ સારૂં લાગે છે અને પાછી કબજીયાત થઇ જાય છે અને વારંવાર આવી ફાકીઓ લેવાથી આંતરડાં વધુ ને વધુ અશક્ત બને છે તથા વધુ પ્રમાણમાં મળની રૂકાવટ થાય છે. કારણ કે આંતરડામાં જ્યાં સુધી રસશોષણક્રિયા અને મળત્યાગ ક્રિયા સ્વતંત્ર ઉત્પન્ન થાય અને એની ગયેલી કુદરતી શક્તિ પાછી ન આવે ત્યાં સુધી આંતરડાં પૂરેપૂરૂં કામ કરી શકતાં નથી અને એવી રીતે અશકત બનેલાં આંતરડાંના અસર પાંક્રિયાઝ અને લિવર ઉપર પણ થાય છે, તેથી દરદીનું શરીર વજનમાં ઘટે છે, એના શરીરમાં લોહી ઓછું બને છે અને દરદી નિસ્તેજ આળસયુકત અને હંમેશાં બેચેન રહે છે.

આવી જાતનાં દરદીઓને ખોરાકનાં પથ્ય કુપથ્યનાં જ્ઞાન માટે જાણકાર બનાવી પરેજીની પૂરતી સૂચના આપી ફરસાણ, વઘારે પડતાં કઠોળ, અને તેલમાં તળેલાં કંદ–શાકો બંધ કરાવી, ભાજી, છાશ, દૂધ, ફળ, ફળોના પ્રવાહી રસો તરફ ધ્યાન દોરીને જો ધનંજયવટીનું કાળજીપૂર્વક સેવન કરાવવામાં આવે તો ધીરે ધીરે પાચક અવયવો સુધરે છે, વાયુનું શમન થાય છે, ખોરાકમાંથી રસક્રિયા અને મળત્યાગ બરાબર થવા લાગે છે અને એને લઈને ખોરાક પાચન થવાથી લોહી પણ બને છે તથા આળસુ પ્રમાદી જણાતો દરદી ફરી સતેજ અને ચૈતન્યવાળો બને છે. ધનંજયવટી સમજી વિચારી દરદીનાં શારી-

રિક દોષોનો વિચાર કરી બુદ્ધિપૂર્વક આપવામાં આવે તો ઉદરરોગનાં કારણે ઉત્પન્ન થયેલા વિવિધ વ્યાધિઓ અને નાની મોટી ફરિયાદો નાબૂદ થાય છે.

## ધાત્રીભલ્લાતક વટી

ભીલામા શે. ૧, હરડેદળ શે. ૦।, બહેડાંદળ શે. ૦॥, આમળાં શે. ૦॥, સુંઠ તો. ૧૫, મરી તો. ૧૫, પીંપર તો. ૧૫, કાળા તલ શે. ૧, ગોળ શે. ૫. બધાં વસાણાં ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરીને ગોળમાં મેળવી ફરી ખાંડી મુલાયમ બનાવીને ચણીબોર જેવડી ગોળી વાળવી.

એકથી બે ગોળી પાણી સાથે આપવાથી પેટના આંતરડાના વ્યાધિ સારા થાય છે, દુઃખાવો મટે છે, ભૂખ લાગે છે, પ્રમેહ, ઉપ-દંશ તથા અર્ધાંગવાયુ ઉપર સુંદર કામ આપે છે. તથા દુઃખતા સાંધા પણ મટાડે છે, શકિતદાતા ગોળી હોઈને ચિકિત્સકને જશ અપાવે છે.

## પીળી ગોળી

અતિવિષની કળી તો. ૮, કડું તો. ૪, કિવનાઈન તો. ૨, સિંકોના ફેબ્રીફયુઝ તો. ૨, એન્ટીપીરીન તો. ૨, સિંકોના બાર્ક તો. ૨, એકસ્ટ્રેટ જન્સ્યન તો. ૧. એ બધાંને મધમાં મેળવી ઘૂંટી ચણાના દાણા જેવડી ગોળી વાળવી.

દિવસમાં ત્રણ વખત એકથી બે ગોળી પાણી સાથે આપવાથી દરેક પ્રકારના તાવમાં ચોક્કસ ગુણ બતાવે છે.

## પુષ્પવટીકા

ધતુરાના ફૂલ તો. ૧, રાતી કરેણનાં ફૂલ તો. ૧, આકડાનાં ફૂલ તો. ૧, લવીંગ તો. ૧, જાવંત્રી તો. ૧, કેસર તો. ૦॥,

અફીણ તો. ાા, હીંગળોક તો. ૩. બધી વસ્તુઓને ખાંડી ગુલાબના ફૂલના રસમાં ઘૂંટી વટાણા જેવડી ગોળી વાળવી.

એકથી બે ગોળી મધ સાથે લેવાથી ખાંસી, શ્વાસ, દમ, અમુંઝણ વગેરે મટે છે.

## પૂર્ણચંદ્રોદય ગુટીકા

શતગુણગંધક જારિત પૂર્ણ ચંદ્રોદય તો. ૪, ખાત્રીલાયક અભ્રક ભસ્મ તો. ૧, સુવર્ણભસ્મ તો. ાા, સાચાં મોતીની પીષ્ટિ તો. ાા, મેંદીથી મારેલી અને નિરુત્થ બનેલી બંગભસ્મ તો. ૧, અક્કલકરો તો. ૧, જાયફળ તો. ૧, લવીંગ તો. ૧, કસ્તુરી તો. ાા, બમનલાલ તો. ાા, અંબર તો. ૧, જુંજબેદસ્ત તો. ૨, બરાસ કપુર તો. ૨.

પ્રથમ ચંદ્રોદયને ત્રણ દિવસ સુધી સારી જાતની ખરલમાં ઘૂંટવો અને ત્યારપછી કસ્તુરીને ગુલાબજળમાં જુદી ઘૂંટી ઓગાળીને ચંદ્રોદય સાથે નાંખી એક દિવસ ઘૂંટવું. જુંજબેદસ્તને પથ્થર ઉપર નાગરવેલનાં પાનના રસમાં ઘસી ઘસીને પ્રવાહી બનાવી અંદર મેળવવું. ત્યારપછી બીજી વસ્તુઓ અનુક્રમે મેળવી, નાગરવેલનાં પાનનો રસ શીરા જેવું જાડું બને તેટલો નાંખી ઘૂંટવું, ત્યારપછી કેવડાજળમાં એક દિવસ અને ગુલાબજળમાં એક દિવસ ઘૂંટી સૂકાવા આવે એટલે ૧ તોલો ચોકખું મધ નાંખી ચણાનાં દાણા જેવડી ગોળી વાળી ઉપર સોનાનાં વર્ક ચઢાવી છાંયે સૂકવી બાટલી ભરી રાખવી. બાટલી સ્ટોપર હવા ન જાય તેવી સારી લેવી.

પ્રમાણ—૧ થી ૨ ગોળી ગળી ઉપર ગરમ કરી ઠંડુ કરેલાં સાકર એલચી નાંખી કેસર બેચાર તાંતણાં નાંખી તૈયાર કરેલું દૂધ પીવું. ખોરાકમાં ઘી, દૂધ, મલાઇ, માખણ છૂટથી લેવાં.

ઔષધિઓનો રાજા, સર્વોપરિ કામનાઓને પરિપૂર્ણ કરનાર, બળ, બુદ્ધિ, ઓજસ્ અને સ્મરણશક્તિને વધારનાર, ગમે તેવા

નિર્બળ પુરુષાર્થહીન આળસુના શરીરમાં ચૈતન્ય આપી સપ્તધાતુને બળ આપી શરીરને તેજસ્વી બનાવનાર, વીર્ય અને વીર્યસ્થાનોને બળ આપી નપુંસકને પણ સંપૂર્ણ કામી બનાવનાર, નષ્ટ થયેલા વીર્યજંતુને ફરી ઉત્પન્ન કરી પ્રજા પેદા કરવાની શક્તિ લાવી આપનાર, ક્ષય, દમ, અશક્તિ, નામર્દી, ધાતુક્ષય, ગાંડપણ, અપસ્માર, ફેફસાંના વ્યાધિ આદિ સર્વેનો નાશ કરી દવમાં બળેલા વૃક્ષ ઉપર જેમ અમૃતવારિધિનુ સિંચન થાય અને તે નવપલ્લવિત બને તેમ આ ઔષધિનું વિધિસર સેવન કરનાર દીર્ઘજીવી બને છે. આંખો અને કાનની શક્તિ જળવાય છે, સફેદ પળી નષ્ટ થાય છે, મોઢા ઉપરની કરચલી ચાલી જાય છે, નવયુવાનને શરમાવે તેવું તેજ મોઢા ઉપર પ્રગટ થાય છે વૃદ્ધ અને ઉમરલાયકમાં પણ સ્ત્રીસંભોગ કરવાની પૂર્ણ-શક્તિ પ્રગટે છે અને યુવાન મદોન્મત્ત સ્ત્રીને પણ સંતોષી શકવાની સાચી અને દીર્ઘજીવી શક્તિ પ્રાપ્ત કરે છે.

બકરીનાં ગળાનાં આંચળમાંથી જેમ દૂધ નથી આવતું તેમ આ પ્રયોગમાં બતાવેલાં ઔષધો જો સાચાં પરિપૂર્ણ રીતે તૈયાર કરેલાં હોય છે અને વિધિસર બનાવટ થઈ હોય છે તો જ ઉપર બતાવેલા સઘળા ગુણ બતાવે છે. માત્ર ચંદ્રોદયનું નામ આપવાથી એ સાચો ચંદ્રોદય નથી હોતો, તો પછી શતગુણ ગંધકજારિતની આશા જ ક્યાં રાખવી? અભ્રક પૂરો નિશ્ચંદ્ર બન્યો નથી હોતો અને બજારમાં વેચાવા લાગે છે તો પછી હજાર પુટી અભ્રક મેળવવા કેટલી સાવધાની રાખવી પડે છે? શતગુણ ગંધકજારિત ચંદ્રોદય બનાવવામાં અને સહસ્રપુટી અભ્રક તૈયાર કરવામાં કરનારને કેટલી ઝંઝાવાટ, કેટલું જ્ઞાન, કેટલી સાધન સામગ્રી, કેટલી તૈયારી, સ્થળ, સમય, માનવશક્તિનો કેટલો ખર્ચ! આ સંબંધમાં વાપરનાર વિચાર કરે. બજારોમાં ચકચકીત કબાટોમાં સોનેરી રૂપેરી વરખવાળી તૈયાર મળતી ચંદ્રોદયના નામે વેચાતી ગોળીઓ સાચે જ ચંદ્રોદય હશે?

ચંદ્રોદય એક અલૌકિક જરા મરણને રોકવાવાળી વલિપલિતનો નાશ કરનારી આયુર્વેદનું પરમ અને સફળતિક્ષ્ણ શસ્ત્ર સમું ઔષધ આજે બજારૂ વેપારીઓએ અને ધનલોભી ધુર્તરાજો ભાડભૂંજાનાં ચવાણાં, ચણાથીએ સસ્તુ બનાવીને આવા દિવ્ય ઔષધની ખરાબી કરી નાખી છે.

ચંદ્રોદયનાં ગુણ વિષે જરા વિચાર કરવામાં આવે તો—

**समेगन्धेतु रोगघ्नो द्विगुणे राजक्ष्मार्जित ।**
**जीर्णेतु त्रिगुणे गन्धे कामिनी दर्प नाशनः ॥**

**चतुर्गुणेतु तेजस्वी सर्वशास्त्रार्थ सिद्धदः ।**
**भवेत् पंचगुणे सिद्धिः षड्गुणे मृत्युजित् भवेत् ॥**

પારદને અષ્ટ સંસ્કારથી શુદ્ધ બનાવી વિષ અને ઉપવિષોથી એને બુભૂક્ષિત બનાવી, શુદ્ધ સુવર્ણનો ગ્રાસ આપી શિવના વીર્યરૂપ પારદ જ્યારે સંપૂર્ણ તૈયાર કરવામાં આવે અને તેને પાર્વતીનાં રજ રૂપ ગંધકની સાથે વાલુકાયંત્ર ઉપર અગન શીશીમાં ગંધક સાથે જારણ કરવામાં આવે. આ રીતે જારણ થયેલો ગંધક સરખા વજને હોય અને જે ચંદ્રોદય તૈયાર થાય. એ સમગુણ ગંધક જારિત ચંદ્રોદય કહેવાય. એ રોગનો નાશ કરનાર છે એમ આ શ્લોકનો ભાવાર્થ થાય છે. બમણા ગંધકમાં જારણ થઈ તૈયાર થયેલો ચંદ્રોદય, રાજ-યક્ષ્મા એટલે ક્ષયને નાશ કરનારો છે, ત્રણ ગણા ગંધકમાં જારણ થયેલો સ્ત્રીનાં ગર્વને ઉતારે એવી સંભોગશકિત પ્રગટાવનારો છે, ચારગણા ગંધકથી જારણ થયેલો ચંદ્રોદય માનવીમાં તેજસ્વિતા લાવે છે. અને ઉત્તરોત્તર ષડગુણથી જારણ થયેલો ચંદ્રોદય મૃત્યુને પણ જીતનારો બને છે. અર્થાત્ અષ્ટ સંસ્કારિત પારદ બુભૂક્ષીત બનાવી સુવર્ણનો ગ્રાસ આપી એ પારદને જેમ જેમ વધુ ગંધક જારણ

કરવામાં આવે તેમ તેમ અતિ અજબ અને અલૌકિક શક્તિ વધે. ૧ તોલા આવા પારદમાં સો તોલા ગંધકનું જારણ કરી તૈયાર કરેલો ચંદ્રોદય શતગુણ ગંધકજારિત કહેવાય છે. આ ચંદ્રોદય મહાન્ શક્તિદાતા છે. યોગીને યોગ સાધન કરવામાં, ભોગીને ભોગનો આનંદ આપી સમર્થ શક્તિશાળી બનાવવામાં, રોગીને મહાન્ રોગમાંથી મુક્તિ આપી દીર્ઘાયૂ બનાવવામાં, જ્ઞાનીને જ્ઞાનની પરિસીમા સુધી પહોંચાડી સ્થિર કરવામાં, વિદ્યાર્થીને બુદ્ધિ–સ્મરણશક્તિનું પ્રદાન કરી શાસ્ત્રમાં પારંગત બનાવવામાં આ ચંદ્રોદય ઔષધિનો રાજા અને સર્વોપરી શક્તિદાતા છે.

પણ ક્યાં એ પારદ, ક્યાં એના ઉપર અષ્ટ સંસ્કાર અને બુભૂક્ષિત બનાવવાની જટિલ ક્રિયા ? જીવનનાં તન, મન, ધન ખર્ચી નાંખવાની તાલાવેલી ધરાવનારા ક્રિયાકુશળ બુદ્ધિમાન્–વિદ્વાન્ એના કરવૈયા ? આજના ચંદ્રોદય વેચતો બજારૂ વેપારીને ત્યાં બબ્બે પાંચ પાંચ રૂપીયામાં વેચાતી ચંદ્રોદયની ગોળીમાં રખે કોઈ બકરીના ગળાના આંચળમાંથી જેમ દૂધની આશા ન રખાય તેમ સાચા ચંદ્રોદયના ગુણોની આશા રાખતા !

ચંદ્રોદય ખરીદનાર, ખાનાર, વાપરનાર, વેચનાર અને ચંદ્રોદય સાથે જેમને લેશ પણ નિસ્બત છે એ સઘળા માનવીઓને એક વખત "ચંદ્રોદય એટલે શું ?" એ નામની મારી લખેલી પુસ્તિકા જે વર્ષો પહેલાં પ્રગટ થઇ છે તે સંપૂર્ણ વાંચી વિચારી, મનન કરી જવા આગ્રહભરી ભલામણ કરૂં છું.

આ ઔષધમાં શતગુણ ગંધક જારિત ચંદ્રોદયની યોજના કરી છે. ચંદ્રોદયમાં સુવર્ણ તો મિશ્રિત છેજ. ઉપરથી સુવર્ણભસ્મ વધારામાં મેળવી છે.

સોનું અને સોનાના મિશ્રણવાળી ઔષધિ શરીરનું અતિ મહત્ત્વનું અંગ હૃદય અથવા હાર્ટને શક્તિ આપે છે, અને હૃદય પોતાનું કાર્ય પરિપૂર્ણ રીતે બજાવવા લાગે છે એથી રક્તશુદ્ધિ તથા રક્તા-

બિસરણની ક્રિયા ઘણી સરસ રીતે થઈને શરીરમાં નખથી શિખ પર્યંત રક્ત દોડવા લાગે છે. જેથી લોહીમાં રહેલા અશુદ્ધ પરમાણુઓ નાશ પામે છે. સુવર્ણક્ષાર જેમ જેમ લોહી સાથે મળતો જાય છે તેમ તેમ લોહીમાં રહેલા કીટાણુઓનો નાશ થતો જાય છે. છતાં યે શારીરિક ઘટકો (ટીસ્યુ)નો નાશ નથી થતો પણ શરીરને હાનિ પહોંચાડનાર રોગજન્ય અણુઓનો નાશ થાય છે.

એથી કોઇ પણ કારણથી આવેલી ઇંદ્રિયોની શિથિલતા નાબૂદ થાય છે. ઇંદ્રિયો એટલે જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિયનો આખો સમૂહ સમજી લેવો. છતાંયે જનન અવયવ સાથે સંબંધ ધરાવનાર ગ્રંથીઓ અને નલિકાઓ ઉપર આ ઔષધની સરસ અને સીધી અસર થાય છે. જેને લઇને અવિકસિત અવયવો વિકાસ પામે છે તથા એના કાર્યમાં એ સતત કામ કરવા લાગી જાય છે.

ચંદ્રોદય સાથે મેળવવામાં આવેલાં ઔષધો અભ્રક, સુવર્ણ, બંગ, કસ્તુરી, અંબર વગેરે પદાર્થો પણ ચંદ્રોદય યોગવાહી હોવાથી એને પુરુષ અને સ્ત્રીઓનાં જનન અવયવ તરફ લઈ જાય છે અને કોઇ પણ કારણથી આવેલી જનનઅવયવની નિર્બળતા, નપુંસકતા, સ્તંભનશક્તિની ખામી, તે તે અવયવોની કામ કરવાની શક્તિનો હ્રાસ થઈ જવો વગેરેને દૂર કરે છે. ઉપરાંત ઉમર વધવાની સાથે સ્ત્રી કે પુરુષનાં ગુપ્તાંગો વિકાસ નથી પામ્યાં હોતાં તેમાં પેચ્યુરિટરી, થાઇરોડ કે ટેસ્ટીકલ ગ્લેંડઝની ઊણપ કે ખીલાવટની ખામી હોય છે તેવે વખતે આ ગોળીનું સેવન કરાવવાથી એ અવયવો કામ કરતાં બની જાય છે અને તે પૂર્ણરૂપમાં ખીલી ઊઠે છે.

સતત્ રીતે વીર્ય નાશ થવાથી કે કરવાથી અકાળે વૃદ્ધત્વ આવી જાય છે. તેવા જુવાનો ઉમ્મર વધવાથી, શરીરને ઘસારો લાગવાથી અને મોટી ઉમ્મરને કારણે ઘણાને વૃષણ લટકી જાય છે. ગુપ્ત ઇંદ્રિય શિથિલ બની જાય છે અને સંભોગશક્તિ ચાલી જાય તેવા પુરુષો

સફળ રીતે આ સમાગમ કરી શકતા નથી, જ્યારે એમની સ્થિતિ સંજોગોવશાત્ એવી હોય છે કે એમને પુરુષ જાતીયશક્તિની અનિવાર્ય જરૂર હોય છે.

આવા પુરુષો માટે ગયેલી જાતિયશક્તિ પાછી મેળવવા માટે ઔષધની શોધ કરતા જ હોય છે અને અનાડી માણસના હાથે ચડીને ખોટાં, ક્ષણિક ઉત્તેજના આપનારાં ઔષધો સેવન કરીને શરીરને વધુ બગાડે છે તેમજ શરીરમાં રહીસહી શક્તિ હોય તે પણ ગુમાવે છે. એવા સઘળા પુરુષોને આ પરમ આનંદદાયક શાસ્ત્રીય રીતે સિદ્ધ થયેલ અલૌકિક ઔષધનું કાળજી રાખી સેવન કરવાની ભલામણ છે.

આ ઔષધના સેવનથી આવેલી તાકાત ક્ષણિક નથી હોતી પણ ચિરંજીવ બની રહે છે. ઔષધમાં રહેલા ગુણો જે શક્તિ પેદા કરે છે તે શક્તિ--કાર્યકારિણી બની રહે છે, કારણ કે ઔષધ રસ, રક્ત, માંસ, મજ્જા, અસ્થિ, સ્નાયુ, વીર્ય એમ અનુક્રમે સપ્તધાતુને બાંધે છે, ઘડે છે, રૂપાંતર કરે છે અને સ્થાયી બનાવે છે. એથી શરીરનું અનુક્રમબદ્ધ નવું સર્જન થયા કરે છે. પોષણ અને સંવર્ધનનો ગુણ કાયમી બને છે અને શરીરનાં ઘસારાને કારણે નાશ પામતાં અણુઓ (સેલ્સ)થી અત્યધિક અણુંઓ શરીરમાં પ્રગટ થવાની સર્જન શક્તિ વધી પડે છે. એટલે આ ગોળી સેવન કરનાર તેજસ્વી, શક્તિશાળી, બુદ્ધિમાન અને રોગરહીત લાંબુ આયુષ્ય ભોગવનારો થાય છે. કોઈ-પણ વ્યાધિ એને સ્પર્શી શકતા નથી, કારણ કે એના શરીરમાં પ્રાપ્ત થયેલી રોગહરા શક્તિ ખુબ સબળ બની ગઈ હોય છે.

ઔષધિના યોગમાં જુંજબેદસ્ત નામની જે દવા છે તે એક પ્રકારનાં આફ્રિકા તરફ થતા પ્રાણીનાં વૃષણ (ટેસ્ટીકલ ગ્લેંડઝ) છે અને એનામાં પુરુષના વૃષણને તાકાત આપવાની અને વીર્ય બનાવનાર તથા વીર્યના જંતુ રચવાના કાર્યને શક્તિ આપવાનું સામર્થ્ય રહેલું છે. એથી આ યોગમાં એની યોજના છે. ઉર્દ

જેમને પ્રાણીજ ઔષધ તરફ વાંધો હોય તે એ દવાને બાદ કરીને પણ આ ઔષધ બનાવી વાપરી શકે છે.

સ્ત્રીઓને આ ગોળી આપવાથી એનું ચૈતન્ય વધે છે, સંભોગ-શક્તિ બળવાન બને છે, એના અણખીલ્યાં અવયવો (સ્તન, કટિ-પ્રદેશ, નિતંબ અને યોનિમાર્ગ) ખીલી ઉઠે છે. ઉમર વધવા છતાં જે છોકરીઓમાં નબળો બાંધો અને યૌવનનો અભાવ જણાય છે, જેઓની ઉંમર વધવા છતાં ઋતુ આવતું નથી તેમજ ઋતુ નહિ આવવાનું કારણ શરીરના અવિકસિત બાંધાની જ ખામી હોય છે તેમને આ ગોળી આપવાથી શરીર ઉપર ચોક્કસ ફેરફારો થવા લાગે છે. એ જ રીતે જુવાની આવવા છતાં જે છોકરા ખીલતા નથી, હૃષ્ટપુષ્ટ થતા નથી, ગુપ્તાંગો કેવળ નિર્બળ હોય છે, વૃષણ તદ્દન નાના જ હોય છે અને લગ્ન કરવા લાયક શરીર નથી એવો અભિપ્રાય બંધાય ત્યારે આ ગોળી ચાર છ મહીના ધીરજ રાખી સારા ખોરાકો સાથે આપવામાં આવે તો એના શરીરનાં એકે એક અંગ સંપૂર્ણ ખીલી ઉઠે છે.

કેવળ જાતીયશક્તિ માટે જ આ ગોળી વાપરવી એમ નથી. મગજની નિર્બળતાવાળા, ફેફસાનાં દર્દી, દમનાં દર્દી, જાતીય શક્તિની ઉણપવાળા દર્દી, પુરુષના વીર્યમાં વીર્યજંતુનો નાશ થઈ ગયેલ હોય એવા દરદી, સંભોગનો આનંદ જેમનો મંદ છે અને જેમને પુરુષ સહવાસમાં આનંદ નથી આવતો કે ઇચ્છા જ નથી થતી તેવી સ્ત્રીઓ પણ આ ગોળી વાપરી શકે છે.

શરીરને પહેલું વિવિધ જાતના મળ અને દોષોથી રહિત બનાવી વમન–વિરેચનના પ્રયોગો કરી દરદીને શાન્ત અને સ્વસ્થ ચિત્તવાળો બનાવી ઉપાધિ, પરવશતા, દોડાદોડી છોડાવી પૂરો શ્રદ્ધાવાન તથા કહ્યાગરો હોય તેવા દરદીને શિવ–પાર્વતીનું પૂજન કરાવી, સારા યોગ–નક્ષત્રે ઔષધનું સેવન કરવું. ધીરજથી બે માસ, છ માસ, એક વર્ષ લગી સેવન કરી શકે છે. જગતના કોઈપણ ઊંચા પ્રકારના

શક્તિદાતા ઔષધોથી શ્રેષ્ઠ આ ઔષધ છે. અમે અનુભવથી કહીએ છીએ કે કદાપિ આ ઔષધ વ્યર્થ નહિ જ જાય.

## પ્રમેહની ગોળી

વાંસકપુર, શિલાજીત, રૂમીમસ્તકી, શેરી લોબાન (ઇસસ) રાળ, ચીનીકબાલા, એલચી, હળદર એ સર્વને બારીક વાટી સુખડના તેલમાં વટાણા જેવડી ગોળી બનાવવી.

દિવસમાં ત્રણ વખત ૧ થી ૨ ગોળી પાણી સાથે આપવાથી બધી જાતના પ્રમેહ મટે છે અને તેમાંય ખાસ કરીને તણખીયો પ્રમેહ કે જેમાં ખૂબ બળતરા થતી હોય છે તેના ઉપર જલદી અસર કરે છે.

## પ્રદરરિપુ

બાવળનાં ફૂલ તો. ૨, સિંદૂરીઆ જાસુંદના સૂકાં ફૂલ તો. ૨, ફૂલાવેલી ફટકડી તો. ૨, માયાં તો. ૨, કબૂતરની હગાર તો. ૫, આસોપાલવની અંતરછાલ તો. ૨, મુલતાની માટી તો. ૨, લોહ ભસ્મ ગેંચી તો. ૨, લજામણીનાં સૂકાં પાન તો. ૨, જાંબુના સૂકા ઠળીઆ તો. ૨, દારૂહળદર તો. ૨, રસવંતી તો. ૨, સુવર્ણમાક્ષિક ભસ્મ તો. ૨.

ઉપરની દરેક વસ્તુને ખાંડી એક સાથે મેળવી તેમાં ગળોનું ઘન ઉપરની બધી ચીજોનું જેટલું વજન થાય તેટલું નાંખી બધું બરાબર ઘૂંટી ચણાના દાણા જેવડી ગોળી વાળીને છાંયામાં સૂકવી લેવી.

દિવસમાં ત્રણ વખત બેથી ચાર ગોળી ચોખાના ધોવરામણ અગર તાંદળજાના મૂળના રસ તથા સાકર સાથે આપવી.

આજકાલ સેંકડે પંચાણું ટકા જેટલી સ્ત્રીઓ પ્રદરના વ્યાધિઓથી પીડાતી જણાય છે તેમને માટે આ ગોળી ઘણી જ સરસ છે. વૈદ્યો બનાવીને વાપરે એવી અમારી સૂચના છે.

## બદ્ધકોષહર વટી

શીકાતરો એળીઓ તો. ૧૬, કાળાં મરી તો. ૧૨, ખરસાણી અજમો તો. ૨. ઉપરની વસ્તુને ખાંડી, વસ્ત્રગાળ કરી કુંવારના રસમાં ઘૂંટી ચણોઠી જેવડી ગોળી વાળવી.

૨ થી ૩ ગોળી પાણી સાથે લેવાથી કબજીયાત મટી પવન છૂટો થાય છે. બાદી મટે છે અને ભૂખ ઉઘડે છે. બનાવટ સાદી હોવા છતાં પણ વાપરવા જેવી વસ્તુ છે.

## બાલામૃત વટી

અફીણ ૩ માસા, હીંગ ૩ માસા, સુંઠ તો. ૧, નાની ઈલાયચી ૬ માસા, કાથો ૬ માસા.

અફીણ અને હીંગ સિવાયની બધી ચીજો વાટી, અફીણ અને હીંગના પાણીમાં ઘૂંટી મરીના દાણા જેવડી ગોળી વાળવી.

સવાર–સાંજ એક ગોળી પાણી સાથે આપવાથી બાળકના સર્વ પ્રકારનાં દરદોમાં તેમ જ લીલા–પીળા ઝાડા માટે અકસીર છે.

**નોંધ**:—ઝાડાની કબજીયાત જેવું જણાય તો તરત જ દવા બંધ કરવી.

## બાળ ગુટિકા

કેસર તો. ૧, શતપુટી લોહ ભસ્મ તો. ૧, શુદ્ધ શિલાજીત તો. ૨, જાયફળ તો. ૧, જાવંત્રી તો. ૧, વાવડીંગ તો. ૧, સુવા તો. ૧, અતિવિષની કળી તો. ૧, પીપરીમૂળ તો. ૧, વાંસકપૂર તો. ૧, શુદ્ધ ભાંગ (લીલાગર) તો. ૨, મોટી હરડે તો. ૧, એળીયો તો. ૧, નસોતર તો. ૧, પીપર તો. ૧, ચાંદીના વરખ તો. ૧, શેકેલી એલચી તો. ૧. બધું ખાંડી વસ્ત્રગાળ કરીને ચેવલી પાનના રસમાં ઘૂંટીને સૂકવવું. ત્યાર બાદ જોઈએ તેટલા પ્રમાણમાં મધ નાખીને ચણાના દાણા જેવડી ગોળી વાળવી.

સવાર-સાંજ અથવા જરૂરીઆતને વખતે ોા થી ૧ ગોળી મધ અથવા ધાવણ સાથે આપવાથી બાળકોને થતા તમામ જાતના રોગ, વરાધ, વાવલી, સસણી, તાવ, ખાંસી, શરદી વગેરે મટાડે છે. નિયમિત રીતે દરરોજ ોા થી ૧ ગોળી આપતા રહેવાથી બાળક નિરોગી અને તંદુરસ્ત રહે છે.

## ભીલામાની ગોળી

શુદ્ધ ભીલામા તો. ૮, ગોળ તો. ૫, પીપરીમૂળ તો. ૧, પીંપર તો. ૧, અકલકરો તો. ૧. સુંઠ તો. ૧, માલકાંકરી તો. ૧. સર્વ ચીજોને વાટી ગોળમાં ચણીબોર જેવડી ગોળી કરવી.

દિવસમાં ત્રણ વખત ૧ થી ૨ ગોળી પાણી સાથે આપવાથી સંધિવા, ગઠીઓ વા, કમરનો વા અજબ રીતે મટાડે છે.

## મલ્લસિંદૂર વટી

મલ્લસિંદૂર તો. ૧, સુંઠ તો. ૧, મરી તો. ૧ પીપરીમૂળ તો. ૧, અકલકરો તો. ૧, જાયફળ તો. ૧, એલચી તો. ૧, લવીંગ તો. ૧, કેસર તો. ૧.

ઉપરની દરેક વસ્તુને ખાંડી બારીક કરી ખરલમાં નાંખી પાનના રસમાં ત્રણ દિવસ સુધી મર્દન કરીને મગના દાણા જેવડી ગોળી વાળવી.

સવાર-સાંજ ૧ થી ૨ ગોળી આપવાથી પક્ષઘાત, શિરોગ્રહવાયુ, અર્દિતવાયુ, મૂર્છા, તાણ, સન્નિપાત જેવા ભયંકર વ્યાધિ ચમત્કારિક રીતે મટાડે છે.

**નોંધ**—આ ગોળી ચાલતી હોય ત્યારે તેલ, મરચું, ખટાશ જેવી વસ્તુ બંધ કરવી. અંદર સોમલ પડતો હોવાથી વૈદ્ય સિવાય બીજા માણસે ઉપયોગ ન કરવો.

## મહાયોગરાજ ગુગળ

બંગ. લોહ, ચાંદી, સીસું, અભ્રક, મંડુર. એ બધાંની ભસ્મો અને રસ સિંદૂર ચાર ચાર તોલા તથા ગુગળ તો. ૬૦, ત્રિફળા ૪૦,

તોલા, સુંઠ, ચવક, મરીઠોડા, પીંપર ( ગણુદેવી ) ઘીમાં શેકેલી હીંગ, ચિત્રક મૂળની છાલ, જીરૂ, સરસવ, અજમોદ રેણુંકબીજ, શાહજીરૂ, ઈન્દ્રજવ, વાવડીંગ, ગજપીંપર, ભારંગી, અતિવિષ, કડુ, વજ અને મુર્વા એ દરેક એક એક તોલો. પહેલાં ગુગળને પાણીમાં ઉકાળી ગળી લઈ, કાષ્ટોષધિઓનું કપડછાણુ ચૂર્ણ કરી ભસ્મો સાથે મેળવી ગુગળમાં એકત્ર કરીને ઘી મેળવી મુલાયમ થતાં સુધી ખૂબ ટીપીને વટાણા જેવડી ગોળી બનાવવી.

**માત્રા**—૧ થી ૨ ગોળી દિવસમાં ત્રણ વખત રોગોચિત અનુપાન સાથે.

**ઉપયોગ**—દરેક પ્રકારના વાયુના ઉપદ્રવો, લકવો, આમવાત, અર્ધાંગવાત, વાતરક્ત, ઉરોગ્રહ, અપસ્માર, અર્શ, કશ્વાસ, મંદાગ્નિ, સ્ત્રીઓના ગર્ભાશયના દોષો, વંધ્યત્વ વગેરે દૂર કરી, પ્રજોત્પત્તિ થવામાં સફળતા અપાવે છે.

યોગરાજ ગુગળ જીર્ણ રોગો પર વધુ અસરકારક છે. આમવાત, અપચન સહિત ઉપદ્રવોમાં રસધાતુની વિકૃતિથી બરાબર પાચન નહિ થયેલો આમ શરીરના જે જે અવયવોમાં એકઠો થઈ દુઃખાવો ઉત્પન્ન કરે, પેટમાં શૂળ, પાંસળાં, ફેફસાં, શરીરનાં માંસ અને સાંધામાં દરદ કરે, સોજો ચઢે, દસ્તની કબજીયાત રહે, આળસ, અંગનું અકડાવું વગેરે ઉપદ્રવ સહિત આખા શરીરમાં દુઃખાવો અને શૂળ મારે એવે વખતે યોગરાજ ગુગળ અમૃત તુલ્ય ગુણકારી ગણાય છે.

આમ ઉત્પત્તિ આમસંચય થવાથી, વાત પ્રકોપ થવાથી લોહીમાં વિકૃતિ થઈ વાતરક્તની ઉત્પત્તિ થાય છે.

વાતરક્તમાં હાથ પગમાં સોજો, દુઃખાવો, અરૂચી, શૂળ, પેશાબ લાલ, ગરમ અને ધીમે ધીમે થોડો આવે, ઠંડો સ્પર્શ ગમે નહિ, હાથ પગની આંગળીઓ ખેંચાય, અકડાય તથા મન ઉદાસ રહે. આ

બધા ઉપદ્રવો સહિત વાતરક્ત અને આમવાતને મટાડે છે. આમ વાતજ અને વાતરક્તજ શિરશૂલ તથા દરેક પ્રકારનાં શૂળ અને શ્વાસ ઉધરસ, આમવાતથી હૃદય રોગ, કંપવાત, મંદાગ્નિ, બંધકોષ વગેરેમાં મહાયોગરાજ ગુગળથી સારો ફાયદો થાય છે.

માસિક અટકાવ વખતે સ્ત્રીઓને થતી પીડા, ઉદરશૂળ, ગર્ભાશયશૂળ, યોનિશૂળ, કુક્ષીશૂળ વગેરે વ્યાધિ થઈ અટકાવ બરાબર ખુલાસાથી આવતો નથી, વળી કમરનો દુઃખાવો અને પેઢુમાં ભયંકર પીડા સહિત બહુજ થોડો અટકાવ આવે છે, કેટલાકને પહેલા દિવસે ઋતુ જણાયા બાદ પછીના ત્રણ દિવસ પર્યંત બિલકુલ અટકાવ આવતો નથી આ બધા રોગો માટે મહાયોગરાજ ગુગળ ઉત્તમ ગુણકારી અને અક્સીર ઔષધ છે.

ગર્ભાશય અને ફળકોષ (ઓવરી) તથા ફલવાહીની (ફેલોટયુબો) માં વાયુનો સંચાર થઈ એ અવયવો દૂષિત થવાથી પ્રજોત્પત્તિ (ગર્ભધારણ)માં અડચણ થતી હોય ત્યારે મહાયોગરાજ ગુગળ સવાર-સાંજ બે બે ગોળી સાથે વિજયા (ભાંગ) મારિત બંગભસ્મ અથવા ત્રિબંગ ભસ્મ સતત બે ત્રણ માસ સેવન કરવાથી અવયવો શુદ્ધ થઈ ગર્ભ ધારણ કરવાની શક્તિ વધે છે. મંદ રોગી સ્ત્રીઓને ખાસ કરીને એક સુવાવડ ગયા પછી માસિક અટકાવ અનિયમિત થઈ દિવસે દિવસે ઓછો થાય છે. આથી શરીરમાં મેદ વધવા માંડે છે. આળસ, અપચો કબજીયાત, તંદ્રા વગેરે ઉપદ્રવો સહિત દિવસે દિવસે શરીરનું વજન વધવા માંડે છે. અટકાવના ત્રણ ચાર દિવસ સુધી કમર, પેઢુ અને પેટની બંન્ને અથવા એકબાજુ વેદના થયા કરે છે. ગર્ભાશય મુખકમળ અને ઋતુવાહક નાડીઓ મેદથી વ્યાપ્ત થઈ જાય છે અને તેથી પણ પ્રજોત્પત્તિ-ગર્ભધારણમાં અડચણ નડે છે. ત્યારે મહાયોગરાજ ગુગળ ગાયના મૂત્રના અનુપાન સાથે ચાલુ રાખવાથી ઉમદા લાભ થતો જણાય છે.

## માલકાંકરીની ગોળી

માલકાંકરીનાં બીજ તો. ૮. સુંઠ તો. ૮, અજમાના ફોતરાં તો. ૨, ગોળ તો. ૧૬. આ સર્વ વસ્તુને ખાંડી ગોળમાં મેળવી ચણાના દાણા જેવડી ગોળી વાળવી.

દિવસમાં ત્રણ વખત ૨ થી ૪ ગોળી પાણી સાથે આપવાથી અગ્નિમાંદ્ય, અજીર્ણ, સંધિવા, પક્ષઘાત, અપસ્માર વગેરેમાં ઠીક કામ કરે છે. અપસ્માર સ્પષ્ટપણે ન જણાતો હોય પણ મગજમાં ચક્કર આવી એકાદ બે મિનિટ બેભાન બની જનાર દરદી જો આ ગોળીનું સેવન કરે તો ઘણો સારો ફાયદો થાય છે.

## મૃગનાભ્યાદિ વટી

સોનાનો વરખ તો. ૧ાા, સાચા મોતીની પિષ્ટી ગુલાબજળમાં ઘૂંટેલી તો. ૬, ચાંદીનો વરખ તો ૪ાા, કસ્તુરી તો. ૩, કેસર તો. ૬, વાંસકપુર તો. ૧૦ાા, કાગદી એલચીનાં બીજ તો. ૭ાા, જાયફળ તો. ૯, જાવંત્રી તો. ૨૦. સોના ચાંદીના વરખને ખરલમાં નાંખી અંદર મોતીની પીષ્ટિ મેળવી ઘૂંટવું. ત્યારબાદ બધી વસ્તુ મેળવી નાગરવેલના પાનનો રસ નાંખી બે દિવસ સુધી ઘૂંટવું અને મગના દાણા જેવડી ગોળી વાળી છાંયે સૂકવી મજબુત બુચવાળી બાટલીમાં ભરી રાખવી.

૧ થી ૨ ગોળી ગરમ કરી ઠંડા પાડેલા દૂધ સાથે અથવા દૂધની મલાઈ સાથે સવાર-સાંજ લેવાથી સામાન્ય રીતે વીર્યસ્રાવ, સ્વપ્નદોષ, ધાતુક્ષીણતા, શ્વાસ, ખાંસી, અગ્નિમાંદ્ય આદિ વિકારોમાં આ ગોળી આપવાથી ઘણો લાભ થાય છે.

જેમની પ્રકૃતિ ગરમ છે. અને જેઓનાં સમધાતુ સંતપ્ત બની ગયેલાં હોય છે. તે પછી ગરમ આહાર વિહારને કારણે અથવા માનસિક ચિંતા, ઉદ્વેગ કે વ્યહવારિક ઉપાધિને લઈને કે ગમે તે કારણસર

હોય. પરંતુ એવી જાતનાં દરદીને મૃગનાભ્યાદિ વટી વધુ માફક આવે છે. કારણ કે રૌપ્ય, મોતી, વાંસકપુર આદિ શીતવીર્ય ઔષધોની યોજના આ ગોળીમાં કરેલી છે. એથી વાતવહા નાડી અને રકતવાહિની શિરાઓ ઉપર આ ઔષધની સીધી અસર થાય છે અને ગુણ જણાય છે.

પ્રમેહ અને ઉપદંશ થઈ ગયા પછી દર્દી સુધરી ગયો હોવા છતાં ઉષ્ણુતાપ્રધાન વ્યાધિઓ શરીરને જે સંતપ્ત બનાવી ગયા હોય છે તે ચોક્કસ પ્રકારનો તપારો અનેક રીતે શરીરમાં મૂકી જાય છે. પેશાબ પીળો અને ઓછો આવે છે, લોહીમાં ગરમી હોવાથી આંખો લાલ રહે છે, શરીર ઉપર હાથ લગાડવાથી સહેજ તાવ હોય એટલું શરીર તપેલું લાગે છે, માથું ભારે જણાય, ચક્કર આવતાં હોય એવું લાગવું, શરીરમાં આળસ, મોઢા ઉપર તેજહીન કાળાશ. આ બધાં લક્ષણો પ્રમેહ ઉપદંશ થઇ ગયા પછી રોગ મટવા છતાં પણ રહી જાય છે. એવા દરદીઓને આ ગોળી આપવાથી બધાં લક્ષણો નાબૂદ થાય છે, ઉત્સાહ વધે છે, અને ચહેરા ઉપર લાલિમા તથા તેજસ્વિતા આવે છે તેમજ લોહી અને વીર્યમાં ઠંડક જણાય છે.

તેવી જ રીતે જે માનવી વધુ પડતો ચહા, સીગારેટ, પાનમાં તમાકુ અથવા બીડીઓ પીએ છે, જેઓ ગાંજો અને ભાંગના વ્યસનીઓ છે તેમના શરીરમાં રક્તાદિક સપ્તધાતુઓ ધીરે ધીરે તપાયમાન બની જાય છે અને શરીર નિસ્તેજ, સ્વભાવ ચીઢીયો, વીર્યમાં ઉષ્ણુતા, મગજ ગરમ, વારંવાર ક્રોધ કરવો અને ચહેરા ઉપર શ્યામ તેજવિહીન કાળી ઝાંય વરતાવી: આ લક્ષણો ઉપરના વ્યસનને પરિણામે કરી જણાય છે અને અલ્પવીર્ય બની ગયેલો આ દરદી વીર્ય–ધાતુની એટલી ઓછપ અને પતલાશવાળો હોય છે કે સ્ત્રીસહવાસમાં એક અરધી મિનીટમાં એને વીર્યસ્રાવ થઇ જાય છે. એથી નથી પોતાને સહવાસ સુખ મળતું અને એમની સ્ત્રીઓ તો હંમેશાં અસંતુષ્ટ રહે છે જ.

આવી જાતના દરદીઓ જો સમજે તો તેમનાં વ્યસન છોડાવી નાંખી સારો સાત્ત્વિક અને પૌષ્ટિક ખોરાક આપી આ ગોળીનું સતત ત્રણ ચાર મહિના લાગઠ સેવન કરાવવામાં આવે તો શરીર ઉપર ઘણી સુંદર અસર નીપજે છે અને એમનું કલેવર તેજસ્વી, વીર્યવાન, કાંતિવાન બને છે. ગયેલી શક્તિ પાછી આવે છે તથા પુરુષ શક્તિ બળવાન જણાય છે, પુરુષોની માફક સ્ત્રીઓને પણ આ ગોળી તેમના ગુપ્ત અંગને બળ આપનાર શક્તિ સ્ફૂર્તિ બક્ષનાર તથા સહવાસસુખમાં આનંદ આપનાર નીવડે છે. સ્ત્રીઓને નિર્ભયરીતે આ ઔષધ આપી શકાય છે. આ ઔષધ આટલું ઉત્તમ હોવા છતાં એની બનાવટમાં પડતા પદાર્થો સંપૂર્ણ કાળજીપૂર્વક મેળવવામાં ન આવે, કસ્તુરી જેવી ચીજ બનાવટી હોય, સોના ચાંદીનો વરખ મોંઘો છે એમ કરી ન નાંખ્યો હોય અને એને મૃગનાભ્યાદિ વટી કહીને આપનાર નાણાંનો લોભી આપે ખરો. પણ ઉપરોક્ત છ થી સાત ગુણો ન જણાય તો અનુભવ કરી લખનાર લેખકનો એમાં દોષ ન માનતા, બાકી સંપૂર્ણ વિશુદ્ધ પદાર્થો પૂરા તોલ માપથી નાંખી તૈયાર કરીને વાપરનારને તેના ઉત્તમ ગુણોની અવશ્ય પ્રાપ્તિ થશે. એમ અમે પૂરેપૂરી હિમ્મતથી કહી શકીએ છીએ.

## યશસ્વિની વટી

મંડુર ભસ્મ તો. ૪૦ લઈને આઠગણા ગોમૂત્રમાં પકાવી પછી એમાં શુધ્ધ પારદ, શુધ્ધ ગંધક, તામ્રભસ્મ, ગુગળ, શિલાજીત, કડુ, સુંઠ, પીંપર, મરી, હરડે, બહેડાં, આમળાં, વાવડીંગ, મોથ, ચવક, ચિત્રો, દારૂહળદર, પીપરીમૂળ, દેવદાર એ પ્રત્યેક તો. ૮ લઈને નગોડના રસની તથા લીમડાના પાનના રસની એક એક ભાવના દઈને બે રતીભારની ગોળી વાળવી.

સવાર–સાંજ ૩ થી ૬ ગોળી મધમાં આપવાથી બધી જાતના પાંડુરોગ, સોજા, કમળો તથા પેટના બધાં દરદો મટાડે છે.

## લવંગાદિ ગુગળ

આકડાના ફૂલની અંદરના મીંજ (રવૈડાં) શે. ૧, ગુગળ શે. ૧, લવીંગ શે. ૧, લવીંગને ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરીને એમાં ગુગળ ખાંડીને મેળવવો. બાદ રવૈડાં મેળવી પીંડો બનાવીને રાતવાસો રહેવા દઈને બીજે દિવસે પીંડાની આસપાસ આકડાનાં પાન વીંટી કપડેથી બાંધી ઉપર મટોડું ચોપડી થોડાક છાણામાં બાળી કાઢવો. બાદ બહાર કાઢી ખૂબ ખાંડી ચણાના દાણા જેવડી ગોળી વાળી તડકામાં સૂકવી લેવી.

દિવસમાં ત્રણ વખત ૧ થી ૨ ગોળી પાણી સાથે આપવાથી મંદાગ્નિ, ખોરાક નહિ પચવો, પેટ કઠણ રહેવું, ઝાડાની કબજીઆત, શરીરની નબળાઈ, પગમાં કળતર વગેરે ઉપદ્રવો એકી સાથે અથવા છૂટા છવાયાં એનાં ચિહ્નો જણાતાં હોય એ બધાંને આ ગોળી ચોક્કસ મટાડે છે.

## વડવાનળ ગુટિકા

શુધ્ધ હરતાલ તો. ૧, વછનાગ (શુધ્ધ) તો. ૧, માક્ષિક ભસ્મ તો. ૧, ખોડી અજમો તો. ૧૦, શુધ્ધ મનશીલ તો. ૧, કાન્તલોહ ભસ્મ તો. ૧, શુધ્ધ ગંધક તો. ૧, તામ્ર ભસ્મ તો. ૧, શુધ્ધ પારદ તો. ૧.

પ્રથમ પારા-ગંધકની કજ્જલી કરીને એમાં બીજાં ઔષધો મેળવી એક રસ કરીને હીંગના રસમાં સાત દિવસ સુધી ઘૂંટવું. બાદ અરણી, પીલુડી, નગોડ અને આદુ એ પ્રત્યેકની એક એક ભાવના આપીને મરી જેવડી ગોળી બનાવવી.

સવાર-સાંજ ૨થી૪ ગોળી ગરમ પાણી સાથે આપવાથી શૂળ કૃમિ, કવખતની ભૂખ લાગવી, મંદાગ્નિ, સંગ્રહણી, સોજા, પાંડુ રોગ, વાયુ વગેરે મટે છે.

## વૃધ્ધ નાગબંધ ગુટીકા

શુધ્ધ હીંગળોક તો. ૩, તજ તો. ૧, પીંપર તો. ૧, લવીંગ તો. ૧, શુધ્ધ વછનાગ તો. ૧, અકલકરો તો. ૧, ધોળાં મરી તો.૧, જાવંત્રી તો. ૧, બરાસ તો. ૧, ઇલિમીટનાં ફૂલ તો. ૧.

પ્રથમ હીંગળોકને બારીક ઘૂંટી બાકીના બારીક બનાવેલાં વસાણાં એમાં મેળવી બધું એકત્ર કરીને આદાના રસનો એક પુટ આપી સૂકવી લીધા બાદ મધ નાંખી વટાણા જેવડી ગોળી વાળવી.

૩ થી ૫ ગોળી મધ સાથે લેવાથી વાયુ, શરદી, ખાંસી, શ્વાસ, કફ, જ્વર ઝાડા, ઉલટી, શરદી, સન્નિપાત, હિસ્ટીરીયા, આમવાયુ, અજીર્ણ વગેરે મટે છે.

## શ્વેતપ્રદરહર યોગ

સુવર્ણબંગ તો. ૧, ગળોસત્વ તો. ૧, એલચીદાણા તો. ૧, વાંસકપુર તો. ૧, કેરબાની પીષ્ટિ તો. ૧, ગુલે અરમાની તો. ૧૦, સર્વ વસ્તુ બારીક ખાંડી શતાવરીના રસમાં મર્દન કરીને સૂકવી લેવું. અગર ચણાના દાણા જેવડી ગોળી વાળવી.

૨ થી ૪ ગોળી દૂધની મલાઈ સાથે સવાર-સાંજ આપવાથી સોમરોગ અને પ્રદર મટાડીને શરીરમાં શક્તિ આપે છે.

## સર્પગંધાદિ વટી

પાંચ શેર સર્પગંધાના મૂળને ખાંડી એક મણ પાણીમાં ઉકાળવાં. પાંચ શેર પાણી બાકી રહે ત્યારે નીચે ઉતારી હાથથી ખૂબ ચોળી કપડાથી એ ઉકાળો ગાળી લેવો. ગળીને નીચે ગયેલો ઉકાળો જુદો રાખી કપડામાં જે કુચા રહ્યા હોય તેમાં અર્ધો મણ પાણી નાંખી ફરી ઉકાળવું અને પાંચ શેર પાણી બાકી રહેતાં કપડે ગાળી લઈ કુચા ફેંકી દેવા અને અગાઉનો તથા પાછળનો ઉકાળો બન્ને એક સાથે મેળવી પિત્તળનાં કલાઈ કરેલા વાસણમાં નાંખી ફરી ચૂલે

ચઢાવી ધીમી આંચે ઉકાળવું અને શીરા જેવું જાડું થતાં નીચે ઉતારી લેવું. આને સર્પગંધાનું ઘન કાઢ્યું કહેવાય. આ ઘનનું વજન કરવું. એ જો ૪૦ તોલા હોય તો તેની અંદર ખોરાસાની અજમાના પાંદડાંને ઉકાળી, ગાળી સર્પગંધાના ઘનની માફક ઘન કાઢવું અને એ ઘન તો. ૫, સર્પગંધાનાં ઘન ભેગું નાંખવું તથા પીંપળીમૂળનું ચૂર્ણ તો. ૫ અને ચરસ તો. ૨ા મેળવી ખૂબ ઘૂંટીને બબ્બે રતીની ગોળી બનાવી બાટલી ભરી મૂકવી.

**પ્રમાણ**:—૧ થી ૨. ગોળી સૂતી વખતે પાણી અથવા દૂધ સાથે ગળી જવાથી શાંત અને પ્રગાઢ નિદ્રા આપે છે, મનના સંકલ્પ વિકલ્પને છોડાવી શાંતિ આપે છે, લોહીના દબાણને દૂર કરે છે, તથા વિચારો ઉપર કાબૂ મૂકી શાંતિ સ્થાપે છે.

શરીરના હરકોઈ ઠેકાણે થતા દર્દમાં શામક અસર બતાવી પીડા ઓછી કરનાર આ ગોળી છે.

આજકાલ આ દુનિયામાં માનવીને પ્રવૃત્તિ એટલી બધી વધી પડી છે કે આજીવિકાનાં સાધન માટે, ઉદ્યોગ માટે, વેપાર વાણિજ્ય અર્થે, સ્વતંત્રતા અને સ્વરાજ મેળવવા માટે રાત્રિ અને દિવસ માનવી અવિશ્રાંત દોડાદોડી કરતો જોવામાં આવે છે. દૈહિક પ્રવૃત્તિ **અહો-રાત્રિમાં** જ્યારે બંધ હોય ત્યારે પણ મનજીભાઈ દોટ લગાવી રહ્યા હોય છે. કુદરતે રાત્રિ દેહ—મનનો થાક ઉતારવા અને મીઠી નિદ્રાના ખોળે ઝૂલવા માટે બનાવી છે એવી મીઠી રાત્રિઓને પણ વિચારોનો હાઉ કાળરાત્રિ બનાવી મૂકી માનવીનું મન એનાં દેહ અને આત્માને જંપવા દેતું નથી. જ્યારે શરીર નિષ્ક્રીય હોય છે ત્યારે પણ મન નિષ્ક્રીય નહિ બનતાં સંકલ્પના ઘોડે ચઢી હડીયાપટ્ટી લગવાતું રહે છે. અને માનવીનો આત્મા દુઃખી દુઃખી બને છે.

દિવસભરની શરીરની દોડાદોડી અને રાત્રિમાં વધી જતી મનની વિચારવમળની ગડમથલ માણસના જ્ઞાનતંતુ (નર્વઝ) નો થાક

વધારી મૂકે છે. બીજી તરફથી મિથ્યા આહાર વિહારને પરિણામે રક્તવાહિની શિરાઓમાં ક્ષારભરણુ થતું રહેતું હોવાથી લોહી વહન કરનારી શિરાઓ અંદરથી જડ થતી જાય છે અને નખશિખ પર્યંત ચક્કર લગાવતા લોહીનું અને રક્તાભિસરણની ક્રિયાને સંકોચાયેલી અને જડ બની ગયેલી રક્તવાહિનીઓને કારણે શરીરમાં દોડવા માટે અડચણ ઉભી થાય છે. આથી લોહી મગજ ઉપર વધારે પડતું દબાણ કરે છે જેને અંગ્રેજીમાં બ્લડપ્રેશર કહેવામાં આવે છે.

બ્લડપ્રેશર થવાનાં બીજાં પણ અનેક કારણો હોય છે. હૃદયરોગ અને કીડનીના રોગોને કારણે તથા વાતપ્રકોપ અથવા પિત્તપ્રકોપના કારણે પણ બ્લડપ્રેશર થાય છે. બ્લડપ્રેશરવાળાને ઊઠતાં ચક્કર આવવાં, મગજમાં ભાર, બેચેની, પડી જવાશે એવી બીક લાગવી એ લક્ષણો હોય છે તેની સાથે રાત્રે પથારીમાં આળોટવા છતાં ઊંઘ ન આવવી એ મુખ્ય લક્ષણ છે.

નિદ્રાનાશ થવાથી દરદીના મનને શાંતિ મળતી નથી અને જાગૃત રહેતું મન અકળાવા અને મુંઝાવા લાગે છે. આહાર, મૈથુન અને ભય એ માનવીમાં જેમ સામાન્ય ગણાય છે એમ નિદ્રા એ પણ જીવનનું અંગ ગણાય છે. નિરોગી કે રોગી જે મનુષ્ય ધરાઈને ઊંઘી શકતો નથી તેનાં મન અને ઈંદ્રિયો તથા શરીર શાતા અનુભવતાં નથી. ભૂખ્યો માનવી જેમ ખોરાક મેળવવા અત્યાતુર હોય છે તેમ જેમને નિદ્રા નથી આવતી એવા માનવી પણ નિદ્રા મેળવવા એટલાં વલખાં મારતા હોય છે કે દેશી કે વિદેશી જે દવાઓ મળે તે લેવા માટે લલચાય છે અને વિદેશી દવાઓ પોટાશ બ્રોમાઈડ, હાઈડ્રોકલોરલ ટીંકચર હાયોસ્વામી જેવી દવાઓ લે છે અથવા ચિકિત્સકો એમને આપે છે. આ બધી સ્નાયુશૈથિલ્ય કરનારી દવાઓ માનવીને થોડો વખત સાચી નિદ્રા તો નથી આપતી પરંતુ નિદ્રાને મળતી તંદ્રા જેવી ઊંઘ આવે છે અને એ દરદી તંદ્રામાંથી જ્યારે જાગે છે ત્યારે થાકેલો કંટાળેલો, શિથિલ અને એટલો ઢીલો પડી ગયેલો જણાય છે કે તેનું

શરીર કોથળા જેવું બની જાય છે. કારણ કે દવાઓ જ જ્ઞાનતંતુ અને સ્નાયુમંડળને નબળાં પાડનાર હોય છે. અને એ દવાઓ લાંબા વખતે હૃદયને નુકસાન કરનારી પણ હોય છે. ક્યારેક "બ્રોમોવેલેરીયન" કે "ડાયલ" જેવી પેટંટ ઊંઘની દવાઓ લેવા દરદી લલચાય છે, પરંતુ એ બધી દવાઓ વ્યાધિનાં કારણ તરફ નહિ વળતાં તાત્કાલિક 'રિલિફ' પૂરતી ચાલે હોવાથી માત્ર આપો ત્યાં સુધી જ થોડો ફાયદો બતાવે છે.

બ્લડપ્રેશર ઉપરાંત પણ એવા ઘણા રોગો છે કે જે માનવીને રાત્રે વખતસર ઊંઘ આવવા દેતા નથી. ઊંઘ મેળવવાનાં એમનાં વલખાં-ફાંફાં ચાલુ જ હોય છે, છતાં ઊંઘ નથી આવતી તે હકીકત હોય છે. આવા દરદીઓને ઊંઘ નહિ આવવાનું કારણ એમની મનની ચંચળતા, કામનો બોજો, કામની જવાબદારી કે શરીર ઉપર ઝઝૂમી રહેલાં ભયનાં વાદળમાં ઘેરાવાથી ચિંતાનો કીડો એમના ઊંઘરૂપી કલેજાની કોરને કોતરીને ખાઈ જાય છે. તેમાં પણ છેલ્લાં દશ વરસથી તો આ જગતનું શું થવા બેઠું છે એ જ કહી શકાતું નથી. મુઠ્ઠીભર માનવીઓના રાજ્યસત્તાના લોભે આખા જગતને યુદ્ધના દાવાનળમાં હોમ્યું અને દુનિયાની ખાનાખરાબી કરી નાંખી. હિન્દુસ્થાન પણ એ ઉપાધિમાંથી બચ્યો નહિ. યુદ્ધનાં અગ્નિસ્નાન કરી બહાર નીકળેલા હિન્દુસ્તાનને સ્વરાજ મેળવવાના કોડ જાગ્યા અને હિન્દમાં રહેલી અનેક કોમોએ ખેંચતાણ કરી. એ ખેંચતાણોમાં અને સત્તાના લોભમાં ચાલીશ કરોડ પ્રજાને એવી ભયાનક ખાઈમાં ધકેલી મૂકી કે એના ઊંડાણોનો હજીયે તાગ જ નથી પામતો. પણ ખૂનામરકી, લોહીની નદીઓ, મારામારી, કાપાકાપી, અન્નના અભાવ, જીવન જીવવાનું દોહ્યલું, જીવનની જરૂરિયાતનાં ફાંફાં, સત્તાવાળાના કાયદા અને ઓર્ડરો, કરવેરા અને દહાડો ઊગ્યે જીવન ઉપર જુલ્મના કોયડાનો ફટકાર એવો સંભળાઈ અને અનુભવાઈ રહ્યો છે કે નિરાંતની, ચિંતા વગરની મીઠી ઊંઘ કોણ ઊંઘતો હશે? રાજા કે પ્રજા, શેઠ કે શાહુકાર મીલમજૂર કે કારકુન, દેશનેતા કે મહાત્માજી, કાઈદે આઝમ કે વડાપ્રધાન એ તો એમની નજીકની

પથારી પાસે રહેનારા કહી શકે. આજ તો હિન્દનાં માનવીઓનું સઘળું ઝુંટવાઈ ગયું છે એ સાથે નીંદર પણ ઝુંટવાઈ ગઈ છે અને લાખે નવાણું હજાર માનવીઓ એક નહિ તો બીજા કારણે પણ નિંદ્રા લઈ શકતાં નથી.

બીજા કેટલાક આંતરિક મહાવ્યાધિ નહિ હોવા છતાં માત્ર કાનમાં સણકો આવવાથી, ગોઠણમાં દર્દ થવાથી, ખભો રહી જવાથી, આંખમાં ખટકો આવવાથી, દાઢ દુઃખવાથી વગેરે આવાં નજીવા કારણોથી પણ ઊંઘ નથી લઈ શકતાં અને એમનો જીવ પેલાં થોડાક દર્દનો અનુભવ કરી આહ નાંખતો હોય છે. આવી જાતના બધા દરદીઓને સર્પગંધાદિ વટી આપવાની સાથે દર્દને હળવું બનાવે છે અને દરદીને મીઠી ઊંઘ આવે છે. કારણ કે સર્પગંધા વનસ્પતિ મનુષ્ય શરીર ઉપર કબજો મેળવે છે અને એથી તો સર્પગંધા પાગલ બની ગયેલા દરદીઓને આપવાથી એમના આંતર્મન ઉપર એ અસર નીપજાવે છે અને તેના ઉપર બાહ્ય મનની પકડ થાય છે. એથી પાગલ દરદીના સારાસાર ભેદ અને બુદ્ધિનો વિવેક પાછો આવે છે.

સર્પગંધા સાથે મેળવવામાં આવેલ ખોરાસાની અજમાનું ઘન નિદ્રા આપનારૂં છે અને એ બંન્ને પદાર્થો સાથે પીપળીમૂળ રહી, વાતવહા નાડીઓમાં વાતાદિકનું શમન કરે છે તથા સ્નાયુશૈથિલ્ય થવા દેતું નથી. તેની સાથે સર્પગંધા જે પાચનક્રિયામાં ગડબડ ઊભી કરવાનો તેનો દોષ છે તેને પીંપળીમૂળ અટકાવે છે. હા, આ ઔષધમાં ચરસ એ એક માદક પદાર્થ છે, પરંતુ તેનું પ્રમાણ ઘણું ઓછું હોવાથી તે અને સાથેના બીજા પદાર્થો સબળ હોવાથી તે એની માદકતાથી નુકસાનકારક નથી બનતું; પરંતુ જ્ઞાનતંતુને રીઝવવાને અને મનને પ્રફુલ્લિત બનાવવાને ઉપયોગી નીવડે છે અને એથી તો આ ગોળી લેનારો દરદી મિઠ્ઠી ઊંઘ લીધા પછી જ્યારે જાગૃત થાય છે ત્યારે થાકેલો, કંટાળેલો કે નિરૂત્સાહી નથી હોતો પણ આનંદી અને સ્ફૂર્તિવાળો હોય છે.

આટલા વિવેચન પછી આ ગોળી માટે ટુંકામાં કહીએ તો દર્દના શમન માટે (પેઈનરિલિફ) દર્દ પછી ગમે તે ઠેકાણે થતું હોય: નિદ્રા માટે બ્લડપ્રેશર માટે, ગાંડપણ માટે, ચિત્તની અસ્થિરતા માટે, અટકાવ વખતે થતા દર્દ માટે આપવા જેવી છે, માત્ર લાગટ પંદર દિવસ આપ્યા પછી ચારેક દિવસ બંધ કરી ફરી આપી શકાય. તેમજ એક મહિનાથી વધુ સતત્ ચાલૂ ન રખાય. છતાં જરૂર જણાય ત્યારે બેફિકર-બેધડક આપીને એના ચમત્કારની તથા દેશી ઔષધની ખાત્રી કરવા જેવું આ અકર અને અમૂલ્ય ઔષધ છે.

## સિદ્ધ વટી

કરિયાતું, પિત્તપાપડો, કડુ, મજીઠ, સફેદ ચંદન, અતિવિષ. એ બધી ચીજોનું વસ્ત્રગાળ ચૂર્ણ બનાવીને કરંજ (કાંગસાં)નાં પાન તથા તુલસીનાં પાનનો રસ સમાન ભાગે મેળવીને એ રસની ત્રણ ભાવના આપીને અડદના દાણા જેવડી ગોળી વાળીને છાંયે સૂકવી લેવી.

સવાર-સાંજ ૧ થી ૩ ગોળી ઠંડા પાણી સાથે આપવાથી જ્વર, ઉષ્ણરસ, તરસ, બેચેની વગેરેમાં અનુભવસિદ્ધ અને અકસીર નીવડેલો ઈલાજ છે.

## સંજીવન ગુટિકા

વાવડીંગ, સુંઠ, પીપર, હીમેજ, હરડે, બહેડાં, આમળાં, ઘોડા-વજ, ગળો, વછનાગ.

ઉપરની સઘળી વસ્તુ સરખા વજને લઈને એ બધાના વજન જેટલાં શુદ્ધ ભીલામા લઈને ખાંડી, ગોમૂત્રમાં પલાળી એક દિવસ તડકે સૂકવી રાખવું. તદ્દન કોરૂં થઈ ગયા પછી ફરીથી એ જ રીતે ગોમૂત્રમાં નાંખી ચણાના દાણા જેવડી ગોળી વાળવી.

દિવસમાં ત્રણ વખત ૨ થી ૪ ગોળી એલચીના દાણા નંબ ૧૨ ફોતરાં સાથે વાટી તેમાં આ ગોળી મેળવી દઈને પાણી સાથે આપવાથી

અજીર્ણ, અજીર્ણથી આવતા ઉબકા, ઉલટી, પેટનો દુઃખાવો, ભરાવો વગેરે દરદોમાં ઘણું સારૂં કામ આપે છે.

**નોંધ:** ખાંસીવાળા દરદીને આ દવા આપવી નહિ.

## હિંગુલાદિ ચંદ્રપ્રભા

હીંગળોક (શુદ્ધ) તો.૧, શેકેલા ઝેરકાચલાં તો.૧, અફીણ તો. ૦ાા, હીરાબોળ તો.૫, પીંપર તો.૧, બધી વસ્તુને ખાંડી, વસ્ત્રગાળ કરીને અફીણનો કસુંબો મેળવી વટાણા જેવડી ગોળી વાળવી.

સવાર-સાંજ ૧ ગોળી પાણી અથવા દૂધ સાથે આપવાથી શક્તિ પુષ્ટિ, બળ અને વીર્યને વધારે છે, કમ્મરનો દુખાવો, હાથ-પગનું કળતર વગેરે નાબૂદ કરીને વીર્યનું સ્થંભન કરે છે.



# ચૂર્ણ



## અકલકરાદિ ચૂર્ણ

અકલકરો, નાગકેસર, મરી, પત્રજ, પીંપર, કેસર, ઇલાયચી, તજ, સુંઠ, જાવંત્રી. એ બધું સમભાગ લઈને ખાંડી વસ્ત્રગાળ કરીને ચૂર્ણ બનાવવું.

જરૂરિયાત વખતે ૦ાા થી ૨ રતી પાણી સાથે આપવાથી મોતી-ઝરો, જ્વરાતિસાર તથા વસંત ઋતુના તાવમાં અકસીર છે.

## અફીણારિ ચૂર્ણ

કલૌંજી જીરૂ, ખુરાસાની અજમો, મેથી, પીસ્તાં, શોધેલી ભાંગ (લીલાગર) ઉપરની ચીજો સમભાગે લઈને ખાંડી, વસ્ત્રગાળ ચૂર્ણ કરવું.

સવાર–સાંજ ૦। થી ૦ાા તોલા સુધીની ફાકી લઈને ઉપર ત્રણથી ચાર તોલા દૂધનો તાજો માવો ખાવો. એથી અફીણના બંધાણીનું ન છુટતું બંધારણ આ પ્રયોગ શરૂ કરવાથી છુટી જશે. ધીમે ધીમે અફીણ લેવાનું પ્રમાણ ઓછું કરતા જવું. પછી તદ્દન બંધ કરીને માત્ર આ ચૂર્ણ જ જરૂર લાગે ત્યાં સુધી ચાલૂ રાખવાથી અફીણનું બંધાણ છૂટી જશે.

## ઇંદ્રી જુલાબ

સુરોખાર, ફૂલાવેલી ફટકડી, રેવંચીની ખટાઈ, પાષાણભેદ, ચીનીકબાલાં, એલચી, સાકર, સોનાગેરૂ. એ બધું સમભાગે લઈને ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરવું.

અરધા શેર દૂધમાં તેટલુંજ ચોકખું પાણી નાખી તેમાં અરધો તોલો ઉપરનું ચૂર્ણ નાંખી કાચના વાસણમાં એકથી એકસો વખત ફેરવીને પી જવાથી કોઈપણ કારણથી બંધ થએલ પેશાબ પુષ્કળ છૂટથી આવશે. પ્રમેહ અને મૂત્રકૃચ્છ્રમાં પણ ફાયદો કરે છે.

## ઉદરામૃત

અજમો તો. ૮૦, નવસાર તો. ૨૦, મેથી તો. ૨૦, સીંધાલુણ તો. ૨૦, કાળીજીરી તો. ૨૦, સુંઠ તો. ૧૦, હરડે તો. ૨૦, ફૂલાવેલો ટંકણખાર તો. ૧૦, ફુદીનો તો. ૨૦, કાળાં મરી તો. ૧૦, જવખાર તો. ૫, સંચળ તો. ૪૦. બધી વસ્તુ બરાબર ખાંડી ચારણીથી ચાળી પાણી ભરી મજબુત થયેલા માટીના હાંડામાં ભરવું અને તેની અંદર પાકાં ઇંદ્રમણાનો વચલો ગર્ભ (બીજ વગરનો) તો. ૨૪૦ નાંખવો અને કુંવારનો રસ તો. ૮૦ નાંખી હાંડી ઉપર માટીનું સરાવલું ઢાંકી કપડમટ્ટી કરી જ્યાં આખો દિવસ સૂર્યનો તાપ હોય ત્યાં મૂકી રાખવું. એક મહિનામાં અંદરનો રસ સુકાઈ જશે. એટલે ખોલી અંદરથી ઔષધ કાઢીને ખાંડી ચૂર્ણ બનાવી મજબુત બરણી ( હવા ન જાય એવી કાચની ) પસંદ કરી ભરી રાખવું.

બે થી ચાર વાલ સુધી તાજી છાશ અથવા ખાટા લીંબુનું પાણી અથવા સાદા પાણી સાથે દિવસમાં બે થી ત્રણ વખત આપવાથી એપેન્ડીસાઈટીસનાં દરદીને હલકો ખોરાક આપી આ દવા આપવાથી દુખાવો બંધ થાય છે અને સોજો ઉતરી જાય છે. અગ્નિમાંદ્યમાં આ ઔષધ આપવાથી ભૂખ લાગે છે અને ખોરાક પચે છે. જુના વખતની કબજીયાતને પરિણામે પેટમાં મળ જામ થઈ ગયો હોય, રેચ લેવાથી પેટ સાફ ન આવતું હોય તેવા દરદીને આ દવાથી પેટ સાફ થાય છે, આંતરડામાંથી જૂનો મળ નીકળી જાય છે અને મળાવરોધને કારણે ઉત્પન્ન થયેલો અગ્નિમાંદ્યનો વ્યાધિ મટે છે.

જૂના વખતની વધી ગયેલી બરોલ, આ ઔષધ બે ત્રણ મહિના લાગટ લેવાથી ગળી જાય છે અને રોજ બે દસ્ત થવાથી પેટ હલકું બને છે. કમળાવાળા દર્દીને આ દવા લાભ કરે છે. ઉપરાઉપરી ખોરાક લેવામાં આવે અને જોઈતા પ્રમાણમાં ઝાડો થતો ન હોય તેવા દરદીનાં આંતરડામાં મળના જૂના ટુકડા અંદર ચીટકીને રહે છે. આવો દરદી ધીરે ધીરે ખોરાક લેતો બંધ થાય છે અને એને અરૂચી આવતી જાય છે. થોડોક ખોરાક લેતાં પેટ ભારે વજનદાર બની જાય છે અને અંદર પવન( વાયુ ) પેદા થાય છે. એ વાયુ ઉંચે ચઢવાથી ભમરામણ થાય છે અને ખરાબ ઓડકાર આવે છે. કયારેક વાયુ નીચે સરે છે તો દુર્ગંધ મારતો હોય છે. આવી જાતના દરદીને હલકો ભાત, ખીચડી જેવા ખોરાક ઉપર રાખી આ દવા પંદર દિવસ આપવાથી જૂનો મળ નાશ પામે છે, આંતરડાં ચોકખાં બને છે, પેશાબ છૂટથી આવે છે અને પેટમાં પવન થતો બંધ થાય છે. આ દવા ગરમ છે તેજ પ્રમાણે દસ્ત લાવનારી છે એથી દરદીની ઉંમર અને બાંધાનો વિચાર કરીને પ્રમાણ સાચવી આપવી.

## ગોમૂત્રક્ષાર ચૂર્ણ

દશ શેર ગાયનાં મૂત્રને ચોકખી લોઢાના કઢાઈમાં નાંખી ચૂલે ચઢાવી ધીમે ધીમે ઉકાળવું. ચોથા ભાગનું બાકી રહેતાં તેની અંદર સુંઠ તો. ૧૦, હરડે, ચૂર્ણ તો. ૧૦, સિંધવ તો. ૨૫, લવીંગ તો. ૧૫. એ ચાર વસ્તુનું બારીક ચૂર્ણ કરી અંદર નાંખી તાપ આપવો. પ્રવાહી બળી જતાં ભૂકા જેવું થાય તો પણ ચૂલા ઉપર ચાલૂ રાખી કાળા રંગની રાખોડી થઈ જાય એટલે નીચે ઉતારી ઠરવા દઈ બારીક વાટી બાટલી ભરવી.

૧ વાલ નાગરવેલના પાન અથવા તુલસીના પાનમાં દવા મેળવી ચાવીને ઉતારી જવી. આ રીતે ન ખાઈ શકે તેને પાણી સાથે ફકાવી દેવી. એથી શ્વાસનો રોગી કે જે ખાંસી સુકી ખાતો હોય પણ કફ

ન છૂટતો હોય તેવા દરદીને આ દવા દિવસમાં ત્રણ વખત આપ-વાથી એને કફ છૂટવા માંડે છે અને શ્વાસ ઓછો થાય છે. તેમ જ શ્વાસની મુંઝવણ ઓછી થતાં એને ઊંઘ પણ આવે છે. ખાંસી ખાંસી દૂર થાય છે અને દસ્ત પણ સાફ આવે છે.

કેટલાક દરદીને પેટમાં દુઃખાવો રહે છે અને આ દુઃખાવો બરોલ થવાથી થાય છે, એવા જ દરદીને પેટના દુઃખાવા સાથે ખાંસી શરૂ થાય છે. એવી જાતના દરદીને આ સાદી દવા આપવાથી એનો પેટનો દુઃખાવો અને ખાંસી બન્ને મટે છે અને દસ્ત પણ એક જ દવાથી સાફ આવે છે.

બીડી અને સીગારેટ પીનાર આ જમાનામાં એટલા બધા માણસો વધી ગયા છે કે એમની સંખ્યા ગણવામાં આવે તો પાર જ ન આવે. તેમાં પણ આજની મીલો અને મિલની રાતપાળી, એ રાતપાળીના ઉજાગરા કરતા લાખ્ખો મિલમજૂરો બીડીઓના એવા રસીયા હોય છે કે વારંવાર બીડી સળગતી એમના મોઢામાં ભાળો. એ વર્ગના મિત્રો જ્યારે જ્યારે મળે છે ત્યારે ત્યારે બીડીની તલપ હોય કે ન હોય તો યે પરસ્પર બીડી આપી પી-પીવરાવીને સત્કાર કરે છે અને આ રીતે રાત અને દિવસ બીડીનું ધુમ્રપાન ચાલુ જ રહે છે. બીડી પીનાર વ્યસની ઉધરસ અને ખાંસી વગરનો હોય એમ બને જ નહિ. બીડી પીનારને ઓછી યા વધતી ખાંસી જરૂર હોય છે અને ચાલૂ ખાંસીએ એ બીડી પીતો હોય, ઉધરસ આવતી હોય, કફ કાઢતો હોય તો પણ એ બીડી પીતો હોય છે.

વર્ષોના આ સતત બીડી પીવાના મ્હાવરાથી એની શ્વાસનળી અને એની શ્લેશ્મકળા એવાં તો આળાં બની ગયાં હોય છે કે આવી જાતના દરદીઓ ઉમર વધતાં રાત્રિની નિદ્રા ભાગ્યે જ લઈ શકે છે. એક તરફથી સખત મજૂરી, ઉજાગરા અને શરીરને પોષણ આપ-નાર ખોરાકનો અભાવ અને ઉપરથી તમાકુનું શોષણ; આનું પરિ-

ણામ એ આવે છે કે સખત ખાંસીનો વ્યાધિ દમ, શ્વાસના રૂપમાં ફેરવાઈ આવે છે.

આ રીતે તમાકુના વ્યસનથી થયેલો શ્વાસ, ખાંસી કે દમનો વ્યાધિ બીજી અનેક દવાઓથી મટતો નથી, જેને આ સાદું ઔષધ મટાડે છે. વ્યસનીની ખાંસી અને શ્વાસ મટાડી તેનો કફ બરાબર કાઢી નાંખે છે.

## ધાતુપૌષ્ટિક ચૂર્ણ

મોચરસ, અકલકરો, કાળી મુસળી, બહુફળી, મીઠા ઈન્દ્રજવ, ગોખરૂ, ગળોસત્વ, સૂકાં વડગુંદા, કૌચબીજ, ઊંટગણના બીજ, બળબીજ, એખરો, ચીનીકબાલાં, વાંસકપુર, એલચી. એ બધી વસ્તુને સરખા વજને લઈને ખાંડીને વસ્ત્રગાળ ચૂર્ણ કરવું.

સવાર સાંજ ૨ થી ૬ વાલ સાકર મિશ્રિત દૂધ સાથે લેવાથી ધાતુની વૃદ્ધિ થઈને શરીરના કોઈપણ ભાગમાંથી જતી ધાતુને અટકાવે છે, શીતવીર્ય ઉમદા ધાતુપુષ્ટી કરનારું આ ચૂર્ણ બનશે.

## નારાયણ ચૂર્ણ

ચિત્રો, હરડે, બહેડાં, આમળાં, સુંઠ, પીંપર, જીરૂ, ઝીણી પલાંસવીનાં મૂળ, વજ, અજમો, પીપરીમૂળ, સુવાદાણા, રાન તુલસીનાં પાન, અજમોદ, દયુરો, ધાણા, વાવડીંગ, કાળીજીરી, દારૂડીનાં મૂળ, પુષ્કરમૂળ, સાજીખાર, જવખાર, સંચળ, બીડ લવણ, વડાગરૂ મીઠું, બંગડીખાર, ઉપલેટ એ દરેક તો. ૧ તથા ઇંદ્રામણાંનાં મૂળ તો. ૨, નસોતર તો. ૩, દંતીમૂળ તો. ૩, ચમાર દૂધેલીનાં મૂળ તો. ૪. એ બધાંને ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરવું.

જરૂરીઆતને વખતે ૦। થી ૦॥ તોલો પાણી સાથે લેવું. પેટનાં બધાં દરદમાં ગુણકારી છે. ખાસ કરીને કબજીઆત અને અંધકોશમાં ખૂબ અકસીર છે.

## નેત્રહિતકારી ચૂર્ણ

મોટી હરડેની છાલ, આમળાં, તજ, મહુડાનાં ફૂલ, જેઠીમધ એ બધું સરખા વજને લઈને ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ બનાવી લેવું.

સવાર–સાંજ ૨ થી ૬ માસા સુધી મધ અને ઘી વિષમ ભાગે લઈને એમાં મેળવીને ચાટવું. એથી આંખની ગરમી, દૃષ્ટિની કમજોરી, આંખો દુઃખવા આવવી વગેરે આંખના દરદોમાં રામબાણ છે. આ પ્રયોગનું ૪૦ દિવસ સુધી સેવન કરવું જોઈએ.

નોંધ : મધ અને ઘી કદીપણ સમભાગ ન લેવું. વધતા ઓછા પ્રમાણમાં જ એ લઈ શકાય.

## પથરીનાશક ચૂર્ણ

હજરૂલ યહૂદ તો. ૧૦, તરબુચનાં બીજનો અંદરનો ગર્ભ, ગોખરૂ, કાળાં મરી, વરીયાળી, ખોરાસાની અજમો, જીરૂ, કળથી, આવળનો ગુંદર તથા પત્થરફોડી. એ દરેક વસ્તુ બબ્બે તોલા.

પ્રથમ હજરૂલ યહૂદને મજબુત પત્થરની ખરલમાં નાખી ત્રણ દિવસ સુધી એટલું બારીક પીસવું કે મેંદા જેવો આટો થઈ જાય ત્યારપછી બીજી વસ્તુઓનું વસ્ત્રગાળ બારીક ચૂર્ણ બનાવી અંદર મેળવીને ચૂર્ણ બનાવવું.

બે થી ચાર વાલ કાચા ચણા તો. ૧ ને ૨૦ તોલા પાણીમાં ઉકાળી પાંચ તોલા રહેતાં એ પાણી આપવાથી પથરી નાબૂદ થાય છે. પથરી ખાસ કરીને બે જગ્યાએ થાય છે. ગુરદાની અંદર અને મૂત્રાશય ( કીડની )ની અંદર. પથરીની શરૂઆત થયા પછી દરદીને પેશાબ અટકી અટકીને આવે છે અને પેશાબ કરતી વખતે દર્દ પણ થાય છે. કેટલીક વખત પેશાબમાં લોહીનાં રજકણો દેખાય છે. બે ચાર દિવસ આવું દરદ રહીને પાછું મટી પણ જાય છે અને ફરી ઉપડે છે. પથરી થવાનાં કારણો અનેક છે, છતાં પથરીને વાત,

પિત્ત, કફ એવા જુદા જુદા દોષોને કારણે થતી હોવાનું આયુર્વેદ શાસ્ત્ર જણાવે છે.

પથરીની શરૂઆત થયા પછી એ ધીમે ધીમે મોટી થાય છે અને એનું કદ ચણાના દાણાથી માંડીને સોપારી સુધીનું મોટું થાય છે. પથરી મોટી થયા પછી એનું ઓપરેશન કરીને કાઢવા સિવાય બીજો રસ્તો નથી એમ શસ્ત્રચિકિત્સકો માને છે અને આધુનિક શસ્ત્રચિકિત્સામાં ટોચે પહોંચેલું એલોપથી વૈદક અને તેનો અભ્યાસ કરી નિષ્ણાત થયેલા સર્જનો સફળ ઓપરેશન કરે છે, પરંતુ આ રીતે ઓપરેશનના ખાટલે જવું એ સાધારણ હકીકત નથી અને આર્થિક રીતે પણ સામાન્ય માણસોને આવા શસ્ત્રકર્મ અને તેનાં અંગેનો થતો ખર્ચ વગેરે ભારે પડી જાય છે.

આવી જાતનાં દરદીઓ માટે અને પથરી જો પિત્ત તથા કફના પ્રાધાન્યવાળી હોય તો ઉપર બનાવેલું ચૂર્ણ પથરીને ધીરે ધીરે ઓગાળીને બારીક કણ રૂપે બનાવી પેશાબ મારફત બહાર ધકેલી મૂકે છે. માત્ર દરદીએ ધીરજ રાખીને એકાદ બે મહિના દવાનું સેવન કરવું જોઈએ. ઉપરાંત પથરીના દર્દીએ કાંદા (ડુંગળી) મૂળા, મોધરી આવી ચીજો ખાવી જોઈએ નહિ. આ પરેજી દવાને અંગેની નથી પરંતુ રોગને અંગેની છે.

નુસખાની અંદર બતાવવામાં આવેલ હજરૂલ યહૂદ યુનાની દવા છે અને તે યુનાની ચીજો વેચતા ગાંધીને ત્યાંથી મળી શકે છે, જ્યારે પત્થરફોડી નામની વનસ્પતિ દહેરાદુન તરફ જંગલમાં થાય છે અને ત્યાંના પશારીઓને લખવાથી મોકલી આપે છે.

## પંચનિમ્બ ચૂર્ણ

કડવા લીંબડાની છાલ, પાંદડાં, ફળ, ફૂલ અને છાલ એ પાંચે ચીજ બરાબર બાર તોલા એટલે એકંદર સાઠ તોલા તથા લોહભસ્મ હીમેજ, પુવાડીયાનાં બીજ, ચિત્રકમૂળ, ભિલામા, વાવડીંગ, સાકર,

આંબળા, હળદર, પીંપર, કાળાં મરી, સૂંઠ, બાવચી, અમ્લવેતસ અને ગોખરૂ આ ચીજો દરેક ચાર ચાર તોલા.

લોહ ભસ્મને અલગ રાખી બીજી બધી વસ્તુનું બારીક વસ્ત્રગાળ ચૂર્ણ બનાવવું. લોહ ભસ્મને ખરલમાં નાંખી ભાંગરાનો રસ અને ખેરસારના ઉકાળામાં ઘૂંટી સૂકવી બધા ચૂર્ણ સાથે મેળવી દેવું.

૦। થી ૦॥ તોલો પાણી સાથે દિવસમાં બે વખત આપવાથી ચામડી ઉપર થતા વિવિધ પ્રકારના દુષ્ટ રોગોની અંદર આ ઔષધ ઘણું જ ઉપયોગી જણાયું છે. દરદી જો તેલ, મરચાં અને ખટાશની પરેજી કરીને આ ઔષધ ધીરજ રાખી એકથી બે મહિના લે છે તો વિવિધ જાતના દુષ્ટ રોગ અર્થાત્ ચામડીનાં દર્દને નાબૂદ કરે છે.

મનુષ્ય વિવિધ જાતનો ખોરાક—આહાર લે છે અને લીધેલો આહાર ઉદરમાં ગયા પછી એમાંથી રસો ઉત્પન્ન થઈ જુદા જુદા રૂપમાં ફેરવાઈ જાય છે. આ રસો કેટલીક વખત આહાર લેવાના અજ્ઞાનને કારણે પોષણ આપવાને બદલે વિકૃત બને છે અને તે લોહીમાં આવી જઈને ચામડીનાં દર્દને ઉત્પન્ન કરે છે. ખસ, લુખસ, દાદર, ખરજવું, સફેદ કોઢ અને લીલું ખરજવું આ બધાં ચામડી ઉપર થતા વ્યાધિ ઘણું કરીને ખોરાકમાંથી પેદા થયેલા રસો વિકૃત થઈ લોહીમાં મળી જવાને પરિણામે પેદા થયેલા હોય છે.

આવાં દરદો થયા છતાં દરદી જીભ અને સ્વાદને વશ થઈને ખોરાક લેવામાં પરેજી કરી શકતો નથી છતાં દરદ મટાડવાની ઇચ્છા ધરાવતો હોય છે અને ઉપરથી લોશન, મલમ વગેરે બજારૂ દવાઓ લગાડ્યા કરે છે. એનાથી દરદ થોડો વખત ઓછું થાય છે પરંતુ પાછું હતું તેના તે જ રૂપમાં દેખાય છે. કારણ કે આ ઉપર દેખાતું ચામડીનું દર્દ અને તેનું મૂળ લોહીમાં પડયું હોય છે. જ્યાં સુધી લોહી વિશુધ્ધ બનતું નથી ત્યાં સુધી આ વ્યાધિ જડમૂળમાંથી નાબૂદ થતા નથી. એવી જાતનાં દરદીઓ જો પરેજી કરે અને બની

શકે તો મીઠું પણ થોડો વખત બંધ કરી આ ચૂર્ણનો ઉપયોગ કરે. તો તેનો વ્યાધિ સમૂળો નાબૂદ થાય છે.

ઉપરાંત ચેપી વ્યાધિના વિષના પરિણામે પણ ચામડી ઉપર દરદ થઇ આવે છે. દાખલા તરીકે ઉપદંશ (સિફિલિસ) મટયા પછી એનું વિષ શરીરમાં રહી જવાથી ફોલ્લીઓ અથવા ફોડલા નીકળે છે અને કેટલીક વખત એમાંથી આખા શરીરે કાળાં ચાઠાં નીકળી આવે છે. આ વ્યાધિ ઉપર વૈદ્યો વ્યાધિહરણ રસ અને કેસરાદિવટી જેવાં ઔષધો આપે છે. પરંતુ એ ઔષધોમાં રસકપુર મુખ્ય છે અને રસકપુર એ હળાહળ ઝેર છે. રસકપુર ખાનાર દરદી પરેજીની ભૂલ કરે છે તો એ ફૂટી નીકળે છે અને કેટલીક વખત રસકપુર આપ્યા પછી એની વિકૃતિ (રિએકશન) થાય છે. જો કે વ્યાધિહર જેવાં પરિપકવ રસાયન માટે આવી દહેશત રાખવામાં નથી આવતી, છતાં એ તીક્ષ્ણ ઔષધો તો છે જ. જ્યારે પંચનિમ્બાદિ ચૂર્ણ નિર્દોષ છે છતાં શરીરમાં ગયા પછી એ લોહીમાં ઘણા વખતથી સ્થાયી થઈ ગયેલા ઉપદંશ વિકારનું શમન કરે છે અને એના પરિણામરૂપ ચામડીના ઉપરના વિકારોને નાબૂદ કરે છે.

પંચનિમ્બાદિ ચૂર્ણ ભગંદર જેવા વ્યાધિમાં ઉપયોગી છે અને અંદર નાડીઓમાં પેદા થતા પરૂને ધીરે ધીરે ધીરે ઓછું કરી અટકાવી દે છે અને જ્યારે પરૂ થતુ બંધ થાય છે ત્યારે વ્રણ રૂઝાવા લાગે છે અને ઓપરેશન વગર આશ્ચર્યકારક રીતે ભગંદર નાબૂદ થાય છે. આ ઉપરાંત શ્લીપદ ( હાથીપગો ) નાડીવ્રણ, પ્રદર, મેદવૃદ્ધિ વગેરેને નાબૂદ કરે છે. ધીરજ રાખી લાંબો વખત પંચનિમ્બાદિ ચૂર્ણનું સેવન કરવાથી દરદીની કાન્તિ વધે છે, તેજસ્વિતા આવે છે અને વિવિધ વિષથી વિકાર પામેલું શરીર નિર્દોષ બને છે. ઔષધની માત્રા બળાબળ જોઈને એક વખતે એક તોલા જેટલી પણ આપી શકાય છે.

## પંચસકાર ચૂર્ણ

મોટી હરડેની છાલ, સુંઠ, સિંધાલૂણુ, વરીયાળી અને મીંઢીયાવળ એ પાંચે ચીજો સમભાગે લઇને ખાંડી, વસ્ત્રગાળ ચૂર્ણ કરવું.

રાત્રે સૂતી વખતે ગરમ પાણી સાથે ૧ થી ૪ માસા સુધી લેવાથી અજીર્ણ, કબજીઆત, ચૂંક વગેરેમાં ખાસ ઉપયોગી છે.

**નોંધ**: આ ચૂર્ણ સંપૂર્ણ નિર્દોષ વિરેચન હોઇને અમારી અનુભૂત વાપરવા લાયક ચીજ બને છે.

## બુદ્ધિવર્ધક યોગ

છાંયે સૂકવેલી બ્રાહ્મી તો. ૫, શંખાવલિ તો. ૫, માલકાંકરી તો. ૫, અંકલકરો તો. ૫, સુંઠ તો. ૫, અનીશુન તો. ૧, ઉનાબ તો. ૧, ગાવ જુબાન તો. ૧, લવીંગ તો. ૧, ખુરાસાની વજ તો. ૧, એલચીદાણા તો. ૧. બધી વસ્તુ ખાંડી, વસ્ત્રગાળ કરી બાટલીમાં ભરી લેવું.

સવાર–સાંજ ૨ થી ૪ વાલ ઘી સાકર સાથે આપવાથી મગજની નબળાઈ મટીને યાદશકિત વધે છે અને ઉન્માદ, ચકરી, ભ્રમ, બુદ્ધિની મંદતા મટીને ધારણશકિત તથા સ્મરણશકિત વધે છે.

## બૃહદ શિતોપલાદી ચૂર્ણ

તજ તો. ૧, નાની એલચી તો. ૨, વંશસાડી પીંપર તો. ૪, બનફસાનું ફૂલ તો. ૪, જેઠીમધ તો. ૪, ગાજવાં તો. ૪, તાલીસપત્ર તો. ૪, વાંસકપુર તો. ૮ અને સાકર તો. ૧૬.

સઘળી વસ્તુને ખાંડી બારીક ચૂર્ણ બનાવવું.

૪ વાલથી ૮ વાલ દિવસમાં ત્રણ વખત ઘી અને મધ વિષમ ભાગે મેળવી તેની સાથે આ ચૂર્ણ ચાટવું. ચૂર્ણ ચાટયા પછી થોડો વખત પાણી પીવું નહિ.

જ્વર, દાહ, મંદાગ્નિ, ઋતુનો પલટો થતાં ઘણાં માણસોને સળેખમ થઈ આવે છે અને ખાંસી શરૂ થાય છે. તેમાં ખાસ કરીને કારતક માસમાં અને ફાગણ માસમાં ઋતુ બદલો થતાં ઘણાં બાળકો ખાંસી, શરદી, તાવમાં પટકાય છે અને કેટલાકને વાત-કફ જ્વર જેવું થઈ આવે છે. તેવા દરદીને પ્રથમ પેટ સાફ કરી ઉપર બતાવેલું બૃહદ શિતોપલાદિ ચૂર્ણ આઠ દસ દિવસ આપવાથી શરીરનો તપારો અને શરદી, સળેખમ અને ખાંસી નાબૂદ થાય છે.

શરદી સળેખમ અને ખાંસીમાં ખાસ કરીને દરદીની શ્વાસનળી અંદર રહેલી શ્લૈષ્મકળામાં ક્ષોભ ઉત્પન્ન થાય છે અને તેમાં વવળાટ આવી છીંકો આવે છે અને એ જ રીતે શ્લૈષ્મકળાના ચચરાટને લઈને ખાંસી આવ્યા કરે છે. આ સ્થિતિમાં ચાલૂ શિતોપલાદિ ચૂર્ણ આપવામાં આવે છે તો તેમાં રહેલી પીંપર કેટલીક વખત દરદીની ખાંસી મટાડવાને બદલે વધારે છે. કારણ કે પીંપર ગળામાં જતાંની સાથે ચચરાટ અથવા વવળાટ (ઇરિટેશન) પેદા કરે છે અને ખાંસી જોરથી આવે છે. એથી કેટલાક ચિકિત્સકો શિતોપલાદિ ચૂર્ણ પીંપર વગરનું તૈયાર કરી આપે છે, પરંતુ એ ખાસ અસર કરતું નથી. એવી જગ્યાએ આ બૃહદ શિતોપલાદિ ચૂર્ણ વધુ ઉપયોગી જણાયું છે અને ક્ષયની ખાંસી અથવા ઠાંસામાં પણ શિતોપલાદિની જગ્યાએ આ બૃહદ શિતોપલાદિની યોજના કરવામાં આવે તો વધુ અસરકારક નીવડે છે તથા દરદીને ગળામાં કે શ્વાસનળીમાં કોઈ પણ જાતનો દાહ કે ચચરાટ કરતું નથી. તેના સાથે જેઠીમધ, બનફસાનું ફૂલ અને ગાજવાં જેવી ઉમેરાયેલી ચીજો શુષ્ક કાસને નરમ બનાવે છે અને એનામાં કફનિસ્સારક ગુણ હોવાથી આસાનીથી કફ દૂર થાય છે અને તેથી સળેખમ મટે છે. સળેખમ મટી ગયા પછી ઘણાં દરદીઓને પાંચ પચીસ દિવસ જતાં ફરી સળેખમ થાય છે. અને છીંકો આવે છે. એમ વરસ દિવસમાં અનેક વખત સળેખમ, છીંકોના ત્રાસથી દરદી પીડાય છે અને તે નાક બતાવવા જાય છે.

જો વળી મસો છે કે અંદર ગરબડ છે એવી શંકા ઉત્પન્ન થાય છે તો નાકનાં અંદરનું ઓપરેશન કરાવવાની પણ સલાહ મળે છે!

આવા વારંવાર છીંકો-સળેખમ તેને લઈ ખાંસી અને તેના જ કારણે માથાનો દુઃખાવો. આવી ફરિયાદ કરનાર દરદીને પેટ સાફ રખાવી બૃહદ શિતોપલાદિ સાથે મહાલક્ષ્મીવિલાસ રસ આપવાથી એમની જૂની સળેખમ અને છીંકો યા શરદીની ફરિયાદ દૂર થતી મેં જોઈ છે. એટલે આ સરસ ચૂર્ણ બનાવી શરદી, સળેખમ, ખાંસી, શ્વાસ, છીંકો, ક્ષયની ખાંસી, ન્યુમોનિયાની ખાંસી એ સઘળામાં છૂટથી વાપરવાની ભલામણ કરૂં છું.

## ભગંદરનાશક ચૂર્ણ

વાવડીંગ, ખેરસાર, હરડે, બહેડાં, આમળાં, પીંપર. આ દરેક વસ્તુ સમભાગે લઈને એ બધાંની બરોબર ચોપચીનીનું ચૂર્ણ મેળવી વસ્ત્રગાળ કરી લેવું.

સવાર-સાંજ ૩ માસા ચૂર્ણ ખાંડની ચાસણી અથવા સાકર, અથવા દૂધ કે પાણી સાથે પણ લઈ શકાય છે.

ભગંદરના દરદમાં આ ચૂર્ણ ૩૧ દિવસ વાપરવાથી અવશ્ય ફાયદો થાય છે.

## મળસારક ચૂર્ણ

જેઠીમધનાં મૂળ તો. ૪, સોનામુખી ( મીંઢીયાવળ )નાં પાન તો. ૩, હીમજી હરડે તો. ૨, ગુલાબનાં ફૂલ તો. ૨, વરીયાળી તો. ૧, સાકર તો. ૭.

રાત્રે સૂતી વખતે ૦ા થી ૦ાા તોલો ચૂર્ણ પાણી સાથે લેવાથી હરસના દરદી માટે તેમ જ જેમને દસ્તની કબજીયાત રહેતી હોય તેમને માટે આ ચૂર્ણ ઉત્તમ છે.

## મુંબઈ

રાળ તો. ૧૦, શુદ્ધ ભીલામા તો. ૪૦, શુદ્ધ ઝેરકોચલાં તો. ૧૦, ગુગળ તો. ૧૦, પીપર તો. ૧૦, લવીંગ તો. ૨, સુંઠ તો. ૨, મરી તો. ૨, ઘોડા આહન તો. ૨, શુદ્ધ હીંગળોક તો. ૨, તલનું તેલ તો. ૧૦. ખાંડવા જેવી વસ્તુ ખાંડીને એક ઘડામાં ભરીને પાતાળયંત્રથી ચૂવો પાડવો. પછી એને કડાઇમાં નાંખી ચૂલે ચઢાવી ધીમે તાપે પકાવીને ગોળ જેવું થાય એટલે નીચે ઉતારી ઠરવા દેવાથી ગાંગડા બંધાશે. એને ખાંડી બાટલી ભરવી.

સવાર-સાંજ ૧ થી ૨ રતી ઘી સાથે ચાટવી અથવા સાકર સાથે લેવી.

આ દવા તેલની સાથે મેળવીને રાખવી. ઊંચી જગ્યાએથી પડી જવાથી અથવા મૂઢ માર વાગવાથી લોહી જામી ગયું હોય એ જગ્યાએ ચોળવી. એથી દુઃખાવો મટીને જામેલું લોહી વેરાઈ જાય છે અને ખાવાથી વાયુના ચસકા, સાંધા ઝલાઈ જવા, કમરની ફાટ, અશક્તિ વગેરે મટાડે છે. આ વસ્તુ આફ્રિકાથી પ્રથમ આવતી હતી અને આ દેશમાં પુષ્કળ વપરાતી હતી. પણ આપણા લોકોના આફ્રિકા ખાતેના વસવાટથી એની બનાવટ મળી આવી છે. બહુ જ ગુણકારી અને વાપરવાલાયક બનાવટ છે.

## વાસાદિ ચૂર્ણ

અરડુશીનાં પાન શે. ૪, સિંધવ તો. ૧૦, સંચળ તો. ૧૦, ખડીયોખાર તો. ૧૦, જવખાર તો. ૧૦, બંગડીખાર તો. ૧૦, સુરોખાર તો. ૧૦, પાપડખાર તો. ૧૦, પાણી શે. ૧૫. પ્રથમ એક તપેલામાં પાણી નાંખી બાદ બધા ક્ષાર અને અરડુશીનાં પાન નાંખી ચૂલે ચડાવવું અને પાણી બાળવા માંડવું. બધું પાણી બળી જાય છતાં અંદરનાં પાન દાઝે નહિ એનું ધ્યાન રાખીને નીચે

ઉતારી લઈ તડકે સૂકવી એનું વસ્ત્રગાળ ચૂર્ણ કરીને મજબૂત બૂચ-વાળી બાટલીમાં ભરવું. આ વસ્તુ શિયાળા અગર ઉનાળામાં જ બનાવવી.

દિવસમાં ત્રણ વખત ાા થી ૧ વાલ મધ સાથે આપવાથી ખાંસી, ક્ષયની ખાંસી, કફ સૂકાઈ ગયો હોય અને દરદીનું મોઢું પણ ન મળતું હોય એવી ખાંસીમાં બહુ જ ઉત્તમ ફાયદો કરે છે.

## વિષતિંદુકાદિ ચૂર્ણ

ઝેરકોચલાં શે. ૧ પાંચ દિવસ સુધી ગોમૂત્રમાં પલાળવાં. પછી એની છાલ છોલી નાંખ્યા બાદ ઘીમાં તળી લેવાં અને ખાંડીને ભૂકો કરવો. બાદ તેમાં સુંઠ, મરી, અતિવિષની કળી, પીપરીમૂળ, ખોડી અજમો, અજમો, લવીંગ એ દરેક તો. ૩, અકલકરો, લીંડી-પીપર, કાળીજીરી, મૂળાનાં બીજ, ઈંદ્રજવ, શેકેલ ટંકણખાર? દેકામાળી એ દરેક તો. ૨, તજ તો. ૧, તેલીઓ વખમો તો. ૪. એ બધું ખાંડીને વસ્ત્રગાળ ચૂર્ણ કરવું.

દિવસમાં ત્રણ વખત અથવા જરૂર જણાય ત્યારે ૧ થી ૩ વાલ મોટાને અને ાા થી ૧ વાલ પાણી સાથે બાળકને આપવાથી વાયુ, પેટપીડ, શૂળ, પરિણામ શૂળ, ચૂંક, ઉલટી, ઉબકા, મુબારકી ગાંઠ, પેટનાં કૃમિ, વાયુ, ગોળો, ગુલ્મ, બરોલ, લિવર અને પેટનાં તમામ દરદો તથા વાયુ ઉપર અપ્રતિમ ગુણકારી છે. વૈદ્યોને બના-વીને વાપરવાની ભલામણ કરીએ છીએ.

## શંખિની ચૂર્ણ

શંખાવળી, ગળો, અઘેડો, વાવડીંગ, કુષ્ટ, વજ અને હરડે એ બધાં સરખા વજને લઈને ખાંડી, બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરવું.

સવાર–સાંજ ૨ થી ૪ વાલ દૂધ અથવા પાણી સાથે લેવાથી મગજની નબળાઈ, યાદશક્તિની મંદતા, મગજનો દુઃખાવો વગેરેને મટાડે છે અને કબજીયાત મટાડી દસ્ત સાફ લાવવાનો ગુણ ધરાવે છે.

## સર્વાંગસુંદર યોગ

ગોમૂત્ર શે. ૧૦, કાળીજીરી શે. ૧। ને લોઢાના કડાયામાં નાંખી ચૂલે ચડાવી ગોમૂત્ર નાંખવું. જરા ગરમ થયા પછી કાળીજીરી અંદર નાખવી, અને ખૂબ આકરા તાપે ઉકળવા દેવું. જ્યારે બધું ગોમૂત્ર બળી જઈને અંદરની કાળીજીરી પણ બળીને કોલસા જેવી લાલ થઈ જાય ત્યાંસુધી અગ્નિ આપવો અને પછી નીચે ઉતારી લઈ ઠરવા દઈને ઘૂંટીને બાટલીમાં ભરી લેવું.

દિવસમાં ત્રણ વખત ૧ થી ૨ વાલ મધ અથવા પાણી સાથે આપવાથી પેટનો દુઃખાવો, કૃમિ, અજીર્ણ, બધી જાતના વાયુ, ગુલ્મ વગેરેમાં ઘણું સરસ કામ કરે છે. ઓછા ખર્ચે બનતી આવી અમૂલ્ય વસ્તુ બનાવીને વાપરવા તરફ અમે ચિકિત્સકોનું ધ્યાન ખેંચીએ છીએ.

## સ્નિગ્ધ ચૂર્ણ

ઇસબગુલ તો. ૨, ઇલાયચી તો. ૧, સાકર તો. ૪, ધાણા તો. ૧. એ બધાંને ખાંડી વસ્ત્રગાળ કરીને બાટલીમાં ભરી લેવું.

દિવસમાં બે થી ત્રણ વખત ૨ થી ૬ માસા સુધી ગરમ દૂધ અથવા પાણી સાથે આપવાથી અતિસાર, રક્તાતિસાર, જ્વરાતિસાર રક્તાર્શ, પ્રમેહ વગેરેમાં ઉપયોગી છે.

## સુજાકનાશક ચૂર્ણ

કબાબચીની તો. ૩, રેવતચીની તો. ૨, કાચી ફટકડી તો. ૨, કલમીશોરો તો. ૨. બધી ચીજો ખાંડીને વસ્ત્રગાળ કરીને ચૂર્ણ બનાવી લેવું.

દર ત્રણ કલાકે ગાયના દૂધ સાથે ૧ થી ૩ માસા સુધી અવસ્થાનુસાર આપવાથી મૂત્રાઘાત, પ્રમેહ વગેરે દરદોમાં ઠીક ઉપયોગી છે.

**નોંધઃ** ગાયના દૂધમાં તેટલું જ પાણી ઉમેરી એ દૂધ માટીના વાસણમાં રાખી મૂકવું અને દર વખતે એમાંથી વાપરવું.

## સંશોધક ચૂર્ણ

કૌંચા બીજનો ગર્ભ તો. ૩, તાલીમખાના તો. ૩, સફેદમુસળી તો. ૩; ઊંટગણનાં બીજ તો. ૩, મોચરસ તો. ૩, ઉટકંટાના મૂળની છાલ તો. ૩, બીજબંધ તો. ૩, બહુફળી તો. ૩, કમરકસ તો. ૩, શતાવરી તો. ૩, સમદરશોષનાં બીજ તો. ૩, સૂકાં સીંગોડાં તો ૩.

દરેક વસ્તુ સાચી, સારી, તાજી લાવી ખાંડીને બારીક ચૂર્ણ કરવું.

**પ્રમાણ:** ૦। થી ૦॥ તોલો સવાર-સાંજ ગરમ કરી ઠંડુ કરેલ ૨૦ તોલા ગાયના દૂધ સાથે ચૂર્ણ ફાકી ઉપર દૂધ પીવું.

વીર્ય અને વીર્યાશય શુદ્ધ થાય છે, પ્રમેહ જેવા વ્યાધિથી વીર્ય ઉષ્ણ અને પાતળું થઈ ગયું હોય તો તેનું શોધન થઈ વિશુદ્ધ બને છે, વીર્યની ગરમી નાબુદ થાય છે અને વીર્ય દૃઢ થાય છે તેથી સ્ત્રી-સમાગમ સારી રીતે ભોગવી શકાય છે.

શરીરમાં અનેક કારણોથી ઉષ્ણતા વધી જાય છે અને તેને લઇને પુરુષનાં લોહી, માંસ ઈત્યાદિક સપ્તધાતુ તપાયમાન થાય છે. આજના તામસી ખોરાકો (લસણ, ડુંગળી, મરચાં ચાહ, સિગારેટ બીડી, દારૂ, ભજીયાં, ગાંઠીયા)થી અને રાત્રિના ઉજાગરાથી લોહી તપાયમાન બને છે એની સાથે શરીરનાં પ્રત્યાંગો તપે છે અને વીર્ય પાતળું થાય છે. કારણ કે વીર્યને બનાવનાર ગ્લેંડ્ઝ અને તેને ધારણ કરનાર સ્થાન પણ આ તપારાથી પોતાની સ્વતંત્ર શક્તિ ખોઈ બેસે છે. એથી તેઓ વીર્યનાં પૂરાં પરમાણુઓ રચી શકતાં નથી તેમ વીર્ય ધારણ કરી શકતાં નથી. એથી આવા હીન વીર્યવાળો પુરુષ સંતાન પેદા કરવાની તાકાતને પણ ગુમાવી બેસે છે.

ઉપરાંત આગળ ઉપર થઈ ગયેલા પ્રમેહ અને ઉપદંશ જેવા ગરમી પ્રાધાન્ય વ્યાધિથી પણ લોહી અને વીર્ય અત્યંત તપી ગયેલાં હોય છે, આવા પુરુષોમાં ઉત્તેજના તો પુષ્કળ હોય છે અને વાતવાતમાં

એ ઉત્તેજીત થઈ જાય છે પરંતુ એમનામાં ધારણા શક્તિ અથવા સ્તંભન શક્તિનું દેવાળું હોવાથી ક્ષણમાત્રમાં વીર્યપાત અને વીર્યસ્રાવ થઈ જાય છે.

આ દરદીઓને જો કોઈ ભૂલથી ભસ્મો અને માત્રાઓનાં મિશ્રણવાળી કામોત્તેજક દવાઓ આપે છે, તો એમની ઉત્તેજના વધી જાય છે પણ સાથે સાથે વીર્ય અત્યંત પાતળું પડે છે અને એમનો મૂળ વ્યાધિ મટવાને બદલે વધે છે. એટલે અનુભવથી એક વાત ચોક્કસ સમજાઈ છે કે આવા ઉષ્ણવીર્યવાળા દરદીને સાદી અને કાષ્ટિક ઔષધિ જેટલું સારૂં કામ આપે છે તેટલું રસ–માત્રાઓ આપતી નથી. કારણ કે રસ માત્રાઓને જીરવવા જેટલું એમનાં લોહી અને વીર્યમાં બળ હોતું નથી.

એટલે ધીરજવાન દરદી જેમને પોતાનાં વીર્ય અને ધાતુશક્તિને સારા કરવાની ઇચ્છા હોય તેમણે આવા સાદાં કે જેમાં કોઈપણ ઝેરી ચીજ નથી, ભસ્મો કે માત્રાઓ ન હોય એવી દવા ધીરજ રાખીને બે ત્રણ મહીના લાગઠ ગરમ ઉષ્ણ વિદાહી ખોરાકોને છોડી દઈને પ્રથમ સેવન કરવી જોઈએ.

છતાં એક વાત કહેવાની રહી જાય છે કે આ ચૂર્ણ વીર્યનું સંશોધન કરી વિશુદ્ધ રૂપમાં તૈયાર કરે તેવું હોવા છતાં જે દરદીઓની પાચનશક્તિ તદ્દન મંદ હોય છે તેમને પચતું નથી અને જેમને જાજરૂની કબજીયાત હોય તેમને પણ માફક આવતું નથી. એટલે આવા દરદીના શરીરનું પ્રથમ સંશોધન કરી પાચનશક્તિ જરા સતેજ બનાવી, પછી આ ચૂર્ણ શરૂ કરવાથી શરીર ચંદ્ર જેવું શીતળ, વીર્ય સ્ફટિક જેવું શુદ્ધ અને ઘટ્ટ બને છે.

પ્રથમ ત્રણ ત્રણ દિવસને અંતરે મીંઢીયાવળ હરડે, વરીયાળી અને સાકરની ફાકી બનાવીને આપવી. ત્રણ ચાર દસ્ત કરાવીને જૂનો મળ કાઢી નાખવો. અને ચોખા મગની ખીચડી તથા ઘી, દૂધ જેવો

સાદો ખોરાક આપી. શરીર ચોખ્ખું બનાવવું. તમાકુ, દારૂ, સિગારેટનું વ્યસન બેહદ વધી ગયું હોય તો તેના ઉપર નિયમન મૂકવું અને ત્યાર પછી આ ચૂર્ણ શરૂ કરવાથી બેહદ લાભ થાય છે.

જે જુવાન છોકરાઓ અવિવાહિત હોય છે, અને જેમને સ્વપ્નદોષ વારંવાર સતાવતો હોય છે તેમને માટે પણ આ ચૂર્ણ અત્યંત ફાયદો કરનાર અને સ્વપ્નદોષને નાબુદ કરવાનો ગુણ બતાવે છે.

સ્વપ્નદોષ જેમને થાય છે તે યુવાનો જાણતા હશે કે દિવસ રાતનું ઇંદ્રિયનું વારંવાર ઉશ્કેરાવું એ જ સ્વપ્નદોષ થવાનાં કારણરૂપ છે. જેમનામાં સાચી કામશક્તિ છે અને જેમનાં શરીરમાં વીર્ય ઠંડુ તથા ઘટ્ટ હોય છે તેવો યુવાન વારંવાર ખોટી ઉત્તેજના અનુભવતો નથી પરંતુ અલ્પવીર્ય અને ઉષ્ણવીર્ય વાળાને જ આવી ખોટી ચંચળતા પ્રગટે છે. હા એક વાત એ પણ છે કે જેમનું મન પવિત્ર નથી જે અશુદ્ધ વિચારો ઉપર કાબૂ નથી મેળવી શકતા તેમને પણ ખોટી ઉત્તેજના થાય છે, પરંતુ આ ઉત્તેજના ઉપર યુવાન વર્ગ ધારે તો કંટ્રોલ કરીને શરીરમાંથી નાશ પામતા ઉપયોગી વીર્ય જેવા જથ્થાને રોકી શકે છે.

એકંદર આ ચૂર્ણ વીર્યને ઘટ્ટ બનાવે છે, તેનું સંશોધન કરે છે, વીર્યાશયને તાકાત આપે છે. સ્વપ્નદોષ બંધ કરે છે અને વીર્યમાં રહેલાં પ્રજનન જંતુને બળ આપી, પ્રમેહ, ઉપદંશથી આવેલી વીર્યની ગરમીને શાન્ત કરે છે.

## હિસ્ટીરીઆહર ચૂર્ણ

હીંગ તો. ૧, વજ તો. ૨, કુપલેટ તો. ૪, સંચળ તો. ૪, શંખાવળી તો. ૮, બ્રાહ્મી તો. ૧૧, વાવડીંગ તો. ૩૨. ઉપરની બધી વસ્તુઓને ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરીને રાખવું.

દિવસમાં ત્રણ વખત ૧ થી ૨ વાલ મધ અથવા પાણી સાથે લેવાથી વાયુ, હિસ્ટીરીયા, મગજની નબળાઈ, અસ્થિરતા વગેરે ઉપર અકસીર કામ કરે છે.

## હિક્કાહર ચૂર્ણ

સુંઠ તો. ૧, મરી તો. ૨, પીંપર તો. ૩, બંગભસ્મ તો. ૧, એલચી તો. ૧. મોરનાં પીંછાની રાખ તો. ૦ાા. આ બધું મેળવી કપડછાણ કરી લેવું.

૧ થી ૨ વાલ મધ સાથે આપવાથી હેડકી, ઉલટી, વાયુ વગેરેને મટાડે છે.

## હુતાશન ચૂર્ણ

હરડે, બહેડાં, આમળાં, સુંઠ, મરી, પીંપર, ટંકણખાર, સિંધાલુણ, વડાગરૂ મીઠું, બીડ લવણ, સાજીખાર, સંચળ, સોનામુખી, નસોતર, ભોરીંગણી અને ભાંગરો. એ બધાં સરખા વજને લઈને ખાંડી કુંવાર અને લીંબુના રસની ત્રણ ત્રણ ભાવના દેવી.

સવાર–સાંજ બે આનીભારથી પાવલીભાર સુધી પાણી સાથે લેવાથી ખોરાક પચાવીને ભૂખ લગાડે છે, અપાનવાયુને છૂટો કરે છે.

## ક્ષયાંતક યોગ

શિતોપલાદિ ચૂર્ણ તો. ૫, ગળોસત્ત્વ તો. ૧, શેકેલાં લવીંગ તો. ૧, તુલસીનાં સૂકાં પાન તો. ૧, અરડુશીનાં સૂકાં પાન તો. ૧, કેસર તો. ૦)= (બેઆનીભાર), સોનાના વરખ નંગ ૨૫, કસ્તુરી વાલ ૨. એ બધું મેળવી ઘૂંટી બાટલીમાં ભરવું.

એથી ચાર વાલ સવાર–સાંજ મધ અને ઘી સાથે (વિષમભાગે) ચાટીને ઉપર બકરીનું દૂધ પીવાથી ક્ષય, ખાંસી, શ્વાસ, દમ, ઉધરસ, અશક્તિ વગેરે મટે છે. શક્તિ અને સ્ફૂર્તિ આપનારી બહુ જ ગુણકારી ઉમદા ચીજ છે.



# પર્પટી



## તપન પર્પટી

ટોપી કાઢેલાં ભીલામાં શે. ૧, ગુગળ શે. ૦ાા, શુદ્ધ ઝેરકોચલાં શે. ૦ા, ઉપરની ત્રણે વસ્તુને ખાંડણીમાં ઝીણું ખાંડી લોચો બનાવવો. અને એનો પાતાળયંત્રમાં મૂકીને ચૂવો પાડવો. બાદ એ ચૂવાને અગ્નિ ઉપર ધીમા તાપે ગોળ જેવો બનાવી કલઈવાળી થાળી અથવા ચીનાઈ માટીની રકાબીમાં પાથરી દઈને સૂકાવા દેવો. જેથી સૂકાઈને પર્પટી (પોપડી) જામી જશે, બાદ ઉખાડી લઈ વાટીને બાટલીમાં ભરી લેવું.

સવાર-સાંજ ૧ થી ૩ રતી ઘી સાથે ચાટવાથી સર્વે જાતના દુઃખાવા, પગમાં થતું કળતર, અશક્તિ અને શરદીને મટાડે છે. વૈદ્યોએ બનાવીને વાપરવા જેવી મજાની ચીજ છે.

## પંચામૃત પર્પટી

### [સંગ્રહણીની અવ્યર્થ ઔષધિ]

શુદ્ધ ગંધક તોલા આઠ અને શુદ્ધ પારદ તોલા ૨, લોહ ભસ્મ તોલા ૨, અભ્રક (૫૦૦ પુટી) તો. ૨, ઉત્તમ મયૂરકંઠી તામ્ર ભસ્મ તોલા ૨. બધાંને મેળવી વિધિ સહિત પર્પટી બનાવવી.

બે થી ત્રણ રતી અથવા તક્રપ્રયોગમાં ચઢતા ક્રમથી હીંગ, સિંધવ અને સફેદ જીરાના સમભાગ ચૂર્ણ સાથે દહીંની તાજી મોળી

છાશમાં લેવાથી અનેક ઉપદ્રવ સહિત જીર્ણ સંગ્રહણી મટાડનાર સિંહ-સમાન તેજસ્વી ઔષધ છે.

સંગ્રહણીના દરદીને ઝાડા અતિ નરમ અને વધુ પ્રમાણમાં થતા હોય, એક બે દિવસ મળનો સંગ્રહ થઈ પેટ ચઢવા જેવી અકળામણ થાય, બીજા દિવસે લીધેલા ખોરાકના પ્રમાણથી અધિક મળ નીકળે, મળનો રંગ બાજરીના ધોળવા જેવો દાણાદાર અને સફેદ શ્યામ અથવા કદીક પીળાશ ઉપર હોય છે, દોષના પ્રકોપજન્ય વ્યાધિ હોય તેવો મળ થાય છે.

જીર્ણ અતિસારમાં પણ પંચામૃત પર્પટી આપી શકાય છે. માત્ર લોહી ન પડતું હોય તેવી સંગ્રહણી અને અતિસાર બંનેમાં દોષભેદથી અનુપાન યોજના કરી આપવાથી પાચનશક્તિ વ્યવસ્થિત થઈ નબળા પડેલાં આંતરડાં મળ પાચન કરવા માટે સબળ બને છે. આ માટે બધો ખોરાક બંધ કરી ફક્ત દહીં, દાડમનો રસ, પાતળી છાલનાં સફરજન અને પાકાં બીલાં પૈકી ગમે તે પથ્ય રાખી પર્પટી પ્રયોગ કરવાથી સંગ્રહણીથી ક્ષીણ થયેલો, મૃત્યુશૈય્યા પર પડેલો દરદી પુનર્જીવન પામે છે.

જીર્ણ સંગ્રહણીથી સમસ્ત અવયવો નબળાં પડે છે. પાચક અવયવો શરીરનો ઘસારો સાંખી નહિ શકવાથી સમસ્ત ઈંદ્રિયો નબળી થઈ દરદી કાળના મુખમાં ધકેલાઈ જાય છે. આવે વખતે યોગ્ય ચિકિત્સકની સહાયથી પથ્ય ખોરાકની યોજના સાથે પંચામૃત પર્પટી, મહાલક્ષ્મીવિલાસ રસ અથવા સુવર્ણવસંતમાલતી સાથે લેવાથી આશાતીત ફાયદો થાય છે.

પંચામૃત પર્પટીમાં શોધક ગુણ વિશેષ પ્રમાણમાં હોઈ પાચક અવયવોના દોષ, લિવર, બરોળ અને આંતરડાં તેમ જ કલેજામાં રહેલા વિજાતીય દોષોને દૂર કરે છે.

પંચામૃત પર્પટીમાંના તામ્ર ભસ્મ, લોહ ભસ્મ, અભ્રક ભસ્મ જેટલાં ઉત્તમ અને શુદ્ધિકારક હોય તેટલું વધારે અસરકારક ઔષધ બને છે.



# અવલેહ



## જીરકાદિ અવલેહ

ખાવાનું જીરૂ શે. ૧ સાફ કરી, પછી ખાંડી ઝીણી ચાળણીથી ચાળી લેવું. પછી ગાયનું દૂધ શે. ૮ કડાઇમાં નાંખી ઉકાળવું, ધીમે ધીમે બે–ત્રણ ઉભરા આવે ત્યાર પછી અંદર ખાંડેલું જીરૂં નાંખવું. ઉપરાંત ૬૪ તોલા સારી જાતનું લોદર ખાંડેલું તથા ઘી શે. ૧ નાંખવું, માવા જેવું તૈયાર થતાં નીચે ઉતારી લેવું. તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, પીંપર, સુંઠ, શાહજીરૂં, નાગરમોથ, સુગંધી વાળો, દાડમનો રસ, હળદર, અરડુસીનાં પાન, વાંસકપુર. એ દરેક ચાર ચાર તોલા લઈ દાડમનો રસ અલગ રાખી બાકીની ચીજ ખાંડી નાંખવી.

બશેર ખાંડની ચાસણી કરીને તેમાં બધી ચીજો મેળવી દેવી અને ઉપરથી રાા તોલા પ્રવાળની ગુલાબજળમાં બનાવેલી પીષ્ટિ તથા રાા તોલા કેરબાની પીષ્ટિ અને એક તોલો ચાંદીના વરખ મેળવી લોચા જેવો અવલેહ બનાવવો, ચાસણી જરા ઢીલી રહેશે તો અવલેહ બનશે.

૧ તોલો સવારે તથા એક તોલો સાંજે ધીરે ધીરે ચાવીને ઉપર ચોખાનું ધોવરામણ અથવા ધરોનો ઉકાળો સાકર નાંખીને પીવો.

આ અવલેહ જે સ્ત્રીઓને પ્રદર (લ્યુકોરિયા)નો વ્યાધિ થયો હોય અર્થાત્ ગુપ્ત ભાગમાંથી સફેદ ચીકણો પદાર્થ વહ્યા કરે છે, જેને લઈ કમરનો દુખાવો, હાથ-પગની તોડ, શરીરની અશક્તિ, પેઢાનો દુખાવો વગેરે પ્રદરના અંગે જોવામાં આવતાં લક્ષણો નાબુદ થાય છે.

ઘણી સ્ત્રીઓને અટકાવ વીસ પચ્ચીસ દિવસે આવે છે અને છ સાત દિવસ સુધી દેખાય છે. નાહ્યા પછી માત્ર પંદર દિવસ સારા જાય છે અને ફરી અટકાવ શરૂ થાય છે. અટકાવ વધુ પડતો, અંદર લોહીનાં લચકા હોય તેવો આવે છે. જેમ જેમ અટકાવ આવે છે તેમ કમરનો દુખાવો અને વધે છે અને અશક્તિ પણ વધતી જાય છે. વળી આવી સ્ત્રીઓને ફરજીઆત પુરુષ સમાગમ પણ લેવો જ પડે છે, એથી એનું શરીર એવું ચૂંથાઈ જઇને, ગુપ્ત ભાગ એટલો નબળો અને ઢીલો થઈ જાય છે કે એ અંગ એને ત્રાસ આપનારૂં પાકેલા ગુમડા જેવું અને અંદર બળતું હોય, બધો ભાગ આળો થઈ ગયો હોય, ઉપર લુગડું અડતાં પણ ત્રાસ થતો હોય એવી સ્થિતિ રહ્યા કરે છે.

આવા અત્યાર્તવવાળી સ્ત્રીઓને સાથે પ્રદર–શ્વેતપ્રદર પણ હોય છે. આ રીતે શ્વેત પ્રદર અને અત્યાર્તવને લઈને શરીરમાં ખોટી ઉષ્ણતા પણ વધી ગઈ હોય છે. હાથપગનાં તળીયાં બળ્યા કરે, આંખો બળે, કપાળનો ભાગ જુઓ તો હંમેશાં ગરમ હોય અને પેશાબ કરતી વખત સહેજ ગરમી થતી હોય, બળતું હોય એમ લાગ્યા કરે.

ખોરાક પૂરો લઈ શકે નહિ, લે તેને પચાવી શકે નહિ, પેટમાં વાયુ અને તજાયે ગરમીવાળી, શરીરે શુષ્ક અને સ્વભાવ ચીડીયલ, ક્રોધી બની જાય, ઘરનું કામ, છોકરાની સંભાળ લેવાની હોય એ બધા કામમાં ઢસરડા કરતી પરાણે જીવતી જણાય.

મનની એટલી નબળાઈ હોય છે કે પરેજી પાળી શકે નહિ, શરીરમાં આટલી ગરમી અને વાયુ છતાં એને વધારે તીખું, ખાટું

ખાવાનું ગમે. દૂધ ભાવે નહિ, ફ્રુટ ઉપર પ્રીતી નહિ. પણ જો એને પાતરાં, ભજીયાં આપ્યાં હોય, કેરીનું કે લીંબુનું અથાણું આપ્યું હોય તો સારી રીતે ઝાપટે અને એ ખાતી વખતે પોતાનાં શરીર કે રોગની જરાયે પરવાહ કરે નહિ.

ઘરનો ધણી ખૂબ જ લડીને કહે ત્યારે એ દવા શરૂ કરે, ત્રણ મહિના દવા લેવાની અને પરેજી પાળવાની જરૂર હોય ત્યાં ત્રણ દિવસ કે બહુ તો તેર દિવસ દવા લઇ બંધ કરી દે. દવા ખાવાનો કંટાળોઃ જોરાઈએ જો દવા ઘરમાં લાવવામાં આવે તો એ દવાને કબાટ પોતાનાં પેટમાં સંઘરતો હોય કાં ગટરની ખાળકુંડી એનો દવા પી જતી હોય !

સહન ન થાય તો યે આવા શરીરવાળી સ્ત્રીઓમાં વાસના વધુ હોય છે અને સમાગમ કરવા તત્પર થઈ જાય. પછી ભલે બીજે દિવસે પગ તૂટી જાય, કેડો ફાટી જાય અને શરીર ધ્રૂજી ઊઠે. પણ સમાગમ વખતે શૂરાતન બતાવે અને પ્રદરનો વ્યાધિ વધે. ગર્ભાશય બહુ વિકૃત થાય અને અશક્તિ વધે.

આવા સંજોગોમાં ગર્ભ રહે તો ઘણું કરીને ત્રીજે કે ચોથે મહિને કસુવાવડ થઈ જાય અને કસુવાવડ થવાથી શરીરની ખરાબી ઓર વધુ વધી પડે. કદાચ પૂરા દિવસ સુધી ગર્ભ પેટમાં રહે તો યે પરાણે જીવતી, વારંવાર લોહી ઓછું થઇ જઈને એનિમિક જણાતી, પેશાબમાં ખરાબી થવાથી, હાથે પગે અને મોઢે સોજા–થેથરવાળી બની જાય. ઉપચારો કરવાથી જીવતી તો રહે, પણ સુવાવડ ઘણી કષ્ટદાયક નીવડે. અને સુવાવડ પછી પણ રોગલી માંદલી રહે અને એનું બાળક પણ રોગી માંદલું બની રહે.

આ જાતનાં વ્યાધિવાળી સ્ત્રીઓ માટે આ અવલેહ અમૃત જેવું કામ કરે છે. પ્રદરને મટાડે છે, અટકાવ જે વધુ પડતો

આવતો હોય તેના ઉપર કાબુ મેળવી એક મહિને પ્રમાણુસર અને ચાર કે પાંચ દિવસમાં પોતાના મેળે બંધ થઇ જાય છે.

જીરૂં શીતવીર્ય ઔષધ છે. તેની સાથે યોજના કરવામાં આવેલા પદાર્થો ગ્રાહી હોવાથી યોનિમાર્ગમાંથી આવતો પ્રવાહી ઓછો થવા લાગે છે. પ્રવાળ જેવી કેલશ્યમ અને શીતવીર્ય ઔષધિ શરીરમાં સાચી ઠંડક આપે છે. ગર્ભાશય અને યોનિમાર્ગમાં આવેલાં જુદા જુદા સ્થાનો શાન્ત થાય છે, અંદરનો વિદાહ મટે છે એથી કમરનો દુઃખાવો, તોડ અને બળતરા મટી શરીર સુધરે છે.

આ ઔષધ લેનારને ખાટા, તીખા અને વિદાહી પદાર્થની પરેજી કરાવવી જોઈએ. બ્રહ્મચર્ય પાળવા માટે પતિ–પત્નિને સમજાવી એમને અલગ રાખવામાં આવે અને ધીરજ રાખી મહિનો બે મહિના આ અવલેહનું સેવન કરે તો સ્ત્રીઓની અનેક ફરિયાદોવાળો પ્રદર નાબૂદ થાય છે, કસુવાવડ થતી નથી અને શરીર તેજસ્વી બને છે. સાદાં ઔષધો કેટલું સારૂં કામ કરે છે તેની આ અવલેહ વાપરી ખાત્રી કરી જોવી.

## દ્રાક્ષાદિ ચાટણ

કાળી દ્રાક્ષ, જરદાલુ, મરી, સિંધવ, શેકેલી ભાંગ, જીરૂં, સુંઠ, સંચળ, લસણની કળીઓ સર્વે એક એક તોલો, ખજૂર તો. ૫, હીંગ તો. ૧, ગુલાબનાં ફૂલ તો. ૧, પીંપર તો. ૧. પ્રથમ ખજૂર જરદાલુ, દ્રાક્ષ જુદાં વાટવાં અને બીજાં વસાણાં પછી અનુક્રમે મેળવતા જવું. બધું બારીક મુલાયમ ચટણી જેવું બની જાય એટલે એમાં લીંબુનો રસ શે. ૦।। તથા ગોળ શે. ૦।। મેળવી દેવાં અને કાચની કે ચીનાઈ માટીની બરણીમાં ભરી લેવું.

જમ્યા પછી ૦। થી ૦।। તોલો લેવાથી અરૂચીનો નાશ કરી રૂચી પેદા કરનાર બહુ સ્વાદીષ્ટ અને ઉમદા ચાટણ છે. એક જ વખત

સ્વાદ ચાખ્યો હોય તો ફરી ફરી લેવાની ઇચ્છા થાય છે, દસ્તને સાફ લાવે છે.

## ભીલામા અવલેહ

ભીલામા તો. ૨૦ ને છૂંદી નાંખીને એક શેર પાણીમાં તેનો ઉકાળો કરવો. પાશેર પાણી બાકી રહેતાં કપડે ગાળી કૂચા ફેંકી દેવા અને એ પાણીમાં એક શેર ભેંસનું દૂધ નાંખીને ઉકાળવું. ચોથા ભાગનું પ્રવાહી બાકી રહે ત્યારે તેમાં વીસ તોલા ઘી નાંખી ફરી ઉકાળવું. બાસુંદી જેવું થાય અને પાણીનો ઘણો ખરો ભાગ બળી જાય ત્યાં સુધી હલાવ્યા કરવાથી જાડો રગડો થશે. નીચે ઉતારી ઠંડુ થયા પછી દશ તોલા ખાંડેલી સાકર તથા દશ તોલા ચોખ્ખું મધ નાંખી ચાટણ જેવું તૈયાર કરીને કાચની બરણીમાં ભરી રાખવું અને તે બરણી અનાજના ઢગલામાં દાટી રાખવી અથવા બરણીની આજુબાજુ એકાદ ફાટેલ ઊનનું કપડું વીંટાળી બરણીને એકાંત જગ્યામાં મૂકી રાખવી. આઠ દિવસ રાખ્યા પછી આ ઔષધ હરસના દરદીએ સવારમાં એક નાની ચમચી ભરીને ચાટી જઈ ઉપર એક કપ દૂધ ગરમ કરી ઠારેલું જરાક સાકર નાંખેલું પીવું.

**ચેતવણી:**—ભીલામાં ખાંડતી વખતે, નીચોવતી વખતે એ ધ્યાન રાખવું કે ભીલામો ચામડીને લાગવાથી ઊઠી આવે છે અને ભીલામાવાળા હાથને કોપરેલ તેલ લગાડી દેવાથી તે ઉઠતું નથી. હરેક પ્રકારના હરસના દરદીને આ અવલેહ અતિશય ગુણકારી છે. હરસની વિવિધ ક્રિયાદોમાં અવલેહ લેવાથી હરસ ચીમળાઈ, સૂકાઈ કોઈપણ જાતનું દર્દ ન કરે એવા થઈ જાય છે. લોહી પડતું બંધ થાય છે, શરીરમાં નવું લોહી આવે છે. પ્રકોપ પામેલો વાયુ શમન થાય છે, પાચનશક્તિ સુધરે છે અને તબીયત ઘણી સારી થાય છે.

ભીલામાની અંદર રહેલા મહાન ગુણોથી પૂર્વના મહર્ષિઓ જાણકાર હતા અને તેનામાં રહેલા અનેક ગુણોને લઈને ચરક, સુશ્રુત

વાગ્ભટ્ટ, શોઢલ, વૃન્દ, ચક્રદત્ત વગેરે ગ્રંથકર્તાઓએ એને રસાયન ગુણકારી માની જુદા જુદા વ્યાધિઓમાં ભીલામાના કલ્પ બનાવી ઉપયોગ કરવાની ભલામણ કરી છે.

સુશ્રુતમાં ભીલામાને હરસ—અર્શ માટે ઉપયોગ કરવાની ભલામણ કરે છે. ચિકિત્સા સ્થાન અ. ૬ માં:

" **भल्लातकानि परिपक्कानि अनुपहतानि आहृत्य एकमादाय द्विधा त्रिधा चतुर्धा वा छेदयित्वा कषाय कल्पेन विपाच्य कषायस्य शुक्ति मनुष्णां घृताभ्यक्त तालु जिह्वोष्ठः प्रातः प्रातः उपसेवेत् ततोऽपराह्ने क्षीरंसर्पिरोदन इत्याहारः एवं मेकैकं वर्धयेत यावतपञ्चेति ।** "

અર્થાત્ ભીલામાનાં ત્રણ ચાર કે પાંચ ટુકડા કરી ક્વાથ કરી હંમેશાં રોગીને ચાર તોલા ક્વાથનું સેવન કરાવવું. ક્વાથ પીતાં પહેલાં દરદીએ તાળવું હોઠ અને જીભ ઉપર ઘી ચોપડવું. ક્વાથ પ્રાતઃકાળમાં પીવો. ખોરાકમાં દૂધ, ઘી, કમોદના ચોખા વગેરે સ્નિગ્ધ ખોરાક લેવો. ૧ ભીલામાથી શરૂ કરીને પાંચ સુધી લેવાનું કહે છે.

કુષ્ટ રોગને મટાડવા માટે પણ સુશ્રુત જણાવે છે.

ભીલામાં આવા ઉત્તમ ગુણકારી હોવા છતાં આજની પ્રજા આવાં ઉત્તમ ઔષધથી વંચિત રહે છે તેનું કારણ એ છે કે પ્રજાનું મનોબળ ઘણું નબળું પડી ગયું છે અને ઈન્દ્રિયોની લોલુપતા એટલી હદ સુધી વધી ગઈ છે કે પરેજી પાળવાનું નામ આવ્યું એટલે ભડકી ઊઠે છે " વૈદ્યની દવા તો ભાઈ ભારે વહેમી. પરેજીની બહુ ખટખટઃ ન પાળીએ તો કાંઈનું કાંઈ થઈ જાય." આવી માન્યતા પ્રજામાં આજે પરેજીથી પર રહી, જે ખાવું હોય તે ખાજો કહેનાર થીઅરીનાં નિષ્ણાતોએ ફેલાવી દીધી છે.

ભીલામાં ખાનાર જો સાવધાની રાખી પરેજી ન પાળે તો ભીલામાં ફૂટી નીકળે છે એ માન્યતા સાવ સાચી છે. પરંતુ ભીલામા જેવું અમૃતસમ ઔષધ માત્ર પરેજી પાળવી પડે એથી ત્યાજ્ય કરવુ અને વ્યાધિગ્રસ્ત રહી જીંદગીભર રીબાવું એ કઇ જાતની સમજણ કહેવાય ?

ભીલામાનું ઔષધ સેવન કરનારે દહીં ન ખાવું, તડકામાં ન ફરવું, અગ્નિ પાસે ન બેસવું, તેલને ન ચોળવું, તેલમાં તળેલા પદાર્થો ન ખાવા, ઉજાગરો ન કરવા, સ્ત્રીસેવન ન કરવું, મીઠું ન ખાવું, માંસ–મચ્છી બેદાનું ભક્ષણ ન કરવુ.

ઉપરના પરેજીના પ્રકારને ધ્યાનમાં રાખી ભીલામાનું ઔષધ સેવન કરનારને યત્કિંચિત નુકસાન થતું નથી.

સામાન્ય રીતે વાતપ્રકૃતિ અને કફ પ્રકૃતિવાળાને ભીલામાનું ઔષધ માફક આવે છે. પિત્ત પ્રકૃતિનાને માફક આવતું નથી. છતા ઉપર બતાવેલો અવલેહ બધી પ્રકૃતિનાને માફક આવે છે. અંદર ઘી, દૂધ, સાકર અને મધ એટલા મોટા પ્રમાણમાં મિશ્રણ થયેલાં છે કે ભીલામાના પિત્ત ઉત્તેજીત અવગુણનું શમન કરે છે. ઔષધ લેનારે પરેજીની કાળજી રાખવી ઘટે. છતાં ભીલામાનો દોષ જણાય તો લીલું નાળિયેર ખાવાથી, નાળિયેરનું તેલ (કોપરેલ) લગાવવાથી શાન્તિ થાય છે.

## માજુને મસીયા

અકલકરો તો. ૫, મરી તો. ૭, રૂમીમસ્તકી તો. ૭, તજ તો. ૭, કેસર તો. ૩, એલચી દાણા તો. ૪, લવીંગ તો. ૧૦, જાયફળ તો. ૩, કસ્તુરી તો. ૦ા, શુદ્ધ ભાંગ તો. ૩. એ બધાંને ખાંડીને કપડછાણ કરી એમાં બદામનું તેલ તો. ૧૦ નાંખી પછી બધાં વસાણાંથી બમણું મધ નાખી મેળવી દેવું.

સવાર–સાંજ ૦। થી ૦ા તોલો દવા ચાટી ઉપર દૂધ પીવાથી મગજ પુષ્ટ થઇને વીર્યનો વધારો થાય છે. શક્તિ, સ્ફૂર્તિ આપવા

માટેનું આ એક ઉત્તમ ઔષધ છે. બેચેના અને અગ્નિમાંદ્યના દરદીએ વાપરવા જેવી ચીજ હોઈને બનાવી ઉપયોગ કરવાની ભલામણ કરીએ છીએ.

## માજુને કુવ્વતે બાહ

કાળી મુસળી, સફેદ મુસળી, શતાવરી, બદામનાં મીંજ, પીસ્તા. દરેક તો. ૧, ચારોળી, કપાસીયાનું મગજ, ખરબુચાનું મગજ, કાકડીનું મગજ, ચોપચીની દરેક તો. ૨, કાસની એલચીદાણા, એખરો, બાવળનો ગુંદર, ખાખરાનો ગુંદર, કડાયો ગુંદ, ચંદરસ, સાલમ, સકાકુલ, મિસરી, બમ્મન સફેદ, બમ્મન સુરેખ, સુખડ, રતાંજલી, તબાસીર, કાકનેજ દરેક તો. ૧. કેવડાના અર્ક શે. ૧, રૂપાનો વરખ તો. ૦ા, ગુલાબજળ શે. ૦ા. એ બધાંય વસાણાથી ત્રણ ગણી સાકર નાંખી પકવવાં. વસાણાંનો બારીક ભૂકો કરી ચાસણીમાં નાંખી ચાટવા જેવો અવલેહ થાય એટલે નીચે ઉતારી કાચની કે ચીનાઈ માટીની બરણીમાં ભરી લેવું

સવાર–સાંજ ૧ થી ૨ તોલા દવા ચાટી ઉપર દૂધ પીવું. એથી કામશક્તિ વધે. શરીર હૃષ્ટપુષ્ટ થાય, મગજ તર બને, એકંદર સર્વાંગ શક્તિદાતા ઉમદા ચીજ છે.

## રૂચીકારક ચાટણ

વરીયાળી તો. ૧, જીરૂ તો. ૧, કાળાંમરી તો. ૧, કાળી દ્રાક્ષ તો. ૫, નવી આમલીનો ગર તો ૩, સંચળ તો. ૧, પીંપર તો. ૨, સુંઠ તો. ૨, સિંધવ તો. ૧, ગોળ તો. ૫, મધ તો. ૧.

પ્રથમ ખાંડવા જેવી વસ્તુને ખાંડી કપડછાણ કરી દ્રાક્ષના ઠળીઆ કાઢીને ઝીણો વાટી પછી બધી વસ્તુ મેળવવી.

એકથી બે આનીભાર કે રૂચી પ્રમાણે દિવસમાં ત્રણ વખત ચાટવાથી મંદાગ્નિ, અજીર્ણ, અરૂચી મટાડી ખોરાક ઉપર રૂચી ઉપજાવે છે, સ્વાદમાં અતિ સ્વાદીષ્ટ બને છે.



# આસવ : અરિષ્ટ



## આયુર્વેદિક સાર્સાપરિલા

સારિવા તો. ૧૦, મોથ તો. ૧૦, લોદર તો. ૧૦, વડની વડવાઈ તો. ૧૦, પીપર તો. ૧૦, ષડકચુરો તો. ૧૦, અનંતમૂળ તો.૧૦, પદ્મક તો. ૧૦, વાળો તો. ૧૦, અજમો તો. ૧૦, તેજબળ તો. ૧૦, ઝીણી એલચી તો. ૨૦, મોટી એલચી તો. ૧૦, કઠ (ઉપલેટ) તો. ૧૦, સોનામુખી તો. ૧૦, મોટી હરડે તો. ૧૦, આમળાં તો. ૧૦, રતાંજલિનો વેર તો. ૧૦, સુખડનો વેર તો. ૧૦, ગુલાબનાં ફૂલ તો. ૧૦, ધાવડીનાં ફૂલ તો. ૧૦, કાળી દ્રાક્ષ શે. ૧૦, ગોળ શે. ૨૦, પાણી શે. ૩૦.

ઉપરની સઘળી ચીજોને ખાંડી આસવ બનાવવાની રીત પ્રમાણે આસવ તૈયાર કરવો અને તૈયાર થયા પછી બરણીમાં ભરીને જમીનમાં ખાડો ખોદીને એક મહિનો રહેવા દેવો. ત્યારબાદ કાઢી લઈને બાટલીઓ ભરવી.

જમ્યા પછી ૧ થી ૨॥ તોલા આસવ એટલું જ બીજું પાણી ઉમેરીને થોડા દિવસ નિયમિત લેવાથી શરીરમાં અજબ પરિવર્તન થાય છે. બગડેલું લોહી સુધરીને પ્રમેહ, ચાંદી, ટાંકી, વિસ્ફોટક વગેરેને મટાડે છે. બજારમાં વેચાતા સાર્સાપરિલા કરતાં હજાર દરજ્જે ચઢિયાતી ઉત્તમ ચીજ છે. પેટન્ટ કરવા જેવી વસ્તુ છે.

## ચંદ્રસુધા

ઉત્તમ સાચું ગુલાબજળ ૫૦ તોલા, મીઠા સંતરાનો રસ ૧૨ તોલા, કેવડાનો અર્ક તોલા ૨૫, હાઉમેર તોલો ૦ાા, ચૂનાનું પાણી (લાઈમવૉટર) તોલા ૨૫, કુલીંજન તો. ૨૫, કાગદી લીંબુનો રસ તો. ૨૫, અજમો તો. ૦ાા, પીંપર તો. ૦ાા, શેકેલી હીંગ તો. ૦ાા, લવીંગ તો. ૦ાા, જીરૂ તો. ૦ાા, સોડા બાઈકાર્બ તો. ૧, સુંઠ તો. ૦ાા, કેસર તો. ૦ા, સંચળ તો. ૧૦, ચિત્રકમૂળની છાલ તો. ૧, સુવા તો. ૦ાા, મરી તો. ૧, આદુનો રસ તો. ૧૦, સીંધાલુણ તો. ૧૫, પીપરમેન્ટ તો. ૧.

બધા રસો જુદા મેળવીને રાખવા. એની સાથે ગુલાબજળ, કેવડાજળ મેળવી દેવું. એની અંદર સંચળ, સીંધવ, સોડા બાઈકાર્બ નાંખવું. થોડોક ઉભરો આવશે, એથી મોટા કલાઈવાળા વાસણમાં મેળવવું. ઉભરો આવે ત્યાં સુધી હલાવ્યા કરવું, ઉભરો બેસી જાય ત્યાર પછી બાકીની ચીજોનું ખૂબ જ બારીક ચૂર્ણ કરી મેળવવું અને મોટા બાટલામાં ભરી લેવું. પ્રવાહી દવા તૈયાર થાય છે. એક બે દિવસ બાટલા ઉપર સખત કાગળનો બુચ મારવો અને દિવસમાં બે ત્રણ વખત દવા હલાવવી; ત્યાર પછી મજબુત બુચ મારવો.

નાના બચ્ચાને ૦ા થી ૦ાા તોલા અને મોટી ઉંમરનાને ૧ થી ૧ાા તોલો પાણી સાથે મેળવી પીવા આપવું, ખોરાક લીધા પછી અથવા જરૂર જણાય ત્યારે.

અજીર્ણને અંગે ઝાડા ઉલટી થતા હોય તે એક-બે ડોઝ આપતાં બંધ થાય છે. અનાજ જોતાં અભાવો આવતો હોય તે દૂર થાય છે. પેટમાં ભયંકર શૂળ આવતું હોય કે ચૂંક આવતી હોય તે બંધ થાય છે, દસ્તની કબજીયાત મટે છે, ખરાબ ઓડકારને બંધ કરે છે, પેટનો આફરો દૂર થાય છે, પેશાબ સાફ આવે છે, લિવર અને બરોલને સાજો છે, કોલેરાની પ્રથમાવસ્થામાં આપવાથી કોલેરા અટકી જાય

છે. પેટનો ગુલ્મ ગોળો ચઢવાથી દરદી ચીસો નાંખતો હોય ત્યારે એક જ ડોઝથી ચમત્કારિક લાભ જણાય છે. અને થોડો વખત ચાલુ રાખવાથી વાયુ ગોળો બંધ પડે છે. ગેસવાળાને ખોરાક લીધા પછી આપવાથી ગેસ થતો બંધ થાય છે અને બેચેની મટે છે.



## ભિલામા આસવ

ભીલામા શે. ૧૦, ગોળ મણ ૦ાા, પાણી મણ ૩, બાવળની છાલ શે. ૭, મરી શે. ૦।, સુંઠ શે. ૦।, બહેડાં શે. ૦।, અફીણ તો. ૫.

પ્રથમ ભીલામાંને ત્રણ દિવસ પાણીમાં પલાળવાં પછી ચોથે દિવસે બાવળની છાલ નાંખી પાંચમા દિવસે એમાં ગોળ નાંખવો. અને છઠ્ઠા દિવસે બધો જ મસાલો નાંખવો તથા મધ શે. ૦ાા નાંખવું. એ પછી ચૂલે ચડાવવું. ચોથા ભાગનું પાણી બળી ગયા પછી નીચે ઉતારી એમાં વજ તો. ૨ાા, લવીંગ તો. ૨ાા, જાવંત્રી તો. ૨ાા, તજ તો. ૨ાા, કેસર તો. ૧, કસ્તુરી તો. ૧, ગુલાબનું અત્તર તો. ૧. મેળવી ફરીથી ચૂલા પર ચડાવી એક ઉફાળો આવે ત્યાં સુધી રાખી નીચે ઉતારી લેવું અને સારી પેક મોઢાની બરણીમાં ભરી લેવું.

સવાર–સાંજ ૦ાા થી ૧ તોલો થોડું પાણી મેળવીને પીવાથી મગજનું ગાંડપણ અને બીજા રોગ, અપસ્માર, યોષાઅપસ્માર, આંખના રોગ, કોઢ, અંડવૃદ્ધિ, મગજની શૂન્યતા, બહેરાપણું, નપુંસકતા, જલંદર અને સંગ્રહણી જેવા વ્યાધિ મટે છે. બહુ જ વખાણવા લાયક પ્રયોગ છે.

## રક્તશોધક અરિષ્ટ

અનન્તમૂળ તો. ૪૦, કાળી દ્રાક્ષ તો. ૪૦, ઉશબો તો. ૨૦, કંચનારની છાલ તો. ૨૦, ખેરની છાલ તો. ૨૦, ચોપચીની તો. ૨૦, નાની ભોરીંગણી તો. ૧૦, ઇંદ્રામણીનાં મૂળ તો. ૧૦, સરસડાની છાલ તો. ૧૦, મજીઠ તો. ૧૦, કરિયાતું તો. ૧૦, પીતપાપડો તો. ૧૦, ગળો તો. ૧૦, ગોરખમુંડી તો. ૧૦, ઉન્નાબ તો. ૧૦, શતાવરી તો. ૧૦, બાવળની છાલ તો. ૧૦, જવાસાનાં મૂળ તો. ૧૦, દેવદાર તો. ૧૦, કડવા લીંબડાની છાલ તો. ૧૦, બકામ લીંબડાની છાલ તો. ૧૦.

બધી વસ્તુને બોરકૂટ ખાંડી નાંખવી. ૨૫૬૦ તોલા પાણીમાં નાંખી તપેલામાં ઉકાળી ચોથા ભાગનું પાણી રહેતાં કપડેથી ગાળી લેવું તેમાં સારી જાતનો ગોળ તો. ૨૦૦ અને ચોકખું મધ તો. ૧૦૦ નાંખી દેવું અને ધાવડીનાં ફૂલ તો. ૨૪ તથા સારી જાતનું સુખડનું ચૂર્ણ તો. ૧૨ તથા પીંપર, તજ, તમાલપત્ર, એલચી અને નાગકેસર બબ્બે તોલા લઇ ખાંડી અંદર ભેળવી માટીના રીઢા વાસણમાં ભરી ઉપર માટીનું ઢાંકણુ ઢાંકી માટીમાં કપડું ભીંજવી મોઢા ઉપર બાંધી ઉપર માટી છાંદી લઈ બંધ કરવું.

એક મહિનો રહેવા દઈ કાઢી લઈ ફરી ગાળી લેવું અને પેક વાસણમાં ભરી રાખવું.

બે થી ચાર તોલા આ દવા પાણી સાથે મેળવીને દિવસમાં બે થી ત્રણ વખત પીવાથી મનુષ્ય જ્યારે વિષમ ખોરાક લે છે ત્યારે રસવિપાકમાં વિક્રિયા થઈને લોહી અશુદ્ધ બને છે. અને આ રીતે લોહી અશુદ્ધ બનવાથી ચામડી ઉપર વિવિધ જાતના રોગો ફૂટી નીકળે છે.

ખસ, ખરજવું, લુખસ, દાદર, ફોડા, ફુનસી, કાળા ચકામા, ચળવળાટ, વૃષણ, કંડુ, યોનિકંડુ આ બધા ચામડી ઉપર થનારા જુદા જુદા વ્યાધિઓ લોહી બગાડ થવાથી થાય છે અને એને મટા-

કવા માટે ચામડી ઉપર વિવિધ જાતની દવાઓ લગાડે છે. કાર-બોલિક જેવા સાબુથી ન્હાય છે અને વળી કેટલીક વખત ડોકટર લખી આપે તો સારસાપરિલા જેવા દવા થોડોક વખત પી લે છે કે જે આ સારસાપરિલાની મોંઘી બાટલીઓમાં મુખ્યત્વે અનંતમૂળનો અર્ક અને પોટાસ સાઈટ્રસ જ હોય છે.

દરદીનું ધ્યાન જ નથી દોરવામાં આવતું કે તમે જે બેફામ રીતે રોજ ખાટા, ખારા, તીખા અને વિદાહી ખોરાક લ્યો છો તેનાં જ કારણે તમોને આ ચામડીનાં વ્યાધિ થાય છે અને વર્ષો થયા મટતા નથી માટે આહારમાં સંયમ રાખો પરેજી પાળવી જોઈએ.

પરેજી પાળવાનું દરદીને ગમતું નથી અને આજનો આધુનિક ચિકિત્સક પરેજી ઉપર બહુ ભાર પણ મૂકતો નથી. એને બીક રહે છે કે જો દરદીને આકરી પરેજી આપશું તો એ આપણો દરદી મટી જઈને બીજી જગ્યાએ ચાલ્યો જશે. આથી દરદ મટતું નથી અને દવાએ આળસતી નથી. વૈદ્ય ડૉકટરોને આવા દરદીઓ બાંધ્યા ભાવે મળતા જ રહે છે.

ચરી ન પાળે રોગી તો, શું ઔષધથી કામ?
ચરી જો પાળે રોગી તો, શું ઔષધથી કામ?

કહેવાનો હેતુ એ છે કે વ્યાધિને મટાડવા ઔષધની જેટલી જરૂર છે તેથીયે વધીને મિથ્યા અથવા વિષમ આહારને સમજીને નિયમિત કરવાની જરૂર હોય છે.

ચામડીના ઉપર બતાવેલા વ્યાધિવાળાએ ખાસ કરીને તો તેલ, મરચાં, ખટાશની સંપૂર્ણ પરેજી પાળવી જોઈએ અને બને તો મીઠું પણ બંધ કરીને એકલાં દૂધ, ભાત, રોટલી, પુરી અને થોડીક સાકર એટલો જ ખોરાક લઈ રક્તશુદ્ધિ માટે દવા લે તો લોહી બગડવાને કારણે થએલા ચામડીનાં વ્યાધિ અવશ્ય દૂર થાય છે.

ઉપર જણાવેલા વ્યાધિઓ તો ચામડીનાં સામાન્ય વ્યાધિઓ છે. પરંતુ જેઓને ઉપદંશ (સિફિલિસ) થઈ ગયા પછી અને સ્થાનિક જગ્યાએ મટયા પછી ઉપદંશનું ઝેર લોહીમાં રહી જાય છે તથા શરીર ઉપર લાલ કાળાં ચકામાં નીકળવા માંડે છે. ઉપદંશ થયાને પાંચ દશ વરસ થઈ ગયાં હોય તો પણ અચાનક ચામડી ઉપર આ રીતે ઉપદંશજનિત દુષ્ટ રોગોની શરૂઆત થાય છે. એ જ રીતે પ્રમેહ થઈ ગયા પછી પ્રમેહનું વિષ શરીરમાં રહેવાને પરિણામે લોહી બગડે છે અને પ્રમેહપીટિકાની ફોલ્લીઓ, વૃષણ ઉપર ખજવાળ તથા મૂઢ ફૂટે નહિ અને પાકે પણ નહિ એવાં સખત ફોડાં નીકળે છે. ઉપદંશવાળાને કદાચ ચામડી ઉપર દર્દ નથી નીકળતું તો સાંધાઓ પકડે છે અને સંધિવાત જેવું દર્દ થઈ આવે છે. પરંતુ ઉપરથી જણાતું સંધિવાતનું દર્દ ખરી રીતે ઉપદંશ થઈ ગયા પછીનો ઉપદ્રવ હોય છે. આ રીતે ઉપદંશ થઈ ગયેલા દર્દીને જ્યારે ચામડી ઉપર ચાઠાં ચકામાં વગેરે નીકળે છે ત્યારે તેને મીઠું, તેલ, મરચું, ખટાશ બંધ કરાવી આ અરિષ્ટ શરૂ કરવાથી અને લાગઠ એક બે માસ આપવાથી લોહી સુધરવા લાગે છે અને ચામડી ઉપરના ડાઘ, ચાઠાં વગેરે અદૃશ્ય થાય છે.

મહામંજીષ્ઠાદિ ક્વાથ જેવા આયુર્વેદિક બનાવટના ઉકાળાઓ જરૂર સારૂં કામ કરે છે અને રક્તશુદ્ધિ પણ કરી આપે છે: પરંતુ આજના પ્રવૃત્તિમય જમાનામાં શહેરી જીવન અને ધમાલિયા ઘરસંસારના વાતાવરણમાં માણસો રોજના ઉકાળા બનાવવાની ખટપટને પસંદ કરતા નથી.

લોકોની આ રૂચિને લક્ષમાં લઈ કેટલીક ફાર્મસીઓએ મંજીષ્ઠાદિક ક્વાથ જેવાં ઔષધોને પ્રવાહી રૂપમાં—બગડે નહિ તેવા રૂપમાં તૈયાર કરીને વેચવા માંડયાં છે અને એ ક્વાથો દેશી હોવા છતાં લાંબો વખત બગડે નહિ તે માટે અંગ્રેજી ટીંક્ચર પદ્ધતિ પ્રમાણે

અંદર રેકિટફાઈડ સ્પિરિટ ઉમેરવામાં આવે છે. તેથી કાઢાના મૂળ ગુણુ અને સ્વરૂપમાં ફેરફાર થઈ જતો હોવાથી જોઈએ તે રૂપમાં ગુણુ કરતો નથી.

ખરી રીતે ઉકાળા-કાઢા તો તાજી વનસ્પતિને રોજેરોજ ઉકાળી બનાવી પીવામાં આવે તો જ યથાલાભ થઈ શકે છે અને તેથી તો અનેક વ્યાધિ દૂર થાય છે. પરંતુ એ કાઢા બનાવવાની ખટપટથી દૂર રહેવાની જ જો ઇચ્છા છે તો પછી આ પુરાતન રીતે અરિષ્ટ પદ્ધતિ વધુ શ્રેષ્ઠ જણાય છે.

અરિષ્ટ પદ્ધતિથી તૈયાર થયેલું પ્રવાહી ઔષધ લાંબા વખત સુધી બગડતું નથી કારણુ કે એ ઔષધની બનાવટ એવી જાતની છે કે તેમાં આપોઆપ આલ્કોહોલ પેદા થાય છે અને એથી પ્રવાહીમાં ફેરફાર કે વિકાર થતો નથી. વળી આ રીતે અરિષ્ટમાં પેદા થયેલું આલ્કોહોલ રેકિટફાઈડ સ્પિરીટ ( દારૂ )થી નિરાળું છે અને તે દરદીનાં જ્ઞાનતંતુ ઉપર માદક અસર નિપજાવતું નથી. જ્યારે બીજી પદ્ધતિથી તૈયાર કરેલા સ્પિરીટો માદક અસર કરે છે.

આમ લખીને બીજી પદ્ધતિ અથવા થીઅરીને ઉતારી પાડવાનો મારો ઈરાદો નથી. મને તો મારા અનુભવથી જે સાચું લાગ્યું તે જણાવ્યું છે અને ફરી આગ્રહ કરૂં છું કે તાજી વનસ્પતિનો ઉકાળો બનાવી લેવો શ્રેષ્ઠ છે અથવા તો પછી અરિષ્ટના રૂપમાં લેવો જોઈએ.

## લશુનાસવ

ચોકખું ફોતરા વિનાનું લસણુ શે. ૫, સમેરવાનાં મૂળ તો. ૧૦, બેઠા સમેરવાનાં મૂળ તો. ૧૦, બીલીનાં મૂળ તો. ૧૦, અરણીનાં મૂળ તો. ૧૦, ગોખરૂનાં મૂળ તો. ૧૦, બેઠી રીંગણીનાં મૂળ ૧૦, ઊભી સંભણીનાં મૂળ તો. ૧૦, શીવણુનાં મૂળ તો. ૧૦, ..ા મૂળ તો. ૧૦, સુંઠ તો. ૩, પીંપર તો. ૩, મરી તો. ૩,

હીંગ તો. ૩, હરડે તો. ૪, ચામડાની રાખ તો. ૫. બધી વસ્તુઓને ખાંડી બે મણુ પાણીમાં ઉકાળી પચીશ શેર પાણી રહે એટલે ગાળી લઈને એમાં ગોળ શે. ૧૫, હીંગ તો. ૧૦ નાંખી બરણીમાં ભરી એક માસ રાખી મૂકવું.

દિવસમાં બે વખત ૧॥ થી ૨॥ તોલા દવા પાણી સાથે મેળવીને પીવાથી હિસ્ટીરીયા, ઉન્માદ, અપસ્માર, ગેસ વગેરે વાતપ્રધાન દરદો સારાં થાય છે.

## શિશુ સંજીવન

કાળી દ્રાક્ષ મણુ ૧ ને કચરી, વાટી તેમાં પાણી મણુ ૨ નાંખી બે દિવસ પલાળી રાખ્યા પછી એમાં ધાવડીનાં ફૂલ શે. ૨॥, હરડે દળ, અતિવિષની કળી, આસંધ, શતાવરી, કાકડાશીંગી, એલચી, લીંડી પીપર, ઓપચીની, મરી, સુંઠ, મજીઠ, લવીંગ, સુખડ. કપુરકાચલી, વાવડીંગ, ધાણા, તુલસીનાં પાન, દેવદાર. એ દરેક તો. ૧૨, મધ શે. ૧૦, સીતાબનાં પાન તો. ૪, અરડુશીનાં લીલાં પાન તો. ૨૦, લોહભસ્મ તો. ૧૦, હાથલા થોરના લીલા ડોડવાનો રસ શે. ૨॥, દેશી સાકર શે ૨૦, સોનાનો વરખ તો. ૧. એ બધાંને મેળવી પીપમાં ભરી રાખવું અને મોઢું બંધ કરી દોઢ માસ રાખી મૂકવું. દર ત્રીજે દિવસે પીપને હલાવવું. બાદ ગાળીને વાપરવું.

૦। થી ૦॥ તોલો દવા જોઈતા પ્રમાણુ સાથે મેળવી દિવસમાં બે વખત આપવાથી બાળકોના બધા રોગો મટે, સુકતાન સારા થાય, દુબળું બાળક હૃષ્ટપુષ્ટ બને છે. બજારૂ બાલામૃત કરતાં તો આ અનેકગણી ચડિયાતી વસ્તુ છે.

## સૂકી ખાંસીનો કાઢો

ગુલેબનફસા, હંસરાજ, જેઠીમધના મૂળની છાલ એ ત્રણ વસ્તુ દરેક ચાર તોલા, ખતમીન બીજ તથા અળશી બન્ને વસ્તુ બબ્બે તોલા અને ઉનાબ એક તોલો.

બધી ચીજ સાફ કરી ખાંડીને બોરકૂટ જેવો ભૂકો બનાવી ડબ્બો ભરી રાખવો.

દોઢ તોલા ભૂકાને ૨૦ તોલા પાણીમાં ઉકાળી પાંચ તોલા બાકી રહેતાં કપડે ગાળી એક ચમચો મધ નાંખી મેળવી પી જવું. સાંજે ફરી કાઢો કરીને આપવાથી ખાંસી થવાનાં અનેક કારણો છે પરંતુ સામાન્ય ઋતુનો ફેરફાર થવાથી થયેલી ખાંસી ચાર–આઠ દિવસમાં થોડીક પરેજી અને સંભાળ લેવાથી મટી જાય છે.

પરંતુ કેટલાક દરદીને બહુ ભયંકર ખાંસી થઇ આવે છે. જેને વૈદકશાસ્ત્ર સૂકી ખાંસી અથવા કાસ કહે છે. આની પાછળ જેમ કારણો ઘણાં હોય છે તેમ એના વાતાદિક દોષો પ્રકોપ પામેલા પણ હોય છે. પરંતુ અત્રે એ ચર્ચામાં ઉતરવું ઠીક નથી. માત્ર એટલું જ ધ્યાન ખેંચવાનું છે કે જે ખાંસી શ્વાસનળીમાં સોજો આવવાથી, ગળું આળું થઈ જવાથી થઈ આવે છે. ઘણા દરદીઓને કાકડા ફૂલી આવે છે અને ગળાનો આખો ભાગ આળો થઇ જાય છે. ખાંસી આવતા પહેલાં ગળામાં વવળાટ અને ઝીણી ઝીણી ખુજલી જેવું થાય છે. અને ઠાંસો આવ્યા કરે છે. કફ બિલકુલ નથી આવતો પણ બસ ધાંસ–ખાંસી આવ્યા જ કરે છે. ઘણા દરદીઓ રાત બધી ધાંસ્યા જ કરે છે, ગળાની હાલત એટલી નાજુક બની ગઇ હોય છે કે દવા જરા પણ તીખાશવાળી, ક્ષારવાળી કે ગરમ હોય છે તો દવા લેતાંની સાથે ખાંસી વધી જાય છે અને દરદી ત્રાહી ત્રાહી પોકારી જાય છે. કેટલીક વખત તો અણસમજે ચિકિત્સક આવા દરદીને શિતોપલાદિ ચૂર્ણ, સાબરશૃંગ કે અભ્રક આપે છે તો ખાંસીનું પ્રમાણ અનેકગણું વધી જઇને દરદી તોબાહ પોકારી જાય છે તથા ગળું છોલાઈને કેટલીક વખત થુંક સાથે લોહી પણ આવે છે. ક્ષયના દરદીને પણ આવી જ જાતની ખાંસી કેટલીક વખત હોય છે અને ગળાનો ભાગ ખાંસી આવવાથી આળો બની ગયો હોય છે.

આવી જાતની ખાંસી માટે આ કાઢો ઘણો જ ઉત્તમ છે. શામક ગુણ ધરાવવાની સાથે ગળાને સુંવાળું રાખે છે, આળસ ઓછી થાય છે તથા ગળામાં જામતી ચીકાશ અને એ ચીકાશને કારણે પેદા થતી ખાંસી બંધ કરે છે. જેઠીમધનો તથા અળસીનો કફને કોમળ બનાવી બહાર કાઢી નાખવાનો ગુણ છે છતાં ગળામાં ચરચરાટ (ઇરીટેશન) થતો નથી.

કેટલાક દિવસ કાઢો ચાલુ રાખવાથી ગળું આવી ગયું હોય છે તે ઓછું થાય છે અને ઉપડેલા ઠાકડા બેસી જાય છે. સૂકાયેલો કફ લીલો થઈને ખાંસીનું ઠસકું આવતાં બહાર નીકળી જાય છે જેથી ખાંસીનો વળ ચઢતો બંધ થાય છે.

કાઢામાં બતાવેલી ઔષધિ સાચી સારી તાજી અને કાળજીપૂર્વકની લેવી જોઈએ. માત્ર ગાંધીના વિશ્વાસે નહિ રહેતાં પોતાને દવા ઓળખવાનો મહાવરો હોવો જોઈએ અથવા ઓળખનારને બતાવી વાપરવી જોઈએ.



# અર્ક



## અર્ક લવણ

આકડાનાં પાકેલા પાન શે. ૧, મીઠું શે. ૦। લઈ એક માટલામાં ભરીને થર ઉપર થર કરીને મોઢા ઉપર કપડમટ્ટી કરીને ગજપુટનો અગ્નિ આપવો. ઠંડુ થયેથી બહાર કાઢીને બારીક વાટી પેક કરીને બાટલીમાં ભરવું.

## ગાજરનો અર્ક

સારી જાતના ગાજર તો. ૮૦, ગાવજવાં તો. ૧૦, ગાવજવાંના ફૂલ તો. ૫, સફેદ ચંદન તો. ૫, તોદરી લાલ તો. ૫, બમન સફેદ તો. ૫.

ઉપરની વસ્તુ ખાંડી નાંખવી અને ગાજરને છુંદીને સોળ શેર પાણીમાં સાંજે પલાળી હાથથી ખૂબ ચોળી રહેવા દેવું. બાર કલાક બાદ સવારમાં નલિકાયંત્રમાં ભરી (ભપકો) ચાર રતલ અર્ક ખેંચી લેવો.

એકથી બે તોલા દિવસમાં ત્રણ વખત આપવાથી હૃદયનો ધડકો (પલ્પીટેશન), શરીરની નિર્બળતા તથા મંદાગ્નિને દૂર કરે છે. વાતવાહિનીઓ બળવાન બને છે, પેશાબ સાફ લાવે છે, હેડકી, અર્શ, સોજા, અતિસાર, કમળો વગેરે વ્યાધિઓમાં આ અર્ક સારું કામ આપે છે. માત્ર જેના પેટમાં ગર્ભ હોય તેવી સ્ત્રીઓને આ અર્ક ન આપવો જોઈએ.

મારી પાસે પાંચથી બાર વરસની ઉંમરનાં કેટલાક એવા કેસો છોકરા તથા છોકરીઓના લાવવામાં આવેલા કે જે છોકરાં માટે મા-બાપ દૂધ,ઘી, અનેક પ્રકારનાં પાકાં ફળફળાદિ એટલા બધા સારા ખોરાકો આપે તો પણ શરીર સારૂં થાય જ નહિ. એકદમ દુબળાં, સુકાં અને નિર્બળ રહે એટલું જ નહિ પણ દોડતાં, હસતાં કે દાદરો ચઢતાં એના હૃદય ઉપર હાથ રાખીએ તો હૃદય જોરથી દોડતું હોય, થડકો, કેટલાક બાળકોને તો કપડું કાઢી નાંખી નરી આંખે જોઈ શકાય એમ હૃદય ઉછળતું જણાય, ઉપરાંત આવા બાળકો જે જગ્યાએ પેશાબ કરે તે જગ્યાએ સફેદ ડાઘ પડી રહે અને પેશાબ પીળો હોય.

આવી જાતનાં બાળકોને શરીર સુધારવા કોઈક ઉત્તેજક ( સ્ટીમ્યુલેટીંગ ) દવાઓ આપવામાં આવે તો શરીર વધુ કૃષ બને અને હૃદયનો થડકો વધી જાય તથા શરીર વધુ તવાઈ જાય. ત્યારે એના માતાપિતા સારી દવા અને સારા વૈદ્યને શોધવામાં અને બાળકની તબિયત સુધારવાને વળી વધુ આકરા ઇલાજો અને વધુ નાણાંનો વ્યય કરે છે.

કેટલાક બાળકો માતાના ઉદરમાંથી જ નબળો બાંધો લઈને જન્મ્યાં હોય છે. જ્યારે કેટલાંક બાળકોને બાલ્યકાળમાં મળવી જોઇતી આવજત અને દેખભાળના અભાવે એમના શરીરની રચના અને વિકાસ તથા બાંધામાં ખામી હોય છે. ઉપરાંત એમનાં પાચક અવયવો સંપૂર્ણ કામ બજાવી શકતાં નથી. કિડની પૂરતા પ્રમાણમાં લોહીમાંથી વિષારિ તત્ત્વો પેશાબમાં ખેંચી શકતી નથી. આના પરિણામે હૃદય નિર્બળ બને છે અને આવી જાતનાં છોકરાં દુર્બળ હૃદયનાં, થડકાવાળાં અને સુકા, બાંધા વગરના રહે છે.

એ બાળકોની હોજરી, આંતરડા વગેરે અવયવો એટલાં નાજુક હોય છે કે જરા સરખાં સખત દ્રવ્યોવાળી દવા એમને આપવાથી લાભને બદલે નુકસાન કરે છે અને શરીરને તપાવી નાંખે છે.

આવા પ્રકારનાં બાળકો માટે આ અર્ક ઘણું ઉમદા કાર્ય બજાવે છે. ગાજરમાં રહેલાં તત્ત્વો અલૌકિક શક્તિશાળી ગુણ આપનારાં છે અને તેની સાથે મૂકવામાં આવેલા બીજા પદાર્થો પણ એના સહયોગી બનીને સારો ગુણ બતાવે છે. અર્ક આપવાથી બાળકોએ લીધેલો ખોરાક પચવા લાગે છે અને મળ બરાબર સાફ થાય છે. પેશાબ સાફ આવે છે અને લોહીમાંથી વિષારિ તત્ત્વોનો નિકાલ થતો રહેવાથી તથા વિશુદ્ધ લોહી હૃદયને મળવાથી હૃદયનો થડકો ઓછો થાય છે અને નવાં લાલ રજકણો લોહીમાં વધે છે તેથી બાળકના શરીરમાં નવા લોહીનો સંચાર થતો જોવામાં આવે છે.

અર્ધ સમજણવાળા આવા બાળકો ઘણાં હઠીલા હોય છે અને તેથી બેસ્વાદ કે કડવી કસાયેલી દવાઓ હજાર પ્રયત્ન કરવા છતાં એ લેતાં નથી જ્યારે આ અર્ક સહેલાઈથી બાળક પી જાય એવા સ્વાદનો હોય છે અને માત્ર પાણી જેવી જ દવા હોવાથી આસાનીથી બાળક એને લઈ શકે છે.

પાચનક્રિયા ઉપર આ અર્કની સુંદર અસર નિપજતી હોવાથી પાચનક્રિયાની ગરબડના પરિણામે પેદા થયેલા અર્શને પણ મટાડે છે. એકંદર રીતે ઔષધ સંપૂર્ણ નિર્ભય, આબાલવૃદ્ધ સૌ્વળાંને વિના સંકોચ આપી શકાય તેવું છે છતાં ખર્ચ તદ્દન નજીવો આવે છે.

## જ્વરારિ અર્ક

સારૂં તાજું કરીઆતું તો. ૨૦ અને કડુ, લીમડાની છાલ, સુંઠ હરડે, ધમાસો, પટોલપત્ર, રતાંજલિ, નાગરમોથ, વાળો, સપ્તવર્ણની છાલ અને ગળો. એ બધાં ઔષધો તાજાં મળે તો લીલાં, ન મળે તે સૂકાં દરેક વીશ વીશ તોલા લેવાં અને તેને અધકચરાં ખાંડી પાણી મણ ૨ ( ૮૦ રતલ )માં રાત્રે પલાળી રાખવાં. સવારે ચૂલે ચઢાવી ત્રણ ચાર ઉભરા આવે તેટલું ઉકાળી નીચે ઉતારી નલિકાયંત્ર ( ભપકા )માં ભરી દશ રતલ અર્ક ખેંચી લેવો.

દર ટંકે રાા તોલા અર્ક પાઈ દેવો. દિવસમાં ત્રણ વખત અપાય. શરીરમાં તાવ હોય અથવા ઉતરી ગયો હોય બન્ને અવસ્થામાં આપી શકાય. ખાસ કરીને મેલેરિયા ( વિષમજ્વર ) ક્રોનિક મેલેરિયા ( જીર્ણજ્વર )ની નવી કે જૂની સ્થિતિમાં વિના સંકોચે આપી શકાય તેવી દવા છે.

આજે તો હિન્દુસ્થાનભરમાં મેલેરિયાનું સામ્રાજ્ય વ્યાપી ગયું છે એમ કહીએ તોયે ચાલે. પ્રથમ તો આ તાવ મોસમી ગણાતો એટલે ભાદરવો કે આસો માસમાં આ તાવનો ઉપદ્રવ વધતો. કારણ કે ચોમાસું ગયા પછી ભરાઈ રહેલાં, પાણી પિત્તને પ્રકોપ કરનારી ઋતુ અને મચ્છરના ઉપદ્રવને લઈ આ ઋતુ મોસમી તાવની મોસમ ગણાતી.

પણ હમણાં હમણાં છેલ્લા ૨૫ વર્ષથી તો મેલેરિયા તાવ મોસમી નથી રહ્યો. એ તો રમતો રામ! હર કોઇ ઋતુમાં આવે છે અને અનેક વ્યાધિનાં મૂળ માનવશરીરમાં એ નાંખે છે.

એનું કારણ માનવોની રોગહરા શક્તિ ઘટી ગઈ હોય કે પછી મચ્છરનાં કુળને ચિરંજીવી પદનું વરદાન મળી ગયું હોય કે માણસોએ આહારવિહારનાં જ્ઞાન અને વર્તનનું દેવાળું કાઢયું હોય. બીજું કશું નહિ તો માનવી ઘડીના છઠ્ઠા ભાગમાં મેલેરિયા તાવથી પટકાઈ પડે છે.

અને તાવ આવ્યો એટલે ડોકટરોનું અમોઘ શસ્ત્ર મેગસલ્ફનાં પાતળા ઝાડા અને પછી કિવનાઈન : કિવનાઈન ન મળ્યું તો પીળી ટીકડીઓ : અને એથી તાવ અટકે છે, દરદી હરતો ફરતો ખાતોપીતો થાય છે. પાંચપંદર દિવસ જાય છે અને વળી પાછો તાવમાં પટકાય છે. ડોકટરો નિદાન કરે છેઃ 'ભાઈ આ તો ક્રોનિક મેલેરિયા છે.'

વૈદકશાસ્ત્રમાં રોજીદો, એકાંતરિયો, ચોથીયો એમ આ મેલેરિયાનાં ( વિષમજ્વર )નાં અનેક પ્રકારો ગણાવ્યા છે પરંતુ એ બતા-

વેલા પ્રકારથીએ ઉપરવટ જઈને આજે તાવનાં એવા દરદીઓ જોયા છે કે નવ દિવસ પૂરા થાય ને દશમા દિવસે તાવ આવીને ઊભો હોય. ચૌદ દિવસ પૂરા થાય ને પંદરમે દિવસે તાવ આવીને ઉભો હોય. ક્વિનાઇનિનાં ઈજંકશન અને આજનાં વિજ્ઞાનની નવી શોધની ટેબ્લેટો શરીર પીળું પાડી દે છે પણ તાવ નથી અટકતો.

આવી જાતના તાવ માત્ર તાવ જ નથી રહેતા. પણ પછી તો લિવર, બરોલ, ફીકાશ, પાંડુ, મંદાગ્નિ, અપચન અને શરીરનો તપારો. તેના વજનનું ઘટી જવું આ દર્દો સાથે હોય છે. દરદી ચીડીઓ બનીને વૈદ્ય ડોકટરોને બદલાવતો ફરતો હોય છે. દરદ વધતું હોય છે અને અને એવા સંજોગમાં શરદી થઈ અને થોડી ખાંસીની શરૂઆત થઈ ગઇ તો દરદી અને ચિકિત્સક પેલા પહાડી રોગ તરફ જોવા લાગે છે—"આ તો નહિં હોય!" આ એટલે ક્ષયઃ ટી. બી.

આ મેલેરિયા અને તેમાંથી થતા ક્રોનિક મેલેરિયામાં એકલા રોગનો જ વાંક છે એમ નથી. થોડોક ચિકિત્સકનો પણ દોષ છે કે તે દરદીને સાવધાન–સાવચેત નથી બનાવતા અને મેલેરિયાની શરૂઆતથી જ એ વ્યાધિનું પદ્ધતિસર જે લંઘન, શોધન, પાચન અને જ્વરઘ્નના પ્રકારની રીતે ચિકિત્સા થવી જોઇએ તે થતો નથી. જો કે તેમાં દરદીની સાજા થવાની અણછાજતી ઉતાવળ પણ હોય છે.

કહેવાનો હેતુ એ છે કે મેલેરિયા અને મેલેરિયા બગડયા પછીનો વિષમજ્વર (ક્રોનિક મેલેરિયા) જીર્ણજ્વર એ બધામાં આ અર્ક અમૃત સમાન કામ આપે છે.

ઘણું કરીને નવીન જ્વરમાં તાવ ઉતારવા માટે જે ઔષધો આપવામાં આવે છે તે સ્વેદલ ગુણવાળાં હોય છે એટલે પસીનો લાવીને તાવ ઉતારવામાં આવે ત્યારે હૃદય કમજોર બને છે. આવા જીર્ણ વ્યાધિવાળાને હૃદય કમજોર બનાવે તેવું ઔષધ સીધું કે આડકતરૂં આપવું એ ભયાનક ગણાય.

આ અર્ક હૃદયને જરાપણ કમજોર બનાવ્યા સિવાય તાવને ઉતારે છે અને અટકાવે છે. લોહી અને પેશાબનું સંશોધન થવાથી ઊંડે ઊંડે જડ ઘાલી બેઠેલાં મેલેરિયાનાં જંતુને નાબુદ કરે છે અને વારંવાર ઉથલા ખાઈ આવતો તાવ અટકી જાય છે. આ અર્ક સ્ત્રી-પુરુષ અને બાળક બધાંને નિર્ભય રીતે આપી શકાય છે, અને ધીરે ધીરે પણ સારૂં કામ કરે છે.

આજના દોડતા જમાનામાં મનુષ્યો જેટલા રોગ અટકાવવાના ઉપાયો તરફ બેદરકાર છે તેટલા જ રોગ થયા પછી તેને જલદી મટાડવા માટે ઉતાવળીયા છે. આ અણુઘટતી ઉતાવળને લઈને કેટલીક વખત એવાં ઔષધો લે છે કે એક વ્યાધિ મટાડવા જતાં બીજા અનેક વ્યાધિ પેદા થાય છે માટે દરદી અને ચિકિત્સકે ધીરજ રાખી આવાં વનસ્પતિમાંથી તૈયાર થતાં નિર્ભય ઔષધો વાપરવાનો આગ્રહ રાખવો ઘટે.



# સોગઠી



## દરાજની સોગઠી

માયુફળ, એળીઓ, ખડીઓખાર, બાવળનો ગુંદર, સાકર, બાવચી. એ સર્વ વસ્તુ સમભાગ લઈને ખાંડી વસ્ત્રગાળ કરી પાણીમાં મેળવી સોગઠી બનાવી લેવી.

કાળી અથવા લાલ કોઈ પણ પ્રકારની દરાજ ઉપર પાણીમાં ઘસી ચોપડવાથી દરાજ મટે છે.

## શ્વેત કુષ્ઠહરી સોગઠી

હાથીની લાદને સૂકવીને રાખ કરવી. ત્યાર પછી એમાં હાથીનું મૂત્ર નાંખીને ક્ષાર કાઢવો. દશ વખત એના એ જ મૂત્રમાં નવી રાખ નાંખવી એટલે એમાં ક્ષાર આવી જશે. એ મૂત્ર દશ રતલ હોય તો એક રતલ બાવચીનો બારીક ભૂકો એમાં નાંખીને પકાવવું. ઘાટું થઈ જાય એટલે સોગઠી વાળવી.

સફેદ કોઢનાં ચાઠાં ઉપર દિવસમાં બે વખત પાણી સાથે ઘસીને ચોપડવાથી ચામડી સારી થઈ જાય છે.



# મલમ અને લેપો

## તડકાનો મલમ

પારદ તો. ૩, ગંધક તો. ૩, શેરી લોબાન તો. ૩, ગુજર તો. ૩, ગુગળ તો. ૩, કોડીયો લોબાન તો. ૩, દેશી કપુર તો. ૧૮. પ્રથમ પારદ ગંધકની કજ્જલી કરીને બાકીનાં વસાણાં જુદાં જુદાં વાટવાં. પછી કપુરને ખરલમાં નાંખી તે ખરલને ચૈત્ર–વૈશાખના ધોમ તાપમાં મૂકીને તડકેજ ઘૂંટવા માંડવું. થોડીવારે એમાં શેરી લોબાન નાખવો અને ઘૂંટવું. પછી ગુજર, ગુગળ, લોબાન અને છેવટે પારા ગંધકની કજ્જલી એમ અનુક્રમે મેળવતા જવું અને ઘૂંટતા જવું. ઘૂટતાં ઘૂટતાં મલમ જેવો નરમ લોંદો થાય એને રાખી મૂકવો.

આ મલમની પટ્ટીથી કઠણ ગાંઠ પીગળે છે, પાકે છે અને પાકેલી હોય તો રૂઝાઈ જાય છે. કંઠમાળ અને ગલગંડ જેવા વ્યાધિઓમાં પણ ફાયદો કરે છે. બદ જેવા ગઠિવાળા વ્યાધિ આ એક જ મલમથી સારા થએલા છે.

## ગ્રન્થિહર મલમ

પારદ, ગંધક, સિંદૂર, રેવંચીનો શીરો, આહન, સરગવાનાં બી અને સરસવ એ દરેક તો. ૧૦, રાળ તો. ૫, મીણ તો. ૧૦, લીંબોળી અથવા કરંજીયાનું તેલ તો. ૪૦. ખાંડવા જેવી વસ્તુનું ખાંડીને બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરી. તેલને ગરમ કરી, મીણ મેળવી સઘળી વસ્તુનો વિધિસર મલમ બનાવવો.

ગમે તે જાતની ગાંઠ, ગડગુમડ, વ્રણ, ધારાં, ચાંદાં વગેરે ઉપર પટ્ટી લગાવવાથી ગાંઠ હોય તો ઓગળી જાય છે અને પાક ઉપર ચડેલાં વ્રણો ફૂટીને આ મલમથીજ રૂઝ આવી જાય છે.

## મદન વિલાસ લેપ

સફેદ કરેણનાં મૂળની છાલ, માલકાંકરીનાં બી, ખીરઅહોટી (ગોકળગાય નામનાં જીવડાં) ધતુરાનાં બી, ખોરાસાની અજમો, અફીણ, વછનાગ, જાયફળ, જાવંત્રી એ સઘળી વસ્તુ સમાન ભાગે લઇને વસ્ત્રગાળ કરીને માખણમાં મેળવીને લેપ તૈયાર કરવો.

ઉપરનો લેપ પુરુષોએ પોતાની ઇંદ્રીના ફૂલનો ભાગ છોડી દઇને બાકીના ભાગ ઉપર માલીશ કરવો. જેથી ઇંદ્રીની શિથિલતા, હાથ-રસથી આવેલી નસોની કમજોરી નાબૂદ થઈને એ ભાગ સુદૃઢ બને છે. વિશેષ ગુણ માટે માલીશ કર્યા પછી એ ભાગ ઉપર ચેવલી પાન (એક જાતનું નાગરવેલનું પાન) બાંધીને રાત્રિભર સુઇ રહેવું, એકવીશ દિવસનો પ્રયોગ કરવો. ઇંદ્રી ઉપર ફોલ્લીઓ થઈ આવે તો લેપ બંધ કરીને ધોએલું ઘી ચોપડવું, બ્રહ્મચર્ય પાળવું.

## સંધાનક લેપ

એળીયો, હીરાબોળ, ગુગળ, કુંદરૂ, રૂમીમસ્તકી, ઉસારે રેવન, મેંદાલકડી, આંબાહળદર, સાજીખાર, લોદર અને સરેસ. એ દરેક વસ્તુ સરખા વજને લઈ ખાંડી રાખવી. જરૂર હોય ત્યારે તાજી દવા તૈયાર કરવી. જુની થઇ જવાથી ગુણ કરતી નથી.

જરૂરીયાત જેટલો ભૂકો લઈને પાણી સાથે નાખી, ચૂલા ઉપર ગરમ કરવો. પાણી બળતાં શીરા જેવો જાડો થાય એટલો વખત ગરમ થવા દેવું અને દુખતા, ભાગેલાં કે ઉતરી ગયેલાં અંગ ઉપર લેપ કરવાથી સાંધો સંધાઈ જાય છે.

અચાનક અકસ્માતને કારણે ઘણી વખત શરીર ઉપર ચોટ વાગે છે અને શરીરનું હાડકું તૂટી જાય છે અથવા સાંધો ઉતરી જાય છે

તે વખતે અસહ્ય વેદના થઈ આવે છે અને સોજો ચડી જાય છે. આ વખતે મોટા શહેરમાં તો હાડવૈદ હોય છે અને ત્યાં લઈ જવાથી બરાબર તપાસી, ઉતરી ગયેલા સાંધાને બરાબર ચઢાવી અને તૂટેલા હાડકાને બરાબર સરખું ગોઠવી. ઉપર લેપ મારવામાં આવે છે તેથી તૂટેલું હાડકું સંધાય છે. અને ઉતરી ગયેલા સાંધા બેસી જઈ સોજો ઉતરી જાય છે.

તૂટેલું હાડકું સંધાઈ જવું કે ઉતરી ગયેલો સાંધો સરખો થયા પછી દુખાવો અને સોજો નાબુદ થવો, એ કામ દવા નથી કરતી પરંતુ કુદરત અથવા શરીરની જે નવરચના થઈ રહેલી હોય છે, તે પોતે જ મરામત કરે છે. આપણે તો યથાસ્થાને એને ગોઠવી દેવું જોઈએ. અને કુદરત એને યોગ્ય રીતે સરખું કરી લે ત્યાંસુધી તે તે અંગ વિચલીત ન બને, આડું અવળું ન થાય તે માટે લેપ અને પાટા બાંધીએ છીએ. ઉપરાંત લેપમાના ઔષધો શોથઘ્ન ગુણ પણ ધરાવતા હોય છે.

ઉપરનો લેપ આ જાતનો જ ગુણ ધરાવે છે. પરંતુ પ્રથમ ભાગેલા તૂટેલા કે ઉતરી ગયેલા અંગને તપાસી સરખું કરી લઈ આ લેપ લગાડવો. એથી દુઃખાવો, સોજો વગેરે તકલીફ નાબુદ થઈ ને જલદી ઠીક થઈ જાય છે.

શરીરના કેટલાક અંગ ઉપર ચોટ કે માર અથવા પછાડ લાગવાથી તે અંગમાં દુઃખાવો જણાય છે ત્યાં આ લેપ કરી ઉપર રૂ મૂકી બરાબર રીતે સજ્જડ પાટો બાંધી ચાર છ દિવસ રહેવા દેવાથી માર અને દુખાવો નાબુદ થાય છે. ઉપરાં વાત વ્યાધિને કારણે ફૂલેલા સાંધા ઉપર પણ આ લેપ લગાડવાથી સોજો ઉતરી જઈને દુખાવો નરમ પડી જાય છે.

## હરસનો મલમ

વરખી હરતાલ તો. ૨, પાનમાં ખાવાનો ઉંચી જાતનો કાથો તો. ૨. એ બંને વસ્તુને ખાંડીને બારીક પાઉડર કરવો, અને એક સો વખત ગાયનું ઘી પાણીથી ધોઈને એમાં મેળવીને મલમ બનાવવો.

સૂકા અને દૂઝતા બંને જાતના મસા ઉપર આ મલમ લગાવી શકાય છે. દૂઝતા રૂઝાઈ જાય છે, સૂકા કરમાઈ જાય છે. ચોપડવાથી આગ બળતી નથી.

## બુકની

પીળી કોડીની ભસ્મ તો. ાા, જુની સોપારીના કોલસા તો. ાા, સફેદ કાથો તો. ૧, શંખજીરૂ તો. ાા, સફેદ કલઇ તો. ાા, બોદાર તો. ાા, કપુર તો. ાા. એ સઘળું વાટીને વસ્ત્રગાળ ચૂર્ણ કરવું

ઉપદંશની ચાંદી, ઇંદ્રી ઉપર તેમજ શરીરના બીજા ભાગ ઉપર પડે છે તે કોઈ ઉપાયે રૂઝાતી નથી તેના ઉપર આ બુકની કોરી દબાવવાથી અથવા ઘી ધોઈને એનો મલમ કરીને લગાવવાથી તરત રૂઝાઈ જાય છે.

## મૂળદ્વાર ઘૃત

**પ્રકાર પહેલો—**

પાંચ તોલા સારૂં ચોખ્ખું ઘી. (ચોખ્ખા ઘી નો ભરોસો રાખવા કરતાં માખણને તાવીને ઘી બનાવી લેવું એ જ ઉત્તમ છે) તોલા ૫, ચોખ્ખું કણુઝીયું તેલ તોલા ૫. એ બંનેને તાવડીમાં નાંખી ગરમ કરવું. તેની અંદર કોડીયો લોબાન બે આનીભાર, બોરિક એસિડ બે આનીભાર, ફૂલ કાથો બે આનીભાર, ફૂલાવેલી ફટકડી બે આનીભાર, એ ચારે વસ્તુ બારીક વસ્ત્રગાળ કરી ઉપરના ઘીમાં નાંખી ખૂબ ઘસોટીને બાટલી ભરવી.

**બીજો પ્રકાર—**

સારૂં માખણમાંથી બનાવેલું ઘી તો. ૧૦ અને તાજાં સારાં બીલામાં નં ૫. બીલામાને સુડીથી ટુકડા કરી ઘીમાં નાંખવા અને એક તોલો પાણી ઘીમાં નાંખીને બિલકુલ મંદ આંચથી (સ્પિરિટના દીવા ઉપર ગરમ કરવું વધુ સારૂં છે) પકવવું. પાણી બળી જાય એટલે

નીચે ઉતારી કપડા થી ગળી બાટલી ભરી રાખવી. જરૂર પડે ત્યારે સહેજ ગરમ કરીને ઉપયોગમાં લેવું.

હરસ અથવા અર્શનો વ્યાધિ આજે એશઆરામ અને બેઠાડુ જીવન જીવતા માનવીઓમાં બહુ જાણીતો બની ગયો છે. ડોકટરી ચિકીત્સામાં તો. એપિન્ડિસ, ગળાના કાકડા અને હરસ માટે ઓપરેશનની સલાહ, એ જ રોગો મટાડવાનો સાચો માર્ગ બતાવવામાં આવે છે

હરસ થવાનાં ઘણાં કારણો છે અને એના વાત ચિત્ત કફના ઘણા ભેદો પણ છે. હરસ માટે વિસ્તૃત વર્ણન વાંચવું હોય તેમણે મારૂં લખેલું '**રએ વહેમાતા**' પુસ્તકમાં હરસનું પ્રકરણ વાંચી જવું. અત્રે તો આ નૂસ્ખા માટે વિવેચન કરતાં માત્ર એટલું જ કહેવાનું છે કે હરસ સામાન્ય રીતે બે પ્રકારના હોય છે. દુઝતા એટલે જેમાંથી લોહી પડે છે. અને જેને " ખૂની " કહેવામાં આવે છે. બીજા પ્રકારના હરસમાંથી લોહી પડતું નથી માત્ર દુઃખાવો પીડા, સણકા, અને ગુદાની કોઈ વળીમાં હરસ મોટા થઈ ફૂલી આવી અંદર બળતરા, દુઃખાવો અને ઝાડે જતાં અત્યંત વેદના થાય છે. જેને "બાદી હરસ" આ જાતની સંજ્ઞા આપવામાં આવી છે. હરસના ઔષધના ત્રણ પ્રકાર છે. પ્રથમ તો હરસના દરદીને ઝાડો સહેલાઈથી સૂકાયા વગર આવી જવાની દવા એટલે રાત્રે લેવાની ફાકી. પરંતુ આ દવા ઉષ્ણ પદાર્થો અથવા અત્યંત ગરમી કરે તેવા પદાર્થની બનેલી હોવી ન જોઈએ. દાખલા તરીકે નેપાળાની બનાવટ, નારાચ રસ કે ઈચ્છિભેદી રસ આવાં સખત ઔષધ હરસનાં દર્દીને નુકસાન કરે છે. જ્યારે દીવેલમાં તળેલી હીમેજ, અથવા સ્વાદીષ્ટ વિરેચન અથવા હરડે કે ઈસબગુલનં ભુસી આવાં પદાર્થો આપવાથી મળ સહેલાઈથી પાતળો બની નીકળી જાય.

બીજી દવા પેટમાં ખાવાની જે હરસ ઉપર અસર કરીને પીડા દુઃખાવો કે સોજો નરમ કરી નાંખે, ફૂલેલા હરસને બેસારે અને લોહી પડતું હોય તેને બંધ કરે.

હરસવાળાને ત્રીજી દવા છે હરસ ઉપર ગુદામાં લગાવવાની. આ દવા પૈકીમાં બે પ્રકાર છે, એક તો દવા લગાડવાથી હરસ ખરી જાય અને બીજો પ્રકાર છે હરસ અને હરસની આજુબાજુમાં આવેલો સોજો ઉતરે, હરસ ફૂલ્યા હોય તે મટી જાય અને અંદર થતી વેદના, બળતરા, કળતર, લબકારા, ચચરાટ, ખુજલી વગેરે નાબૂદ કરે.

પહેલો પ્રકાર કે જે હરસ ખેરવી નાંખવા માટે લગાડવામાં આવે છે તે વસ્તુ બાજુ ઉપર મૂકી બીજા પ્રકાર એટલે આ ઉપરનાં બે નૂસ્ખા છે. આ દવા ગુદાની અંદર નાંખવાની છે. આ જાતની દવાઓ પરદેશી બનાવટની "રેકટો સેરોલ" "હાડેન્સા" નામની પેટંટ તરીકે વેચાય છે અને કાચની નળી જોડેલી ટયુબો સાથે આવે છે. જ્યારે આ દવા આપણે વાપરવી કઈ રીતે ?

આંખમાં નાખવાનાં ટીપાની દવા માટે રબ્બરની ટોટીવાળી નળીયો આવે છે. તે નળીનો આગળનો અણીવાળો ભાગ કાનસથી ધીરે ધીરે ઘસી કાઢી નાંખવો. પછી બુઠો ભાગ રહે તેમાં કાચની અણી અથવા ધાર હોય તેને ઠીક કરી લેવા માટે તે ભાગને સ્પિરિટના દીવા ઉપર ધરવાથી ધારદાર ભાગ ઓગળીને બુઠો થશે જે ગુદામાં નાંખવાથી વાગે નહિ તેવો. બસ આ ટોટીવાળી નળીથી ઉપરનામાંથી જે ઘૃત ગુદામાં નાંખવું હોય તે ભરી નળી ગુદામાં દીવેલવાળી કરી જવા દઇ પાછળથી ટોટી દબાવી નાંખી શકાય.

પહેલા પ્રકારનું ઘૃત હરસના કારણે ગુદામાં સોજો આવ્યો હોય, ગુદાદ્વાર ઉપર કે ગુદાની અંદર ચીરા પડી ગયા હોય અને ઝાડે જતાં અત્યંત વેદના થતી હોય આવા દરદીએ સવારે અને સાંજે પહેલા પ્રકારનું ઘૃત કે જેની અંદર કરંજીયાના તેલનું મિશ્રણ પણ છે તે ગુદાની અંદર નાંખવું તેથી ઠંડક લાગે છે, પીડા, વેદના દૂર થાય છે અને લોહી પડતું બંધ થઇ જાય છે.

બીજા પ્રકારનું ભીલામાંવાળું ઘૃત એ હરસને તદ્દન સૂકવી નાંખી ફરીથી ઉગળે નહિ લોહી ન પડે પીડા ન કરે, એવી રીતે નિર્બળ બનાવનાર છે. ભીલામાં આમ તો દાહક છે, છતાં ઘી સાથે મળી જવાથી એ અપૂર્વ ગુણશાળી બને છે. હરસના વ્યાધિને જડમૂળમાંથી નાબુદ કરવાનો ભીલામાની અંદર ગુણ છે.

આ દવાઓ ગુદામાં નાંખવાની ચાલુ કર્યા પછી ખાવાની દવા ભીલામાં અવલેહ જે પ્રયોગ આ પુસ્તકમાં આપેલ છે તેનો ઉપયોગ કરવામાં આવે તો હરસ નાબૂદ થાય છે એટલું જ નહિ પરંતુ હરસ થવાને કારણે આવેલી અશક્તિ, મંદાગ્નિ, અને પાંડુતા એ ભીલામાં દૂર કરે છે. ઉપરાંત ઉપરનાં પહેલા પ્રકારનું ઘૃત સ્ત્રીઓને ગુપ્ત ભાગમાં ખુજલી, પાણી પડવાથી થઈ ગયેલો બાળો ભાગ, અંદર આળું થઇ જવું વગેરેમાં પ્રથમ યોનિ પ્રક્ષાલન (ડુશ) કરી રૂનો પોલ બોળી ગુપ્તભાગમાં મૂકવાથી રૂઝ આવે છે. બળતરા, આળાશ લાલાશ, ચીરા પડવા વિગેરે મટાડે છે.



# તેલો



## કર્ણશૂલાંતક તેલ

લીમડાનાં પાન તો. ૨ા, હીંગ તો. ૨ા, સફેદ સોમલ તો. ૨ા સમુદ્રફીણ તો. ૨ા, સરસીયું તેલ તો. ૨૦, ગોમૂત્ર તો. ૪૦ એ બધી વસ્તુ યથાવિધિ મેળવી તેલ સિદ્ધ કરી લેવું.

તેલ ગરમ કરીને વાપરવું. આઠથી દશ ટીપાં જરૂરીયાત પ્રમાણે કાનમાં નાંખવાથી કાનનું શળ, ચસ્કા, પરૂ આવવું વગેરેમાં અકસીર છે.

## ભગંદરારિ તેલ

કરેણનાં મૂળ, હળદર, લાંગલી, સિંધવ, બીજોરૂં, આકડાનું દૂધ, એડી ઉમરી, રિસામણી, વજ, હરતાલ, ગુગળ, ચિત્રો, માલકાંકરી એ દરેક તો. ૧૦ લઈ ખાંડી એમાં પાણી શે. ૨૦ તથા તલનું તેલ શે. ૮ નાંખી પલાળી રાખવું. બે દિવસ પછી ચૂલે ચડાવી પકાવવું અને પાણી બળી જાય, એકલું તેલ રહે એટલે ગાળી લેવું.

ભગંદર તથા બીજાં બધી જાતનાં વ્રણોમાં દીવેટ કરી મૂકવાથી અથવા રૂનો પોલ બોળીને મૂકવાથી રૂઝ આવીને સારાં થાય છે. નાડીવ્રણ પણ રૂઝાય છે.

# પુરૂષત્વવિકાસ તેલ

સફેદ ચંદનનો ભૂકો તો. ૨૦, સફેદ રાળ તો. ૪૦, લોબાન તો. ૧૦, લવીંગ તો. ૨૦. બધી વસ્તુને ખાંડી બકરીના દૂધમા સાત દિવસ ખરલ કરીને છાંયે સૂકવી દેવી, પછી એનું પાતાળયંત્રથી તેલ કાઢવું.

આ તેલનું ૨૧ દિવસ સુધી ગુપ્તભાગ પર માલશ કરવાથી નસોની કમજોરી ઉત્થાનની ખામી અને શિથિલતામાં ઠીક કામ આપે છે.

# અમીરી તીલ્લો

પારો તો. ૧, આમલસારો ગંધક તો. ૧, અક્કલકરો તો. ૧, બીરબહોટી તો. ૧, સુંઠ તો. ૧, જાવંત્રી તો. ૧, શુદ્ધ ઝેરકોચલું તો. ૧, તજ તો. ૧, કોડીયો લોબાન તો. ૧, લવીંગ તો. ૧, વછનાગ તો. ૧, વરખી હરતાલ તો. ૧, જાયફળ તો. ૧, નેપાળો તો. ૧, હાથીદાંતનો ચુરો તો. ૧, સૂકા કૈંચુવા તો. ૧, સફેદ કરણનાં મૂળ તો. ૧, ખોરાસાની અજમો તો. ૧, ડુંગળીનાં બીજ તો. ૧, સફેદ સોમલ તો. ૧, એરંડાના બીજ તો. ૧. સિંહની ચરબી તો. ૧૦, મરઘીનાં ઈંડાની જરદી તો. ૧૦ સુવરની ચરબી તો. ૧૦, કડવી બદામનું તેલ તો. ૨૦.

પ્રથમ પારા ગંધકની કજ્જલી કરી જુદી રાખવી. બધી જાતની ચરબી, ઈંડાની જરદી, અને બદામનું તેલ જુદું રાખી બાકીની વસ્તુને બારીક કરી એક ખરલમાં બધું એકઠું કરી ચરબી અને તેલ મેળવીને ઘૂંટવું. બાદ એક મજબુત કાળી બાટલી ઉપર સાત કપડમટ્ટી કરી સૂકવી રાખેલી હોય તેમાં આ દવા ભરવી. અને બાટલીના મોઢા ઉપર પાતળા લોઢાના તારનો ડુચો દેવો છતાં એ ડુચો અથવા બુચમાંથી અંદરની દવામાંથી તેલ ટપકી શકે એવી સાવધાની રાખવી.

એક માટીનું મોટું કૂંડું અથવા લોઢાની કઢાઈને વચમાં કાંકું પાડી ઉપરની દવાવાળી બાટલી ઊંધી ગળા સુધી જાય તે પ્રમાણે

ગોળ ફાંકુ પાડી બાટલી અંદર ઊંધી મુકવી. બાટલીનું ગળા સુધીનું મોઢું કૂંડાની નીચે નીકળે ત્યાં મોઢા નીચે કાચનો પ્યાલો ગોઠવવો જે પ્યાલામાં બાટલીમાંથી તેલ ટપકી શકે.

કૂંડાને ચૂલા ઉપર (ચુલો ઉંચો હોવો જોઈએ.) ગોઠવવું અને ઉપરની બાટલીની આસપાસ બબ્બે આંગળ બાટલી ઉપર રેત ચઢે એ રીતે ભરવી અને તેના ઉપર છાણાં ગોઠવી છાણાં સળગાવી દેવાં. નીચે પ્યાલો તથા બાટલી જ્યાં તેલ લેવા ગોઠવ્યાં છે તે જગ્યાએ કપડાને ભીંજવીને એવી રીતે ગોઠવવું કે બાટલી અને પ્યાલા વચ્ચે હવા ન જઈ શકે.

આ રીતે યુક્તિપૂર્વક અગ્નિ આપવાથી બાટલીમાંની દવામાંથી પ્યાલામાં તેલ એકઠું થાય છે તે તેલને કપડેથી ગાળીને શીશીમાં ભરી લેવું, આ તેલ અથવા તીલ્લો. ધ્વજભંગ એટલે જે પુરુષની ઇંદ્રી સંકોચ પામી ઉત્થાન થઈ શકતી નથી, સ્ત્રી પાસે જવા છતાં તે સંભોગ કરી શકતો નથી, તેવા મરદને ઈંદ્રી આગળનો ફૂલનો ભાગ તથા નીચે શીવણીનો ભાગ બચાવી રોજ રાત્રે દશ પંદર મિનિટ માલીશ કરી ઉપર નાગરેલનું કપુરી પાન બાંધી કપડાનો નરમ પટો બાંધવો. સવારે કાઢી નાંખવું અને ઇંદ્રી ઉપર ઠંડુ પાણી રેડવું નહિ તેમજ સ્ત્રીસમાગમ કરવો નહિ.

આજનો સભ્ય સમાજ આંગ્લ સંસ્કૃતિ અને છૂટછાટથી રંગાયેલો બની રહ્યો છે-બનતો જાય છે. આર્ય સંસ્કૃતિ, સ્વધર્મ અને નૈતિક ધોરણની જીવનમર્યાદાની પકડ ઢીલી બનાવી સ્વતંત્રતાના સાદથી દોરવાઇને જીવન-વિકાસને પણ સ્વતંત્ર બનાવવા તરફ એ આગળ વધ્યો છે. તેની સાથે તેની ઐહિક સુખની પંચવિષય ભોગવવાની લાલસા વધી પડી છે, અને સદાચારનું શિક્ષણ અને ઉપદેશ ગમતો નથી, વીર્ય રક્ષા અને બ્રહ્મચર્ય જેવા હિતોપદેશ ઉપર સૂગ છે અને રજોગુણી અને તમોગુણી આહાર તથા મનફાવતો વિહાર

સેવન કરી ખરી જુવાની અને મન, બુદ્ધિ તથા શરીરના વિકાસના સમયે એ વિષયી બને છે. વીર્યરક્ષા અને બ્રહ્મચર્ય માટે સ્ત્રી–પુરુષની ઉચિત મર્યાદા જાળવવા તરફ કહેનાર એમને "ઓર્થોડોક્ષ" લાગે છે અને બેકાબૂ મનને પૂરતી મોકળાશ આપી છટકવા દે છે.

એથી આજે જુવાન વર્ગમાં હસ્તમૈથુન, ગુદામૈથુન, અને અયોનિમૈથુન એટલો વ્યાપક, એટલો પ્રચારને પામ્યો છે કે કોઇક ભાગ્યશાળી નવજુવાન તેમાંથી બચી શકે છે. બચવાની ઇચ્છાવાળો પણ એના નિયમોનું પરિપાલન કરી શકતો નથી. અને અંદરની છટકેલી વાસનાની કમાન એને એ તરફ દોરી જાય છે દુષિત મિત્રો એને એ લતે ચઢાવે છે અને એની વીર્યાશયની તથા જનનઅવયવની ખરાબી થવા લાગે છે. કેવળ હિન્દુસ્થાનમાં જ આબદી ઘર કરી બેઠી છે એમ નથી, પરદેશીઓમાં પણ આ બદી છે. ઈંગ્રેજીમાં એને "માસ્ટર બેશન" અથવા "સેલ્ફ પૉલ્યુશન" કહે છે.

જુવાનવર્ગ એક વખત આ રસ્તે ચઢયા પછી એ બૂરી આદતને તે છોડી શકતો નથી. છોડવાની એની ઇચ્છા હોય તો પણ એ આદત એનાથી છોડી શકાતી નથી અને દિવસ રાત્રિમાં એ અનેક વાર પોતાના હ થથી ગુપ્તેંદ્રીયને હલાવીને વીર્યપાત કરે છે. એ વીર્યપાત કરવામાં એને ચોકસ પ્રકારનો આનંદ આવે છે અને આનંદને એ છોડી શકતો નથી.

પરંતુ થોડાક મહિનાઓ આ વીર્યપાતના જાય છે અને એના શરીર ઉપર તેની માઠી અસર દેખાય છે અને શરીર નબળુ પડવા માંડે છે. મન કમજોર બનતું જાય છે, પાચનક્રિયા નબળી પડે છે અને ઝાડાની કબજીયાત થાય છે. અભ્યાસ કરનારો વિદ્યાર્થી ભણવામાં નબળો પડે છે, મહેનત કરવા છતાં વિષયો એને યાદ રહેતા નથી, ભૂલકણો બની જાય છે અને એક વખતનો આનંદિત, ઉત્સાહી અને ચંચળ સ્વભાવનો જુવાન આ બૂરી લતનો ભોગ થયા પછી નિસ્તેજ, આળસુ અને કમજોર બનતો જાય છે.

ચહેરો દુબળો બને છે, ચહેરાની લાલાશ ચાલી જાય છે, ત્યાં કાળાશ અને ફીક્કાશ વધે છે. તેજસ્વી આંખો નબળી પડે છે, આંખના ગોલકમાં ખાડા પડે છે, એકાંત સેવન કરવાની વધુ ઇચ્છા એને થાય છે, સમૂહ કે મંડળીમાં એ ઓછો ભાગ લે છે, કોઇની સામે નજર નોંધીને એ જોઇ શકતો નથી, એનામાંથી હિંમત પરવારી ગઈ હોય છે, છાતી કમજોર થાય છે અને હંમેશા ભયભીત, છાતીનો ધડકો ઉપડી આવવો, મગજ ગરમ, હાથ પગનાં તળીયાં ઠંડાં, ઋતુનાં પલટાની વારંવાર શરીર ઉપર થતી અસર, મેલેરિયા તાવ, શરદી અને ખાંસીમાં ફસાઇ જતો હસ્તમૈથુનની આદતવાળો જુવાન પોતાના હાથથી જ પોતાની કબર ખોદતો એ આગળ ચાલ્યો જાય છે. એને ભાન પણ થાય છે કે મારી બૂરી આદતનું આ ભયંકર પરિણામ હું ભોગવી રહ્યો છું છતાં એના મનની નિર્બળતા એટલી વધી ગઈ હોય છે કે એ બૂરી આદતને તે છોડી શકતો થથી. કેટલાક લાંબા વખતે એ આદત ઉપર કાબૂ મૂકે છે તો આદતના પરિણામે લાગુ થયેલો સ્વપ્નદોષ એને સતાવે છે અને બે-ચાર દિવસે રાત્રિના વખતે અથવા દિવસે ઊંઘવાની આદત હોય તો તે વખતે ઇંદ્રીમાં સહેજ ઉત્થાન આવી વીર્યસ્ખલિત થઈ જાય છે અને આ રીતે અહારનાં સારભૂત પુરુષનાં ચૈતન્ય, બળ, બુદ્ધિ, પૌરુષેય શક્તિનાં તત્ત્વરૂપ વીર્યનો નાશ થતો જાય છે. આવા મર્દો અત્યંત વીર્યનાશને લઈને ક્ષય, ઉરક્ષત, વાઇ-મૃગી વાયુ-અપસ્મારમાં ફસાઈ ગયેલા, ગાંડપણ આવેલા એવા અનેક જુવાનો મેં જોય છે. તેમનામાં આ ભયંકર વ્યાધિ થવાનું કારણ એમની કાચી ઉમ્મરમાં શરૂ કરી દીધેલી હસ્તમૈથુનની આદત અને એ આદતે શરીરનો સર્વનાશ નોતર્યો હોય છે તે જ જણાયું છે.

આજે નપુંસક, અર્ધનપુંસક અને ધ્વજભંગનાં દોષો જે જુવાનો અને મોટી ઉમ્મરનાં પુરુષોમાં છુપાઈને પડ્યા છે તેની પાછળનું કારણ તપાસવામાં આવે તો ઘણા ભાગે આગગ જુવાનીમાં એમણે આચરેલ હસ્તમૈથુનનું જ પરિણામ હોય છે.

કદાચ સારા સંગ અને સારી સોબત-શીખામણથી કેટલાક જુવાન માણસો એ આદત છોડી દે છે પણ એમણે આચરેલા એ કુકર્મનું ફળ એમને જીંદગી સુધી ભોગવવાનું હોય છે જ, અને એ સંસારી બન્યા પછી—મનપસંદ નારીનું પાણીગ્રહણ કર્યા પછી અને અનેક ભાવનાઓ લઇ અનેક સુખનાં સ્વપ્નાંઓ સેવી પતિ પાસે આવેલી જુવાન કામિનીનાં દીલને આનંદ આપી શકે એવું યૌવન એ હસ્તમૈથુની પુરુષમાં રહેલું હોતું નથી.

કારણ કે વીર્ય બનાવનારાં, વીર્યને ધારણ કરનારાં અને વીર્યને વહન કરનારાં બધાં અવયવો ઉપર હસ્તમૈથુન—અકુદરતિ વીર્યપાતને કારણે એટલી ખરાબ અસર થઈ હોય છે કે તે તે અવયવો શિથિલ જડ અને સંકુચિત બની બેસે છે. પુરુષેંદ્રિયના સ્નાયુ સંકોચાઈ જાય છે, ઈંદ્રિયની લંબાઈ અને ચોડાઈ નાશ પામી દશ બાર વરસનાં બાળક જેટલી અને જેવડી ઇંદ્રી બની જાય છે. મનમાં કામની—સંભોગની ઇચ્છા થવા છતાં ઈન્દ્રીમાં ભરતી કે જાગૃતિ આવતી નથી. બહુ મહેનતે જાગૃતિ આવે છે તો સ્ત્રી સંભોગની શરૂઆતમાં જ વીર્ય સ્ખલિત થઈ જાય છે અને સંભોગનું કાર્ય અપૂર્ણ રહે છે. એથી પુરુષનું મન તો ખીન્ન થાય છે જ. પણ જુવાન જોધ નારીની કેવી અવદશા થાય છે, એનું મન એટલું નારાજ થાય છે અને એ નારાજીથી એને પુરુષ પ્રત્યે એટલી ઘૃણા અને તિરસ્કાર જન્મે છે કે તેનો ખ્યાલ કલમથી લખી શકાય તેમ નથી.

આવા કેસો સમાજમાં ગણ્યાં ગાંઠયા જ છે એમ માનવાને કોઇ રખે લલચાય. સેંકડો નહિ પરંતુ હજારો નવજુવાનોનાં સંસાર આજે સળગી રહેલા છે, એટલી આગ પેટાવાઈ ગઇ છે કે એના જ પરિણામે આજે શિષ્ટ સમાજમાં છુપા વ્યભિચારો બેહદ-બેકાબૂ ફેલાઈ રહ્યા છે. મનને નહિ મારી શકતી જુવાન જોધ નારી આજે નજર સામે વ્યભિચારનાં વિનાશક પંથ તરફ વળી રહી છે, એ છે હસ્તમૈથુનનો નતીજો!

આજે એ જ શિષ્ટ સમાજનો એક વર્ગ કે જે પોતાને જ મહાન માને છે, તે વર્ગ આ રીતે થઈ ગયેલા નપુંસક "ક્લૈબ"ના માટે ધાતુ પૌષ્ટિક દવાઓ અને તીલ્લાઓ તરફ અણગમો, અપરાધ અને વૈદ્ય-સમાજનાં આસને આવી જાતનાં ઔષધો તરફ નફરતની નજરથી જુએ છે.

હા. એમની સાથે એક વાતે સહમત થવા જેવુંયે છે કે આજે દેશના હરેક ખંડમાં ધાતુપુષ્ટિની દવાઓ અને તીલ્લાઓ વેચનારનો જે રાફડો ફાટયો છે, વિવિધ જાતની લલચાવનારી અવાસ્તવિક અને છલભરી ભાષાથી જે જાહેર ખબરો લખાય છે. અને આ જાતની દવાઓ છડેચોક વેચવા માટે અશ્લીલતાનીયે હદ વટાવી, જે કળાઓ અજમાવાય છે તે માટે પ્રતિબંધની જરૂર છે, કારણ કે આ છળ પ્રપંચમાં કેટલાયે યુવાનો વિના કારણ વાસ્તવિક રીતે કોઈ દોષ રોગ કે ઊણપ ન હોવા છતાં શંકા કરીને દવામાં ફસાઈ મરે છે તે અર્થે આવા લેભાગુ શાસ્ત્રીય પદ્ધતિથી અણજાણ કેવળ વેપાર અર્થે નાણાં પડાવવા લઈ બેઠલા ધંધાદારીઓ ખરેખર સમાજ અને નવજુવાનને નુકસાન કરનારા છે.

પરંતુ એથી કરીને એમ ન માનવું કે ધ્વજભંગ જેવો કોઈ રોગ જ નથી. હસ્તમૈથુન જેવી કોઈ ક્રિયા કરતું જ નથી અને કરતું હોય તો તેમાંથી ક્લૈબ નપુંસકતા થતી હોય તો એના પાપે પીડાવા દેવા જોઈએ અને એમની નારીઓ ઘરમાં સંતોષ નહિ મળવાથી કુલટા થઈ જાય તો થવા દેવી. એવી જાતનું માનસ કેળવીને ધાતુવર્ધક દવાઓ, વાજીકરણ ઔષધો તીલ્લાઓ અને જનન અવયવને શક્તિ આપે તેવી ઔષધિ અને તેના વાપરવા તરફ અણગમો બતાવી પાંડિત્ય દાખવનારા પણ એટલા જ સમાજના શત્રુ છે. જેટલા દવાઓના નામે માલેતુજાર બનવા ઇચ્છતા વેપારીઓ છે.

એક રાજ્યના દિવાનઃ એક તો ઊંચી ડીગ્રિ મેળવેલી. અને રાજ્યસત્તાનો મદઃ મારી સાથે અચાનક ભેટો થતાં મારા વ્યક્તિત્વ

તરફ એને માન અને લાગણી હોવા છતાં મારી સાથે ચર્ચાનો વિષય છેડી એમણે શરૂ કર્યું:

'ભલા વૈદ્યરાજ! તમારા વૈદ્ય લોકો આ શું લઇ બેઠા છે ધાતુપુષ્ટીની દવાઓ અને નામર્દાઈની દવાઓના જ જાણે વેપારી!'

મેં કહ્યું: 'હા. ઘણાખરા વૈદ્યો આ જાતની દવાઓ વાપરે છે, અને વાપરવા માટે દરદીને પણ ભલામણ કરે છે.'

'પણ તમે જુઓ, આ પેપરની જાહેરાત તો જુઓ! ત્રણ દિવસમાં તાકાતવાન! અને તીલ્લો તો એવો કે પુરુષને ઘોડા......'

'હા. એ પેપરોમાં આવતી જાહેરાત ખરેખર ઘૃણા ઉપજાવે તેવી હોય છે, પરંતુ આજે એ વસ્તુની વપરાશ પણ એટલી વધી ગઇ છે અને એને શોધનારની સંખ્યા પણ એટલી મોટી છે કે આવા વેપારીઓ એમને લલચાવવા પોતાને મનફાવતી જાહેરખબર કરે છે.'

'પણ મને તો લાગે છે આ બધું હંબગ છે. કુદરતે નિર્માણ કરેલી શક્તિ જ સાચી હોય છે. બાકી તમારા વૈદ્યોના પૈસા પડાવવાના આ તો બધા અખતરા છે.'

'હા, કુદરતી શક્તિ એ જ સાચી શક્તિ છે એ તમારા કથનમાં હું માનું છું, પરંતુ માણસે અકુદરતી રીતે શક્તિને વેડફી નાંખી, તો પછી અકુદરતી રીતે જ એને મેળવવી પડે છે.'

'તો પછી આ તીલ્લો અને શક્તિની દવાની જરૂર છે એમ તમે માનો છો?'

'જરૂર!'

'લ્યો, ત્યારે આ મારી આંગળીને તીલ્લાનું માલીશ કરો જોઉં, કેટલી લાંબી ચોડી થાય છે! આ મારૂં નાક માલીશ કરીને વધારી આપો, બની શકશે?'

'માફ કરજો. દિવાન સાહેબ! પણ આપ ચર્ચાના મુદ્દાને વળગી

રહી વાત કરો તો જ આપણે સત્ય વસ્તુને સમજી શકીએ. આંગળી અને નાક કુદરતી રીતે વિકાસ પામેલા પૂર્ણ અવકાશમાં રહ્યાં છે, તેને તીલ્લો લાંબા ચોડાં ન કરી શકે. પરંતુ માનો કે તમારી આંગળીને લકવો થયો છે, સ્નાયુ સંકોડાઈ આંગળી ટુંકી, વાંકી કે ટેડી બની ગઈ તો પછી એને અસલ સ્વરૂપમાં લાવવા—આંગળી પોતાનું સંપૂર્ણ કાર્ય કરી શકે તેવી બનાવવા—માટે હાડવૈદ્ય કે ડૉકટરની સલાહ પ્રમાણે એ આંગળીને તમે કોઈ તેલનું, પાટા પીંડીનું કે મસાજ કરાવવાનું કબુલો કે નહિ?'

'હા, એનો ઇલાજ તો કરવો પડે.'

'તો પછી અજ્ઞાનતાને કારણે અકુદરતી રીતે જે પુરુષોએ હસ્તમૈથુન જેવી બદફેલી આચરીને ઈન્દ્રિયની નસો સંકોચાવી નાખી છે, તેની ક્રિયા અને શક્તિ ચાલી ગઈ છે તો તેને પદ્ધતિસર અંદરથી અને બહારથી દવા, ઉપચાર કે માલીશ કરવાની જરૂર આપને જણાય છે ખરી!'

'હા, એ રીતે તો જરૂર ખરી જ.'

'તો પછી તીલ્લો એને જ ઉપયોગી છે કે જેણે અજ્ઞાનતાને કારણે અસલ સ્થિતિમાંથી એનું રોગી સ્વરૂપ બનાવ્યું છે. એ તો આપ કબુલ કરશો કે દંતમંજનની જરૂર છે. એવા દરદીઓ માટે આંખનાં ઇલાજ કે આંખની વાત અથવા તેની રચના કહી ન શકાય કે લખી ન શકાય પરંતુ એને લગતી સઘળી હકીકત સમજુતી અને સાવધાન બનાવવો પડે. તે જ રીતે પુરુષને ગુપ્તેન્દ્રિય અને એને લગતી હકીકત સંપૂર્ણ રીતે જો સાવધાનીપૂર્વક આજના નવજુવાનોને સમજાવવામાં અને સાવચેત બનાવવા માટે ન આલેખાય તો અજ્ઞાનતાને કારણે જુવાનવર્ગ આડે રસ્તે ચઢી જઈને સમજતો થાય તે પહેલાં જ પોતાની જીવનશક્તિનો સર્વનાશ કરી બેસે છે એટલે તો વાગ્ભટ્ટ આચાર્ય વાજીકરણ ઔષધની ઉપયોગિતા માટે લખે છે:

**अल्प सत्त्वस्यतु क्लेशैर्बाध्य मानस्य रागिणः ।**
**शरीर क्षय रक्षार्थं वाजीकरणमुच्यते ॥**

અર્થાત્ નિર્બળ અને કમજોર પુરુષનાં દુઃખને દૂર કરવા માટે અને ઘસાતા શરીરની રક્ષાને માટે વપરાતાં ઔષધોને વાજીકર ઔષધ કહેવામાં આવશે.

આટલા વિવેચન પછી કહેવાનો અર્થ એ છે કે, શરીરના કોઈપણ અંગેની વિકૃતિ થયા પછી તેને તંદુરસ્ત બનાવવાની જેટલી જરૂર છે તેટલી જ ઈન્દ્રી નિર્બળ થાય તો તેને યથાસમય યોગ્ય સ્થિતિમાં લાવવા માટે શરીરના દોષોને દવા કરવા માટે ધીરજ રાખી ખાવાનાં ઉત્તમ રસાયનકારી અને વાજીકરણ ગુણયુક્ત ઔષધ ખવરાવવાથી અને ઉપર બતાવ્યો છે તેવો તીલ્લો માલીશ કરાવી ઇંદ્રીની નબળી પડેલી નસોને બળવાન બનાવી સાચો સંસાર ભોગવી શકે–સ્વપત્નીને સંતોષી શકે તે રીતે ઉપચારો કરવા એ હરકોઈ સારા વૈદ્યની–ચિકીત્સકની નૈતિક ફરજ છે.

## ધ્વજભંગારિ તિલ્લો

દશ તોલા સફેદ સોમલને દશ દિવસ સુધી આકડાના દૂધમાં ભીંજવી રાખવો. રોજ જોઈ લેવું જોઈએ કે દૂધ સૂકાઈ તો નથી ગયું, સૂકાઇ જતાં નવું નાંખવું. દશ દિવસ બાદ એ દૂધ સાથે સોમલને લોઢાની કડાઇમાં નાંખી અંદર ગાયનું ઘી તો. ૨૦ નાંખીને ચુલે ચઢાવવું તથા કડાઈમાં ઘી સાથે નાંખેલા સોમલમાંથી ધુમાડી નીકળે તેનાથી આંખો બચાવવી.

સોમલમાંથી ઘી જુદું પડી ઉપર આવી જાય અને સોમલ નીચે બેસી જાય ત્યારે કઢાઇને નીચે ઉતારી વાંકી રાખી મૂકવી. એટલે નીતર્યું ઘી જૂદું પડી જશે તે ઉપરથી ધીરે ધીરે ઘી જૂદું લઇ લેવું. નીચે સોમલથી ભળેલું ઘી લેવાનો લોભ નહિ કરતાં એને જમીનમાં ખાડો કરી દાટી દેવું. ઉપરથી નીતર્યું ઘી બાટલીમાં ભરી રાખવું.

**ઉપયોગ**—ધ્વજભંગ એટલે જે પુરુષની ઇન્દ્રિયની નસો નબળી પડી ગઈ હોય અને સ્ત્રીસમાગમની ઈચ્છા થવા છતાં ઇંદ્રિયમાં જાગૃતિ ન આવતી હોય તેવા દરદીને રાત્રિના વખતે આ ઘીમાંથી ચણા જેટલું ઘી ઇંદ્રીનો આગળનો ફૂલનો ભાગ બચાવીને બીજી આખી ઇંદ્રી ઉપર ધીમા હાથે માલીશ કરવું. ત્યારબાદ નાગરવેલનું કપૂરી પાન જરા ગરમ કરી ઇંદ્રી ઉપર લપેટી ઉપર પાતળું કપડું વીંટાળી રાતભર રહેવા દેવું. સવારે કપડું અને પાન કાઢી નાંખવું અને ઇંદ્રી ઉપર ઠંડુ પાણી નાંખવું નહિ પરંતુ જરૂર જણાતાં ગરમ પાણીનો ઉપયોગ કરવો.

આ રીતે ચાર છ દિવસ લગાવવાથી ઇંદ્રી ઉપર અળાઇઓ જેવી ફોલ્લીઓ જો ઉપડી આવે તો આ માલીશ બંધ કરી ચોખ્ખા ઘીને આઠ દશ પાણીથી ધોઈ એ ઘી ફોલ્લીઓ ઉપર ચાર પાંચ દિવસ લગાવવાથી ફોલ્લીઓ મટી જાય છે અને મટી ગયા પછી પાછો તીલાનો માલીશ કરવો. આ રીતે વીસ પચ્ચીસ દિવસ કે એકાદ માસ માલીશ કરવાથી ઇંદ્રીયની નસો બળવાન બનીને ઉત્તેજના શરૂ થાય છે.

**સાવચેતી**—આ દવામાં પડતું સોમલ નામનું ઔષધ સખત ઝેરી છે. માટે ખાવામાં કયાંય ન લાગી જાય. ઉપરાંત દવાવાળા હાથને પણ બે ચાર વખત સાબુથી ધોઈને જ બીજી જગ્યાએ અડકવું. તેમજ દવા તૈયાર કરેલી કડાઇને ચાર છ વખત ખાટી આંબલી કે લીંબુ વગેરેથી ખુબ જ ઉટકીને બીજા કામમાં લેવી.

## વજ્રાં તિલ્લા

માલકાંકરીના બીજ, ઝેરકચોલાં, અકલકરો. જાવંત્રી, તજ, કાડીયો લોબાન, તબકી હરતાલ, નેપાળો, શંખિયો સોમલ, પારદ, હાથીદાંતનો વેર, ગંધક, ભોરિંગણીનાં ફળ, સુખડ, જાયફળ, ખોરા-

સાની અજમો, શાહજીરૂ, અળશીઆં (બીરબહોટી), ડુંગળીનાં બીજ સફેદ કરણની છાલ, એરંડાનો મગજ એ દરેક એકેક તોલો.

સિંહની ચરબી, રીંછની ચરબી, માછલીની ચરબી, સુવરની ચરબી, બકરાની ચરબી, લવંગનું તેલ, સાંઢાનું તેલ એ દરેક બબ્બે તોલા તથા મરઘીનાં ઇંડા નંગ પાંચ.

પાતાળયંત્રથી ચૂવો કાઢીને ધ્વજભંગ, નસોની કમજોરી, નપુંસકતા, ગમે તે કારણથી નબળી પડેલી ગુપ્ત ભાગની નસો, ઈંદ્રીના ફૂલનો ભાગ બચાવીને માલીશ કરવાથી આશાતીત લાભ આપે છે. જેઓ જન્મથી જ નપુંસક હોય એ સિવાયના દરેક દરદીની નપુંસકતા, ગુપ્તભાગની નબાળાઈને દૂર કરીને એ ભાગને સુદઢ, પોરસવાન, વિકાસવાન અને મસ્ત બનાવી કામિનીઓના કામને શાંત પાડવા શક્તિમાન બનાવે છે.

અનેક પ્રકારની કુટેવો અને સંગદોષથી કરેલાં કુકર્મોને કારણે મર્દાનગીથી વંચિત બનેલ યુવાન કે પ્રૌઢને પણ સુખ આપનાર આ મહામૂલું ઔષધ છે.

અમોએ, મૂળ ચરોતરના પણ હાલમાં આફ્રિકામાં વસતા એક શ્રીમંત ગૃહસ્થ માટે મહાપરિશ્રમે અને ઘણું દ્રવ્ય ખરચીને આ ઔષધ બનાવી એનો બરાબર ઉપયોગ કરાવી એના દિવ્ય ગુણોનો અનુભવ મેળવ્યો છે. અને એ પછી જ એક પિતા, પુત્રને પણ ન બતાવે એવો આ મહામૂલો અનુભૂત પ્રયોગ જાહેરમાં મૂકીએ છીએ. કે જેથી જાતીય નબળાઈને દૂર કરવા માટે લોભામણી જાહેરાતોથી લલચાઈને કંટાળેલા દરદીઓ આ ઔષધનું સેવન કરીને પોતાનો ગૃહસ્થાશ્રમ સુખરૂપ બનાવી શકે એ હેતુથી રજુ કરેલા આ પ્રયોગની કોઈ અનિષ્ટ કાર્યમાં યોજના કરવી એ પાપ છે.



# અંજન



## આંખનું કાજળ

ફટકડી તો. ૪, એલચી તો. ૮ (ફોતરાં સાથે) એ બન્નેને વાટીને વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. તેમાં ૧૬ તોલા ગાયનું ઘી મેળવવું અને અમદાવાદી દેશી ચોપડા બાંધવાના કાગળ લઈને દરેક કાગળ ઉપર જુદું જુદું ઘી ચોપડી વીંટા વાળવા અને સાણસીથી પકડી દરેક વીંટા સળગાવી ત્રાંબાના વાસણમાં તેમાંથી ઘી ટપકે તે ઝીલવું અને સળગેલા વીંટાની રાખ પણ તેમાં જ નાખી દઈને ઘૂંટીને ડબીઓ ભરવી.

આંખમાં આંગળી વતી આંજવાથી આંખ દુ:ખવા આવવી, રતાશ, ખીલ, પાણી ઝરવું વગેરે વ્યાધિને ફતેહમંદ રીતે સારા કરે છે.

## [ નયનામૃતઃ સાચાં મોતીનો સુરમો ]

કાળો સુરમો તો. પાંચનો લઈને લીમડાના થડમાં ડગળી પાડીને બે આંગળ ઊંડો અંદર મૂકવો. ત્યારબાદ ડગળી બરાબર બંધ કરીને એ જગ્યાએ માટીનો લેપ કરી દેવો. બરાબર છ મહિના પછી એ સુરમાનો કકડો ખૂબ સંભાળ પૂર્વક કાઢી લેવો. એ પછી એને શુદ્ધ કરીને (પાંચશેર લીમડાના પાનના રસમાં દોલાયંત્રથી રસ પાચન

કરવાથી એ શુદ્ધ થાય છે.) ગુલાબજળ શે. ૨॥ એમાં પચી જાય ત્યાંસુધી દરરોજ નિયમિત એને સારા કસોટીના ખરલમાં ઘૂંટવો. સૂકાઈને મુલાયમ બનાવ્યા બાદ એમાં બસરાઈ સાચાં તો. ૫, મમીરો તો. ૫, સમુદ્રફીણ તો. ૨॥ કાગદી એલચી તો. ૧॥, બરાસકપુર તો. ૫, એ બધું ખાંડીને વસ્ત્રગાળ કરી લઈને ઉપરના સુરમામાં નાખી ખરલમાં ઘૂંટવું. ત્યારબાદ એલચી અને ગુલાબજળના ત્રણ ત્રણ પટ આપવા. ઘૂંટતાં ઘૂંટતાં સૂકાય અને મુલાયમ બને ત્યારે સંભાળ પૂર્વક વાદળી કાચની ચોકખી બાટલીમાં ભરીને ઉપર સખત બૂચ મારવો. બની શકે ત્યાંસુધી બાટલી સ્ટોપડંજ લેવી.

દરરોજ સવાર–સાંજ જસતની સળી વડે આંખમાં આંજવો.

આ સુરમો આંખના હરેક દરદ માટે આશીર્વાદ રૂપ છે. વર્તમાનપત્રના તંત્રીઓ, લેખકો, વિદ્યાર્થીઓ, વકીલો, નામાદારો, લખવા વાંચવાનું અધિક કામ કરનારાઓ તેમજ ઘડીયાળી કે ઝીણું નકશી અને કોતર કામ કરનાર શિલ્પીઓએ દરરોજ નિયમિત આંખમાં આંજવો. એથી આંખોનું તેજ વધશે અને અને કોઈ પણ પ્રકારની ઉષ્ણતાથી બગડેલી આંખને સુધારે છે.

ઝાંખ, ફૂલું, જાળું, વેલ વધવી, છારી, રતાંધળાપણું, તિમિર, મોતીયા વગેરેને મટાડે છે.

આ સુરમો આંખને માટે અજોડ અને અમીરી ચીજ છે. આમાં પડતાં મોતી પાણીદાર જોઈને લેવાં જોઈએ. મોતી હલકી જાતનાં હશે તો દવા નબળી બનશે.

## મશ્યાદ્ય અંજન

મોગરેલ તેલ શે. ૧ લઈ એની મેશ પાડવી અને તેમાં ચણકબાવા તો. ૧, ખાપરીયું તો. ૧, કલમી સૂરોખાર માસા ૬, કાળો સુરમો શે. ૦॥ મેળવી અતિશય બારીક ઘૂંટીને બાટલી ભરવી.

સવાર–સાંજ આંખમાં આંજવાથી પરવાળાં, ખીલ, તાપોડીયાં, ઝાંખ, ફૂલું, ડૈયા વગેરે મટાડી આંખને તેજસ્વી બનાવે છે.

## સાચાં મોતીનો સુરમો

કાળો સુરમો તો. ૨૦, બહેડાનાં મીંજ તો. ૨, કોડીની ભસ્મ તો. ૧, અણુવિંધ સાચાં મોતી તો. ૧, મનશીલ તો. ૧, મોરથુથુ તો. ૧, બરાસ તો. ૨. પ્રથમ સુરમાને બારીક વાટીને મોરથુથુ સિવાયની બાકીની ચીજોને જુદી વાટી એમાં મેળવવી. બાદ મોરથુથુને એક શેર પાણીમાં પીગળાવી સુરમામાં નાખતાં જવું અને ઘૂંટતા જવું. બાદ તેમાં એ જ રીતે સારૂં અને ઊંચા જાતનું ગુલાબજળ શે. ૫ પચાવવું અને કોરૂં પડે એટલે વસ્ત્રગાળ કરીને બાટલીમાં ભરી લેવો.

આંખમાં આંજવાથી આંખના ઘણા રોગો સારા થાય છે. ખીલ, ફૂલું, રતાશ, પરવાળા વગેરે તરત મટે છે.

## સૌભાગ્યવતીનું કાજળ

એરંડિયા તેલના દીવાની મેશ તો. ૪, ફૂલાવેલું મોરથુથુ તો. ૦ાા, ફૂલાવેલી ફટકડી તો. ૦ાા, ઘોડાવજ તો. ૧, આમળાં તો. ૧. પ્રથમ ઘોડાવજ અને આમળાંને બાળી રાખ કરી લેવી. ત્યારબાદ મેશ તથા બીજી ચીજો એમાં મેળવી ચાર તોલા ચોકખા ઘીમાં એક દિવસ ઘૂંટવું. બાદ તેમાં પાણી નાંખતા જવું અને કાજળને ધોતા જવું. જ્યાં સુધી મેલું પાણી નીકળે ત્યાં સુધી ધોવું. બાદ એમાં બરાસ તો. ૧ વાટી, મેળવી ડબીઓ ભરવી.

સ્ત્રીઓએ હમેશાં આ કાજળ આંખમાં આંજવું. નાનાં બાળકોને આંજવાથી તેમની આંખો નિર્મળ રહેશે. તેમજ આંખનો કોઈ પણ વ્યાધિ તેમને થતા નથી અને થયા હોય તો મટે છે. કાજળ આંજ્યા પછી આંખમાં બળતરા બળતી નથી.



## અપૂર્વ દંતમંજન

હીરાદખણ તો. ૨, ત્રિફળાની રાખ તો.૨, બદામનાં છોડીયાંની રાખ તો. ૨, સોપારીની રાખ તો. ૨, બાવળનાં સૂકાં પાનની રાખ તો. ૨, ચણોઠીનાં પાનની રાખ તો. ૨, સફેદ કાથો તો. ૨, ફૂલાવેલ ફટકડી તો. ૨, કલઈ સફેદો તો. ૫, શેકેલી એલચી તો. ૧, શેકેલાં લવીંગ તો. ૧. ચીનીકબાલાં તો. ૨, તજ તો. ૧. ઉપલેટ તો. ૧, ઇલમીટનાં ફૂલ તો. ૦ાા, બરાસ તો. ૧. ઉપરની સઘળી વસ્તુ ખાંડી વસ્ત્રગાળ કરીને પેક સ્ટોપર્ડ બાટલીમાં ભરી દેવું.

સવારે દાતણ કરતી વખતે અથવા જરૂરીઆતને વખતે આ પાઉડર દાંતે ઘસવાથી દાંતના અનેક રોગોને નાબૂદ કરીને દાંતને ચકચકિત બનાવે છે. ઉપરના દેખાતા ભપકાબંધ પેકીંગમાં આવતાં બજારૂ મંજનો અને પેસ્ટો કરતાં આ મંજન ગુણમાં અતિશય ચડિયાતું બનશે.

## કાળું મંજન

જૂની સડેલી સોપારીના કોલસા શે. ૦ા, બદામના છોડીયાંના કોલસા શે. ૦ા, સોનાગેરૂ અથવા રમચી શે. ૧, બોળ તો. ૪, રૂમીમસ્તકી તો. ૨, કપૂર તો. ૮. એ બધાંને ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરવું.

દાંતનું કળતર, દાંતમાંથી લોહી અથવા પરૂ આવવું, પેઢાંમસોડાં સૂઝી આવવાં વગેરે દાંતના અનેક વ્યાધિમાં અકસીર કામ આપે છે.

પરદેશથી આવતાં ઉપરથી સોહામણાં લાગતાં ખુશબોદાર દંતમંજનો વાપરતાં પહેલાં દાંતને સ્વચ્છ અને મજબૂત બનાવવાની ઇચ્છા રાખનારે આ મંજન બનાવી વાપરવાની અમે ખૂબ આગ્રહભરી ભલામણ કરીએ છીએ. કારણ કે આવી ચીજો પાછળ વેડફાતું દેશનું લખલૂટ નાણું પરદેશ જતું અટકશે.

## શ્રીફળાક્ષાર

વાવડીંગ તો. ૫, સિંધવ તો. ૫, સંચળ તો. ૫, ટંકણખાર તો. ૫, કાચલવણ તો. ૫, વડાગરૂં મીઠું તો. ૫. એ સર્વે ખાંડીને એક પાણીછલા શ્રીફળમાં છિદ્ર પાડીને પાણી કાઢી નાંખી ઉપરની ચીજો એમાં ભરી દઇને છિદ્ર બંધ કરીને કપડમટ્ટી કરીને અડાયા છાણાંનો એક ગજપુટ આથી ટંડું થયે બહાર કાઢી લઈને ટોપરા સાથે બધું વાટીને બાટલીમાં ભરી લેવું.

એકથી બે વાલ દવા પાણી અથવા છાશ સાથે આપવાથી પેટનાં દરદોમાં બહુ મજાનું કામ આપે છે.

## યાદવબામ [ રજીસ્ટર્ડ ]

સફેદ વેસેલિન રતલ ૧૪, પેરેફિનવેક્સ રતલ ૩ાા, પીપરમીટના ફૂલ રતલ ૧, બેનોર્ચિલ રતલ ાા, પાઇનિ ઓઇલિ રતલ ાા, થાઈમોલ રતલ ાાા, વરખીન ઓઇલ રતલ ાા, પીમેન્ટો ઓઇલ રતલ ાા, ઓઇલ યુકેલિપ્ટ્સ રતલ ાા, ઓઇલ સાસાફ્રર્સ બી. પી. રતલ ાા, મેલીસા ઓઇલિ ઔંસ ૨, મસ્ટાર્ડ ઓઇલ ડ્રામ ૧, સિતામનલાર્ક ઓઇલિ રતલ ાા.

પેરેફીન અને વેસેલિનને ગરમ કરીને અનુક્રમે બીજી દવાઓ નાંખીને હલાવી એકરસ કરવું. ટંડું પડતાં સુધી હલાવીને એનેમલ કે કાચના વાસણમાં ભરી લેવું.

આ બામનો રાજા દરેક પ્રકારની શરદી, સાંધિવા, શિરદર્દ, કમરનો દુઃખાવા, લકવો, ગૃધ્રસી (ટચકીયું) વગેરે અનેક ઉપદ્રવોમાં ઉપયોગી હોઈને ઘરમાં, મુસાફરીમાં કે પરદેશમાં સાથે રાખવા લાયક અકસીર દવા છે.

## ઉમદા બામ

વ્હાઇટ વેસેલિન રતલ ૧, પેરેફીન હાર્ડ તો. ૧૦, મેન્થોલ ક્રિસ્ટલ તો. ૫, થાયમોલ તો. ૨ાા, કપૂર તો. ૨ાા, ઑઇલિ યુકે-

લિપ્ટ્સ ડ્રામ ૨, ઓઇલ કેન્જયુપુટિ ડ્રામ ૨, લેમન ગ્રાસ ડ્રામ ૨, ગલ્થોરિયા ડ્રામ ૨, સિનામમ ડ્રામ ૨.

પ્રથમ વેસેલિન અને પેરેફિનને ગરમ કરીને ગાળી લઈને બાકીની ત્રણ વસ્તુઓને જુદા વાસણમાં મેળવી લીધો હોય તે બધું જ વેસેલિનમાં નાખી નીચે ઉતારી બાકીનાં તેલ નાખતા જવું અને હલાવતા જવું. અને તરત જ શીશીઓ ભરી લેવી.

આ બનાવટથી બહુ જ ઉમદા બામ તૈયાર થાય છે. પેટન્ટ કરવા જેવી વસ્તુ છે. શરદીના પ્રસંગે શરીરના દુઃખતા કોઈપણ ભાગ ઉપર માલીશ પણ કરી શકાય છે.

## અપૂર્વ આયોડિન

હીમજી હરડે શે. ૧, આમળાં શે. ૦ા, સુરોખાર શે. ૦।, મોરથુથુ તો. ૫. મોરથુથુ સિવાયની બીજી ચીજનો ભૂકો બનાવી, મોરથુથુનો ભૂકો પલળે તેટલું પાણી નાંખીને બધું એકત્ર મેળવી દઈને એક દિવસ વાસી રાખી મૂકીને બીજા દિવસે ગોળી અથવા સોગઠી બનાવી લેવી.

પત્થર ઉપર પાણી સાથે ઘસીને ચોપડવાથી સાંધાનો દુઃખાવો, કોઈ પણ ભાગનો સોજો, વાગવાથી આવેલ સોજો, રસ ઉતરવાનો સોજો, આંખ દુઃખવા આવવાથી આવેલ આંખનો સોજો, દાઢ ઉપરનો સોજો વગેરે જગ્યાએ ચોપડવાથી વિલાયતી આયોડિન કરતાં પણ સારૂં કામ કરે છે.

## અપરાજીત ધુપ

ગુગળ, કુષ્ટ, પાનડી, સરસવ, વજ, રાળ, લીમડાનાં પાન, આકડાનાં પાન, અગર, દેવદાર. એ બધું સરખા ભાગે લઈને જાડો ભૂકો કરી રાખવો.

પ્લેગ, ઇન્ફ્લ્યુએન્ઝા, કૉલેરા, મેનિનજાઈટિસ અને શીતળા જેવા ચેપી રોગ ચાલતા હોય ત્યારે દિવસમાં બે વખત આખા મકાનમાં

ધૂપ કરવો. તેમજ તેવા દરદીના શ્વાસોચ્છ્વાસમાં પણ જવા દેવો. ઉત્તમ કામ કરે છે અને વાતાવરણને પણ શુદ્ધ બનાવે છે.

## પૂત્રદાતા યોગ [સ્ત્રીઓ માટે]

સાચું ઉત્તમ નાગકેસર (જેના કેસર જેવા સુગંધીદાર તાંતણા આવે છે) સાચું વાંસકપુર, ઉત્તમ નાગોરી આહન એ દરેક એક એક તોલો, દેશી સાકર, ચોકખું તાજું ગાયનું ઘી પાંચ પાંચ તોલા, પારસપીંપળાનાં બીજ અને સાચાં મોતી એ દરેક સાત નંગ.

પ્રથમની ત્રણે ઔષધિને એકત્ર ખાંડી ચૂર્ણ કરવું અને સાકરને ખાંડી ઘી સાથે મેળવ્યા બાદ એમાં ઉપરનું ચૂર્ણ મેળવી ચાટણ બનાવીને કાચના વાસણમાં ભરી રાખવું.

ઋતુ સ્નાનથી શુદ્ધ થઈને સૂર્યોદય સમયે સાત દિવસ સુધી એક મોતી અને એક પારસપીપળાના બીજને તે જ વખતે મેળવીને ચાટી જઈને ઉપર અરધો શેર દૂધ પીવું.

બપોરે બરાબર ટકડીને ભૂખ લાગે ત્યારે ગાયનું દૂધ અને ભાત ખાવા. ત્રણ દિવસના સેવન પછી ઘઉંની તાજી–ગરમ રોટલી ઘી સાથે તથા દૂધ ભાત ખાવાં. સાત દિવસ સુધી આ સિવાય બીજો કોઇ ખોરાક ન લેવો.

આ બધી ક્રિયા દરમિયાન મનના સઘળા વિકારો દૂર કરી, ક્રોધ રહિત, શાન્તચિત્ત અને આનંદ યુકત સાત દિવસની ક્રિયાને એક વ્રત રૂપે સમજીને આચરવી.

પુરુષોએ આ ક્રિયામાં યોગ્ય સાથ આપવો. ગર્ભ ધારણ થતાં સુધી દરેક માસે ઋતુસ્નાન પછી આ પ્રયોગ ચાલૂ રાખવો.

## પુત્રદાતા યોગ [પુરુષો માટે]

[૧]

બદામ, પિસ્તાં, ચારોળી, દેશી અંજીર એ દરેક એક એક તોલો, એલચી એકઆની ભાર. કેસર ૦॥ રતી. ઘીનાં ૦॥, દેશી સાકર તો. ૧, લીંડીપીંપર નંગ ૭. ગાયનું દૂધ શે. ૧.

[૨]

સાચું વાંસકપુર, પ્રવાળ ડાંખળીની પીષ્ટિ, મોતી પીષ્ટિ, ગળો સત્ત્વ એ દરેક રતી ૨, શુદ્ધ શિલાજીત વાલ ૧. એ દરેકને વાટી એક ગોળી વાળવી.

પુરુષના વીર્ય સંબંધી વિકારો અથવા પુરુષવીર્યમાં પ્રજોત્પત્તિ કરનાર વીર્યના કીટાણુઓ કે જે એલોપથીમાં 'સ્પર્મેટોઝવા' ને નામે ઓળખાય છે. આ જંતુની હસ્તી સિવાય તંદુરસ્ત સ્ત્રીમાં પણ પુરુષ પ્રજા ઉત્પન્ન ન કરી શકે જ્યારે આ પ્રયોગ એકાદ-બે માસ નિયમિત લેવાથી દૂષિત વીર્ય કે નબળા વીર્યની ખામી દૂર થઈને વીર્ય પ્રજોત્પત્તિ કરવા માટે લાયક બને છે.

પ્રયોગ દરમિયાન તેલ, મરચું, આમલી, વધુ પડતી ચાહ, બીડી, તમાકુનુ સેવન તજવું અને સદાચારી, સંયમી બનીને વીર્યનું રક્ષણ કરવું.

અમોએ આ પ્રયોગ સાઠ દંપતિઓને અનુભવ લેવા માટે કરાવેલો, એમાંથી અઠ્ઠાવીશ દંપતી પૂરેપૂરાં સફળ થયેલાં જણાયાં. બાકી રહેલાં બત્રીશ પૈકી આઠના પુરુષોને ચેપી દરદ હોવાને કારણે બંને દંપતીઓનાં પ્રજનન અવયવોમાં વિષારિ તત્ત્વો દૂર કરવા માટેની સારવાર ચાલૂ છે.

ત્રણના પુરુષો ધંધાર્થે હાજરીમાં અનિયમિત થવાથી એમનો પ્રયોગ અધૂરો જ રહી ગયેલો.

દશ દંપતીએ પ્રયોગની અનિયમિતતા કે સંયમના અભાવે અધુરે જ પડયું મૂકયું. બાકીનાં અગિયાર દંપતી નિષ્ફળ નીવડયાં હતાં.

વંધ્યત્વ માટે સંયમ એ બહુ જ જરૂરી છે. કેટલાક કેસોમાં અતિશય શરીર સંબંધને કારણે નબળાં પડેલાં રજ–વીર્યથી પ્રજા થવી અસંભવિત બની જાય છે. એમનાં રજ–વીર્યને સબળ બનાવવા માટે સંયુકત પ્રયાસ કરવામાં આવે અને એ દરમિયાન થતા સુધારા વખતે સંપૂર્ણ પરિપકવ અવસ્થા આવતાં પહેલાં તો સંયમનો ભંગ કરીને શકિતનો વ્યય કરવામાં આવે છે. વળી તેઓને લાંબો સમય સારવાર લેવી અને સંયમ પાળવાનું પસંદ પણ નથી હોતું. આથી પણ કેટલાક વધુ નિષ્ફળ જશે, એટલે આ બાબત પૂરેપૂરી સમજણ પૂર્વક વિચારી કાળજી રાખીને કાર્યક્ષમ બનવું ઘટે.

આ બંને પ્રયોગો એકી સાથે દૃઢ નિશ્ચયથી શરૂ કરવામાં આવે તેમજ વ્યસનો, કુટેવો કે બીજા આવેગોની દૃઢ મનોબળ રાખી રૂકાવટ કરીને મજબુત સંયમ પાળીને પૂર્ણ સફળતાને વરવાની ઇચ્છા કરનાર દંપતી જરૂર મનવાંછિત ફળ મેળવીને પોતાનો સંસાર નંદનવન સમો બનાવી શકશે.

ઋષિ–મુનીઓના જ્ઞાનસિંધુમાંથી આવું એકાદ બુંદ પણ જો પ્રાપ્ત થઈ જાય છે તો તેનો આ લોક સહેજે સુધરી જાય છે.

## કામકલ્યાણ રસ

સાચાં મોતીની પીષ્ટિ, માક્ષિક ભસ્મ, કપુર, સુવર્ણ ભસ્મ જાવંત્રી, લવંગ, ચાંદીની ભસ્મ, તજ, તમાલપત્ર, એલચી, સાચું નાગકેસર એ દરેક એક તોલો.

કાષ્ટિક ઔષધિઓ ખાંડી, વસ્ત્રગાળ ચૂર્ણ કરી બધી ભસ્મો મુકતાપીષ્ટિ, કપુર વગેરે મેળવીને શતાવરીના રસમાં એકવીશ દિવસ સુધી ઘૂંટીને બબ્બે રતીની ગોળી બનાવીને બરાબર સૂકવી લેવી.

એક એક ગોળી સવાર–સાંજ દૂધ સાથે આપવી.

**ઉપયોગઃ**—ધ્વજભંગ, નપુંસકતા, અલ્પવીર્ય, સ્વપ્નદોષથી આવેલી નબાળાઈ, મૂત્રરોગ, પ્રમેહ, શોથ, પ્રદર, ગર્ભાશયની નબળાઈ, ઋતુદોષ, વંધ્યત્વ, ન્યુનાર્તવ વગેરે સ્ત્રી–પુરુષોનાં જાતીય દરદોમાં કાયમી સુધારો કરનાર અવ્યર્થ ઔષધ છે.

આ કામકલ્યાણ રસ અતિશય વીર્યવિકારમાં કે વધુ સ્ત્રીસંગથી પ્રમેહ વા સ્વપ્નદોષને કારણે માંસ, રક્ત, લોહી ઘટીને શરીર તદ્દન કૃશ બની ગયું હોય, શરીરનું વજન ઘટયું હોય તથા વખતો વખત વીર્ય સ્ખલન થઈને નપુંસકતા આવી ગઈ હોય અશક્તિ વધવાથી કામેચ્છા વધુ ને વધુ વેગવાન બનતી હોય છતાં જરૂરી ટકાવને અભાવે અસંતોષ રહેતો હોય ત્યારે આ 'કામકલ્યાણરસ'ની એક એક ગોળી માખણ યા મલાઈ સાથે લઈને ઉપર સાકર, એલચી નાંખેલું ગરમ દૂધ પીવાથી જલદી લાભ થાય છે. શરીરમાં વજન વધારી, કમરનો દુઃખાવો, અશક્તિ, આળસ તથા તંદ્રાને દૂર કરીને સાચું સ્વાસ્થ્ય બક્ષે છે.

સામાન્ય અશક્તિ, વીર્યદોષ, મગજની નબળાઈ, વીર્યહીનતાથી થયેલ મંદાગ્નિ, અપચો. છાતીનો અને કમરનો દુઃખાવો તથા નબળાઇને કારણે ઉદ્દભવેલાં બધાં દરદોમાં સરસ કામ આપે છે.

જનનેન્દ્રિય (મેરૂદંડ)ની માંસશોષ અવસ્થાથી એ અવયવ નબળું પડે ત્યારે માલીશ કરવાની દવા સાથે આ રસનું સેવન કરવું. ઇંદ્રિયની નબળાઈ, લઘુતા, ઢીલાપણું વગેરે દૂર કરીને મજબુતાઇ બક્ષે છે.

ઘણી વખત પુરુષ સ્ત્રી પ્રત્યે આકર્ષાય છે પરંતુ જાતીય નબળાઈને કારણે સહગમન કરવામાં અશક્ત–નિષ્ફળ નીવડે છે. એ વખતે એ અકથ્ય મુંઝવણમાં મુકાઈ જાય છે. સાથે જ પત્ની પણ પુરુષની દશા જોઈને મનમાં હિજરાય છે, એને પુરુષ પ્રત્યે નફરત આવે છે. અને આવા જ કારણે ઘણી બહેનો હિસ્ટરીયાના પંજામાં સપડાય છે. આવા પ્રકારના નપુંસકો માટે આ કામકલ્યાણરસ આશીર્વાદ સમાનછે

વંધ્યત્વ દોષને કારણે જે સ્ત્રીઓના શરીરનો પૂરો વિકાસ નહિ થતાં, સ્તન, નિતંબ (કુલા) કમર તથા સમસ્ત શરીરના વિકાસની અપૂર્ણતાને લીધે એ બધાં અવયવો દુબળાં લાગે છે તેમ અટકાવ

પણ બહુ જ ઓછા પ્રમાણમાં અને અનિયમિત આવે છે, એના દામ્પત્યજીવનમાંથી સમરસતા ઊડી જવાથી જીવનમાં જોશ, સ્ફૂર્તિ કે આનંદ નથી રહેતો, એનાં તનમન, અને મગજ નિર્બળ તથા ચેતનાહીન હતાશ જેવાં લાગે છે. આવાં કારણોસર ગર્ભાશય, ફલવાહિની, બીજકોષ તથા રજ વગેરે બરાબર પુષ્ટ ન હોવાથી એવી સ્ત્રીઓ ગર્ભ ધારણ કરી શકતી નથી. આવાં દરદી કામકલ્યાણ રસ સંપૂર્ણ બ્રહ્મચર્યના પાલન સાથે સેવન કરે તો જરૂર આશાતીત લાભ થઈને એમનું સાંસારિક જીવન પાંગરે છે.

ગર્ભાશય અને ફળકોષની અતિ નબળાઈને કારણે વખતોવખત ગર્ભાધાન થવા છતાં એ ગર્ભ ટકતા નથી અને વારંવાર કસુવાવડ થયા કરતી હોય એવા દરદી જો ત્રણ માસ સુધી આ રસનું સેવન કરે તો થતા ગર્ભપાત અટકીને પૂરા દિવસે બાળકનો પ્રસવ થાય છે.

કામકલ્યાણ રસ સ્ત્રી-પુરુષ જાતીય દોષોનું નિવારણ કરીને એમના ગાર્હસ્થ્ય જીવનનો સાચો રાહબર બને છે.

## તીક્ષ્ણ મેહાંતક રસ

કલમીશોરા, જવખાર, શુદ્ધ સૌરાષ્ટ્રી, નાની એલચી, શંખજીરૂ, ચીનીકબાલા, જીરૂ, ગંધબેરજાનું સત્ત્વ, ટીકડી કાથો, ગળોસત્વ, વાંસકપુર, એ દરેક એક એક તોલો. બરાસ કપુર તો. ૦ાા, સફેદરાળ ૦ા.

દરેકને ખાંડીને વસ્ત્રગાળ કરી, કપુર મેળવી બાટલીમાં સખત બૂચ મારીને રાખવું.

૦ા થી ૦ાા તોલો પાશેર તાજા દૂધ તથા પાશેર પાણી મેળવીને સવાર-સાંજ બે વખત લેવું.

પ્રમેહની તીવ્ર બળતરામાં દરદી બેચેન બની પેશાબ ટીપે ટીપે આવતો હોય, પેશાબ કરતી વખતે આગ જલતી હોય, આઠ-દશ દિવસ બાદ પેશાબ વાટે લોહી-પરૂ આવીને કપડામાં ડાઘ પડવા લાગે

દરદના વધવા સાથે તાવ શરૂ થાય એથી આકરી દશાવાળા પ્રમેહમાં શરૂઆતથી જ આ દવા દૂધ અને પાણી સાથે, સોડા અને દૂધ કે લિથિયા અને દૂધ સાથે લેવાથી પેશાબ વાટે આવતું લોહી–પરૂ બંધ પડીને બળતરા શાંત પડીને દરદ મૂત્રનળીમાં આગળ ફેલાતું અટકી જાય છે તેમજ બસ્તીમાં વધતા વિકારોને અટકાવીને દરદીને ત્રાસમુક્ત કરીને શાંતિ આપે છે.

તિક્ષ્ણ મેહમાં શરૂઆતથી જ આઠ–દશ દિવસ આ દવા આપ્યા પછી ચંદ્રપ્રભા એક એક ગોળી સવાર–સાંજ એક માસ સુધી બરાબર પથ્ય પાળી ઉપચાર કરવાથી પ્રમેહનો દરદી એના કાયમી ત્રાસથી બચીને છૂટકારાનો દમ લઈ શકે છે.

જીર્ણ પ્રમેહવાળા દરદીઓએ એની સાથે વસંતકુસુમાકર રસ, બંગભસ્મ, પ્રવાળ પીષ્ટિ વગેરે બ્રહ્મચર્ય પાળીને લેવું. એથી જલદી આરામ આવશે.

## ખરજવાનો મલમ

રસકપુર તો. ૨, કલઈ સફેદો તો. ૨, ફૂલકાથો તો. ૨, મુરદાસીંગ તો. ૨, કંપીલો તો. ૨, કપુર તો. ૨, કોડીની ભસ્મ તો. ૨, સોપારીની કોલસી તો. ૨, મનુષ્યના માથાની ખોપરીની ભસ્મ તો. ૨.

દરેકને જુદાં જુદાં વાટીને ઝીણી મુલાયમ ભૂકી બનાવી એકસોને આઠ વખત ધોયેલા ઘીમાં મલમ બની શકે એટલા પ્રમાણમાં મેળવીને ખરજવા ઉપર લગાડવું.

પેટમાં ખાવાની દવામાં રક્તશુદ્ધિ માટે ગંધક રસાયન વાલ ૧ સવાર–સાંજ મહામંજીષ્ઠાદિ કવાથ સાથે લેવો. અને મીઠું, મસાલા, લીલાં–સૂકાં મરચાં, છાશ, દહીં, અથાણાં, રાયતાં, ચટણી, ભૂસું, ચેવડો ભજીયાં વગેરેનો ત્યાગ કરવો. બરાબર પથ્ય સહિત બે માસ સુધી ઉપચાર કરવાથી જરૂર આશાતીત લાભ થશે.

# ઉદરબળ ચૂર્ણ

શુદ્ધ એરંડાચલાં તો. ૪૦, અજમો તો. ૪૦ દેશી ધોળકાની સુંઠ તો. ૫, સિંધવ તો. ૧૦, પાપડીયોખાર તો. ૧૦, સાજીખાર તો. ૧૦, સંચળ તો. ૧૦, હીમજ તો. ૨૦, ઘીમાં શેકેલી હીંગ તો. ૧૦.

હીંગ સિવાયનાં બધાં ઔષધો ખાંડીને કપડછાણ કરીને એમાં ઘીમાં શુદ્ધ કરેલી હીંગ વાટીને ઉપરના ચૂર્ણ સાથે બરાબર મેળવીને કાચની સ્ટોપર્ડ બાટલીમાં ભરી લેવું.

સવાર–સાંજ ૨ થી ૩ વાલ ગરમ પાણી કે લીંબુનો રસ અથવા રોગોચિત અનુપાન સાથે આપવું.

ઉદરબળ ચૂર્ણ પેટનાં હરેક પ્રકારના દુઃખાવા, જવર, શોથ, મંદાગ્નિ, અરૂચી, વાયુ (ગેસ), જીર્ણ મરડો, અર્ધાંગવાત, ઉરુસ્તંભ, લકવો, હૃદયશૂળ, નપુંસકતા, સ્ત્રીઓના હિસ્ટિરીયા, જીર્ણ કબજીયાત અને ગર્ભાશય તથા આર્તવદોષના વ્યાધિઓમાં અનુપાનભેદે યોજના પૂર્વક અપાય છે.

આ ઉદરબળ ચૂર્ણ પાચક, શોધક અને સારક ગુણને લઈને ખોરાકને હજમ કરે છે, આંતરડામાં ભરાઈ રહેલા મળને છૂટો કરીને દસ્ત સાફ લાવે છે. શારીરિક નિર્બળતા અને વીર્યની નબળાઈથી કે અશકિતના કારણે મંદાગ્નિ થઈને આંતરડાની મંદ પડેલી ક્રિયાને ઉત્તેજીત કરીને પાચક રસોને વધારે છે અને નાનાંમોટાં આંતરડાં તથા ગ્રહણીની સઘળી ક્રિયાઓને વ્યવસ્થિત કરીને સાચી ભૂખ લગાડે છે.

હરદમ વારંવાર ચાહ, ગાંઠીયા, ભૂસું ખાનાર, ખાંડ અને મેંદા કે ચણાનાં આટાની બનાવટોના ચટાકાના શોખીન જીવાત્માઓની પાચનશકિત દિવસે દિવસે ઘટતી જ જતી હોવા છતાંય એમની સ્વાદેન્દ્રિય અતૃપ્ત જ રહે છે. પોતાની પાચનશકિતનો વિચાર કર્યા વિના મોકળા મને પોતાનું અકરાંતીયાપણું ચાલૂ જ રાખે છે અને એ રીતે પેટને પૂછ્યા સિવાય ખોરાક લેનારની યકૃત (લિવર)ની ક્રિયાઓ મંદ

પડવાથી બરાબર પાચન ન થવાને કારણે યકૃત અને હોજરીમાં સોજો આવીને એ અવયવમાં કાયમી દુઃખાવો રહ્યા કરે છે. જરાપણ ખોરાક લેતાં પેટમાં પથ્થર નાંખવા સમાન બોજો જણાવા લાગે, મનની બેચેની કબજીઆત અને અધોવાયુની રૂકાવટ થવાથી દરદી ઘણો જ અકળાય છે, તીવ્ર ચૂંક (દુઃખાવો) થવા લાગતો હોય એવે વખતે લીંબુના રસમાં યોગ્ય પ્રમાણમાં પાણી મેળવીને આ ઉદરબળ ચૂર્ણ લેવાથી તરત જ આરામ થાય છે અને થોડા વધુ દિવસ લેવાથી બગડેલા લિવરની ક્રિયા વ્યવસ્થિત બનીને ખાધેલા ખોરાકનું બરાબર પાચન થઈને બળ અને શક્તિનો વધારો કરે છે.

ઍરંડોચલાંને આયુર્વેદમાં દીપન, પાચન, કટુ, પૌષ્ટિક, જ્વરઘ્ન, બલ્ય અને વાજીકર માનેલ છે. એ શરીરની બધી ઇંદ્રિયોની ક્રિયાને ગતિ આપે છે. આથી મેલેરિયા (શીતજ્વર)માં લેવાથી પસીના વાટે શરીરમાં એકઠા થયેલા મળને બહાર ધકેલીને જ્વરને રોકવામાં મદદ કરે છે.

લકવામાં જ્યારે શરીરની બધી જ ક્રિયાઓ વાયુના પ્રબળ કોપથી શિથિલ બનીને જડત્વને પામે છે, દરદીમાં હરવા-ફરવા કે હાથ-પગ હલાવવા જેટલું પણ ચૈતન્ય રહેતું નથી, દસ્તની કબજીયાત, ખોરાક ઉપર અરૂચી વગેરે અનેક ઉપદ્રવો થાય છે ત્યારે આ ચૂર્ણ ઠંડા પાણી યા એરંડીયા તેલના અનુપાન સાથે આપવાથી ઘણોસારો લાભ થાય છે.

જ્ઞાનતંતુની શૂન્યમનસ્ક સ્થિતિમાં દરદી દિગ્મૂઢ, હતાશમય અવસ્થા ધારણ કરે છે; સુસ્ત અને એદીની માફક પથારીમાં તંદ્રાવશ સ્થિતિમાં પડી રહેવાનું જ પસંદ કરે છે, એને પૂછેલા પ્રશ્નનો ઉત્તર આપવા જેટલું ચૈતન્ય પણ એનામાં ન રહેવાથી એની સ્થિતિ અર્ધ-પાગલ જેવી બની જાય છે. આવા દરદીને આ ચૂર્ણ આપવાથી જલદી આશાતીત લાભ થાય છે.

એકંદર ઉદરબળ ચૂર્ણ દીપન, પાચન, જ્વરઘ્ન, કટુ, પૌષ્ટિક વાતઘ્ન અને મળસારક ગુણ ધરાવતું હોઈ અનેક દરદોમાં દેશ, કાળ,

વય, પ્રકૃતિ વગેરેનો વિચાર કરીને જુદા જુદા અનુપાનભેદથી આપવાથી અનેક વ્યાધિ મટાડવાને એ શકિતશાળી બને છે.

એનાથી હોજરી, લિવર (યકૃત) અને આંતરડાની શક્તિ વધે છે, મોટા આંતરડાંની મળ સંચલનશક્તિ વધે છે. સંગ્રહણી અને જુના મરડામાં સ્થંભન કે શોધક દવાઓ સાથે ઉદરબળ આપવાથી પાચન-શક્તિ સુધરે છે, આમનું પચન થવાથી મળ બંધાઈ દસ્ત સાફ અને નિયમિત આવવા લાગે છે.

અતિ મૈથુન અને હસ્તદોષથી આવેલી નબળાઈ તથા નપુંસકતામાં જમ્યા પછી આ ચૂર્ણ લેવાથી અપચો, મંદાગ્નિ વગેરે દૂર થઈને ઇંદ્રિયમાં ચેતન લાવે છે. આવા દરદીને માનસિક અને શારીરિક થકાવટથી બરાબર નિદ્રા ન આવતી હોય ત્યારે જમ્યા પછી રાત્રે ઠંડા પાણી સાથે આપવાથી શાંત અને પ્રગાઢ નિદ્રા આવી જાય છે.

ઉદરબળ ચૂર્ણ સ્ત્રીઓને પણ એટલું જ ઉપયોગી છે. માસિક ઋતુની અનિયમિતતા, ગર્ભાશયનો સોજો, ફળકોષની શિથિલતાથી સર્વાંગમાં વ્યાપતી દુર્બળતા, અનિયમિત અને ઓછું ઋતુદર્શન, પેડુ અને પાંસળાની નીચે પેટની બંને બાજુનો દુઃખાવો, મેદ, શોથ (સોજો) પેટપીડ, વખતો વખત મરડો થઈ આવવો વગેરે વ્યાધિઓ આ ચૂર્ણના યોગ્ય માત્રા સાથેના નિયમપૂર્વકના સેવનથી જરૂર દૂર થઈ શકે છે.

અનિયમિત અટકાવ અને લાંબા સમયના વાયુના કોપથી સ્ત્રીઓને હિસ્ટીરીયા શરૂ થઈને એ ઘરમાં બધાને ઉપદ્રવરૂપ થઈ પડે છે, અગ્નિ, જળ કે સીડી-દાદરનું પણ એને ભાન રહેતું નથી. કેટલાંકને પેટમાં ગોળો ચડવા જેવું જણાય છે અને પછી બેભાન થઈ જાય છે. આવે વખતે અજ્ઞાન માણસો ભૂત-બાધા-આખડી રાખીને ભુવાઓને મંતર-જંતર માટે નોતરે છે અને બકરૂં કાઢતાં ઊંટ પેસાડવાનો અખતરો કરી બેસે છે.

ખરી રીતે આ વાયુપ્રધાન વ્યાધિ છે. ઉદરબળ ચૂર્ણમાં ઝેરકોચલાં

અજમો, હીંગ, સુંઠ, હીમજ, સંચળ વગેરે વાયુનાશક પદાર્થો હોઇને હિસ્ટીરીયાને મટાડવા માટે એ ઉત્તમ છે.

ઉદરઅમળ ચૂર્ણ પેટમાં થતા ગેસને ઘણી જ ઝડપથી અટકાવે છે કઠોળ અને તેલમાં તળેલા વિદાહી પદાર્થો બંધ કરીને આઠ–પંદર દિવસ કે દરદના પ્રમાણમાં વધુ વખત લીંબુના રસમાં લેવાથી ગેસનો દરદી રોગમુક્ત બને છે.

હૃદયશૂળમાં જ્યારે દરદી વાતપ્રકૃતિ કે વાત–કફદોષ હોય ત્યાં આ ચૂર્ણ પાણી સાથે લેવાથી તાત્કાલિક લાભ થાય છે.

જ્યારે હૃદયના ધબકારા બરાબર સંભળાતા ન હોય, નાડી ત્રુટક કે અતિ વેગવતી બની જતી હોય, હાથ–પગનાં તળીયાં, પેટ અને કાનની બુટ્ટીઓ ઠંડી પડી જઈને ખૂબ પસીનો થતો હોય, શ્વાસ ચડે, રોગી જરા જરામાં નિર્બળ બની જઇને થકાવટ અનુભવતો હોય ત્યારે આ ચૂર્ણથી સરસ લાભ થાય છે.

આ ચૂર્ણ અનેક દરદોમાં અનુપાનભેદે ઉત્તમ ગુણકારી બનતું હોઇને તે આ લોકનું અમૃત લેખાય છે.

## ઉદરામૃત અર્ક

અજમો, લીંડીપીંપર, મરી, લવીંગ, દેશી સુંઠ, શેકેલું જીરૂ, સોડા બાય કાર્બ, કેસર દરેક તો. ૦၊, હાઉબેર, વરીયાળી, કાળું જીરૂ, ચિત્રકમૂળની છાલ, કલમીશોરા, દરેક તો. ૦၊၊, પીંપરમીંટ બેઆનીભાર, સીંધાલુણ તો. ૧૫, સંચળ તો. ૧૫, આદુનો નીતર્યો રસ તો. ૧૦, સંતરાનો રસ તો. ૧૨, ચુનાનું નીતર્યું પાણી તો. ૨૫, લીંબુનો રસ તો. ૫૦, ગુલાબનો અર્ક તો. ૫૦, કેવડાનો અર્ક તો. ૨૫.

કાષ્ઠિક ઔષધો ઝીણાં ખાંડી વસ્ત્રગાળ કરીને, કેસર, પીપરમીંટ ખરલમાં વાટીને ચૂર્ણ સાથે મેળવી, સિંધવ, સંચળ, દરેક પ્રવાહીમાં એકરસ કરીને પંદર દિવસ સુધી સૂર્યના તાપમાં મૂકી રાખવું. બાદ કપડાથી ગાળી લઈને બાટલામાં ભરીને મજબુત બૂચ મારવો.

બપોરે અને સાંજે જમ્યા પછી એકથી બે તોલા, દવાથી બમણા પાણી સાથે મેળવીને પીવો.

ઉદરામૃત અર્ક દરેક પ્રકારના પાચક રસોની વૃદ્ધિ કરી પેટના દરેક વિકારોને દૂર કરે છે. યકૃત, પ્લીહા, કૃમિ, ઉદરશૂળ, ગોળો, મળબંધ વાયુ, અજીર્ણ, મંદાગ્નિ, કબજીઆત, માથાનો દુખાવો, ઉલટી વગેરે દરદો મટાડે છે.

ખાસ કરીને ચૂર્ણો, ગોળીઓ કે ચાટણ વગેરે દવાઓ ન લઈ શકનાર નાજુક પ્રકૃતિના દરદીઓ માટે આ અર્ક આશીર્વાદ સમાન છે. અતિશય સ્વાદીષ્ટ તેમજ ઘણી ફાયદાકારક ઉત્તમ ચીજ છે.

ગાદી તકીએ બેસીને ધંધો કરનાર, હંમેશાં સાકર, મેવા અને ખાંડ, મેંદાની મીઠાઈ ઉડાવનાર, કઠોળ, ભજીયાં, પાતરાં, પુરી પકોડી ચેવડો, સેવ તથા આઈસક્રીમ, આઇસફ્રૂટ વગેરે ઠંડાં પીણાં પીનારની હોજરી-આંતરડાં અનેક પ્રકારના આઘાત-પ્રત્યાઘાતો સહીને નબળાં રસશોષણ ક્રિયારહિત બનેલાં હોય છે. આમ હોવાથી લીધેલો ખોરાક બરાબર પાચન નહિ થતાં ખોરાકમાંનો શક્તિશાળી જથ્થો રસકસ મળવાટે મોટાં આંતરડાંમાં જમા થાય છે. પાચક અવયવોની શિથિલ અવસ્થાથી મળસારક ક્રિયા મંદ પડે છે. આમ થવાનું કારણ મોટા આંતરડાની નબળાઈ પણ હોય છે; જ્યારે સમયસર મળનો નિકાલ નહિ થવાથી મોટા આંતરડામાં એકઠો થએલ મળ સડવા લાગે છે અને એને પરિણામે તેમાંથી ગેસ (વાયુ) ઉત્પન્ન થાય છે. એ વાયુ અધોમાર્ગે (ગુદાવાટે) જો બહાર નીકળી જાય તો તો દરદીને ખાસ ખાસ ઉપદ્રવ થતો નથી. માત્ર મળના સડાને કારણે વાયુ સરતી વખતે દુર્ગંધ ફેલાય છે એટલું જ. પરંતુ જ્યારે વાયુ (ગેસ) ઊર્ધ્વગામી બનીને ઉપર ચડે છે ત્યારે એ ઘણો ઉપદ્રવ કરે છે. એમ થતાં આખા પેટમાં ચૂંક આવે છે. સખત દુઃખાવો થાય છે, છાતીએ ગભરામણ, હૃદયની મુંઝવણ, બેચેની, વિચારમાં એકાગ્ર બનવાની અશક્તિ, વારંવાર ચીડાઈ જવું, સ્નેહીજન ઉપર પણ ક્રોધ ઉત્પન્ન થવો વગેરે અનેક

ઉપદ્રવો થાય છે અને એથી આગળ વધીને આ વ્યાધિ મગજે પહોં-ચીને આખા શરીરને ભમાવી નાંખે છે. (આંખે અંધારાં આવવાં) માનસિક શૂન્યતા, મગજની નબળાઈ, અનિદ્રા અને અજંપા જેવા વ્યાધિઓ થઇ આવે છે.

ઉદરામૃત અર્ક ઉપર પ્રમાણે વાયુ (ગેસ)થી ઉત્પન્ન થતા હરેક વ્યાધિમાં સરસ કામ આપે છે. ખોરાક ઉપર રૂચી વધારી શક્તિદાતા તત્ત્વોને રસ–રક્તમાં થતી શોષણક્રિયાને મદદ કરી લોહી, માંસ અને બળમાં વધારો કરે છે. અતિશય કાળજી પૂર્વક યોજેલું આ એક ઉમદા ઔષધ છે.

## લકવાનાશક તેલ

માલકાંકરી તો. ૪, જાયફળ તો. ૨, લવંગ તો. ૨, કુઠ તો. ૨, લીંડીપીંપર તો. ૧, કાળાંમરી તો. ૧, હળદર તો. ૨, ધતુરાના બીજ તો. ૫, જાવંત્રી તો. ૨, અફીણ તો. ૧, ભીલામા (અશુદ્ધ) તો. ૫, કેસર તો. ૦ાા.

આકડાના પાનનો રસ તો. ૨૦, ધતુરાનાં પાનનો રસ તો. ૨૦, એરંડાનાં પાનનો રસ તો. ૨૦, મરચીનાં લીલાં પાનનો રસ તો. ૨૦, તમાકુનાં પાનનો રસ તો. ૨૦, દારૂડીનાં પાનનો રસ તો. ૨૦, પીલુડી (વરખડો)નાં પાનનો રસ તો. ૨૦, સરગવાનાં પાનનો રસ તો. ૨૦, ગાયનું ઝરણ (મૂત્ર) તો. ૨૦, વછનાગ તો. ૨, માલકાંકરી તો. ૧૦, એક કળીનું લસણ તો. ૧૦ તથા સરસવનું તેલ શે. ૧૦ (ચારસો તોલા) લેવું.

ખાંડવાલાયક ઔષધો ખાંડી જવકૂટ કરીને જુદાં રાખવાં. કેસરને પ્રવાહી સાથે ઘૂંટીને એમાં અફીણ મેળવી એકરસ કરવું. બાદ લસ-ણને કચરીને લોચો કરવો અને બધી જ વનસ્પતીઓના તાજાં લીલાં પાનનો રસ કાઢીને જુદો રાખવો.

દશશેર તેલમાં કાષ્ટિક ઔષધિઓનું જવકૂટ ચૂર્ણ તથા લસણનો લોચો મેળવીને ત્રણ દિવસ પલાળી રાખવું. ત્યારબાદ બધાય રસ

એકી સાથે તેલમાં નાખીને અગ્નિની મંદ આંચ આપીને ઉકાળવું. એ માટે વાસણ પીત્તળનું કલાઇવાળું જ અને પ્રમાણમાં એટલું મોટું લેવું કે જેથી તેલ ઉભરાવા ન પામે. નહિ તો તેલ બહાર નીકળી જાય તો મોટો ભડકો થઈ જશે. આ રીતે ધીમી આંચે (વાસણમાંથી ઉભરાઈને તેલ બહાર ન નીકળી જાય તેટલી આંચ આપવી.) બધો રસ બળી જઈને માત્ર એકલું તેલ જ બાકી રહે અને તેલમાંથી ધુમાડી નીકળવા લાગે એટલું જ કડક અને ગરમ થાય એ અગાઉ નીચે ઉતારી લેવું.

રસ બળી ગયા પછી તેલ વધુ ગરમ થાય તો દવાઓનો કસ કે જેમાં વ્યાધિઓ દૂર કરવાનો ગુણ હોય તે પણ બળી જવાથી બધુંય ઔષધ નિષ્ફળ જાય તેમ લીધેલી મહેનત પણ બરબાદ જાય. માટે તેલ ઉતારતી વખતે બરાબર ચોક્કસ નજર રાખીને તેલ સિદ્ધ કરવું.

ઠંડુ પડયા પછી કપડાથી ગાળી લઈને કેસર તથા અફીણ ઘૂટેલું પ્રવાહી એમાં મેળવી દઈને એકરસ કરીને ઉપયોગમાં લેવું.

આ તેલ એંશી પ્રકારના વાતવ્યાધિ, ભયંકર લકવો, અર્ધાંગવાત, સંધિવા, ઉરૂસ્થંભ, અપતાનક, સોજા, દુઃખાવો તથા અવયવોની શૂન્યતા મટાડીને ચેતન લાવવા માટે માલીશ કરવું અને જરૂર જણાય ત્યાં ખાવાની મીઠાની અથવા સિંધવની પોટલીનો સૂકો શેક કરવો.

માલીશ કરવા માટેની આ સરળ અને શીઘ્ર ફળદાતા ઉત્તમ બનાવટ છે. સેંકડો દરદીઓ ઉપર અનેક વખત અજમાયશ કરીને એની અવ્યર્થતાની પ્રતીતી મેળવી છે. એક વખત બનાવીને વાપરનાર વ્યાધિમુકત બનીને ભગવાન ધન્વંતરિના આયુર્વેદના આ અમૂલા ઔષધના ગુણથી ચકિત બનશે.

## ઓઝેસ્ત્રી [ રજીસ્ટર્ડ ]

સુવર્ણ માક્ષિક ભસ્મ તો. ૪, ચાંદીની ભસ્મ તો. ૨, કાન્ત લોહ ભસ્મ તો. ૨, મેંદીમાં મારેલી બંગ ભસ્મ તો. ૨, યશદ ભસ્મ તો. ૨,

પ્રવાળ પીષ્ટિ તો. ૪, સાચાં મોતીની પીષ્ટિ તો. ૨, કેરબાની પીષ્ટિ તો. ૨, દ્વિગુણ ગંધક જારિત રસસિન્દૂર તો. ૧૬, ગિસામણી તો. ૧૨, શેમળાનાં મૂળ તો, ૮, કાળીપાટ તો. ૮, બીલીનો ગર્ભ તો. ૮, આંબાની ગોટલી તો. ૮, મીઠા ઇંદ્રજવ તો. ૮, પાષાણભેદ તો. ૮, રસવંતી તો. ૮, કમળનો કંદ તો. ૮, અતિવિષની કળી તો. ૮, શતાવરી (દિલ્હીની) તો. ૮, વજ તો. ૮, સુંઠ તો. ૮, કાળી દ્રાક્ષ તો. ૮, જેઠીમધનો શીરો તો. ૮, ધાવડીનાં ફૂલ તો. ૮. બહુફળી તો. ૮, તજ તો. ૮. એ દરેક ખાંડી, વસ્ત્રગાળ કરી તૈયાર કરવું.

કડા છાલ શે. ૧૦, આસોપાલવની છાલ શે. ૧૦, પીંપળાની શે. ૨॥, જાંબુની છાલ શે. ૨॥, પડાણી લોદર શે. ૧૦ એ દરેકને જવકૂટ કરીને આઠગણા પાણીમાં ઉકાળી ઘન કાઢવું.

રસ સિન્દૂરને પ્રથમ એક દિવસ (બરાબર ૧૨ કલાક) ખરલમાં ઘૂંટીને એમાં બાકીની ભસ્મો મેળવી એક રસ કરી બધું ચૂર્ણ મેળવી એક દિવસ ઘૂટવું.

ઉપરની અંતર છાલનું ઘન તૈયાર થવા આવે તે અગાઉ થોડું નરમ રહે તે વખતે તૈયાર રાખેલું ભસ્મો સહિતનું ચૂર્ણ ઘન સાથે મેળવી એક રસ કરી ચણાના દાણા જેવડી ગોળી વાળવી.

એક એક ગોળી દિવસમાં ત્રણ વખત ઠંડા પાણીમાં અથવા સાકર નાખેલા દૂધ સાથે લેવી.

આ 'ઓઝેસ્ત્રી'ની ગોળી અમારા દવાખાનામાં સ્ત્રીઓના શ્વેત અને રક્તપ્રદર, અલ્પાર્તવ, કષ્ટાર્તવ, નષ્ટાર્તવ, ગુપ્ત ભાગનાં દરદો, ગર્ભાશયની ઉષ્ણતા, કસુવાવડ, ખોડ, વંધ્યત્વ, પ્રદરથી શરીર ધોવાઇને કે ગમે તે કારણથી શરીર એકદમ ક્ષીણ થઈ ગયું હોય, હતોત્સાહ, ચીડીયાપણું વગેરે દરદોમાં અજ્ઞાતીત ગુણ કરીને સ્ત્રીઓને અમૃત તુલ્ય લાભ કરે છે.

ઋતુધર્મમાં આવવાનો સમય પાકી જવા છતાં કેટલીક અવિકસિત યુવતીઓ જ્યારે માસિક ધર્મમાં આવતી નથી. એમની કમર,

નિતંબ ( કુલા ) છાતી ( સ્તન. ) હાથ, મ્હોં વગેરેનો વિકાસ અપૂર્ણ હોઈને એ ભાગની પૂરી ખિલાવટ થતી નથી અને એથી એમનાં શરીર કૃશ–માંદલાં જણાય છે. આ બધી ફળકોષની નબળાઈને લીધે દર મહિને ઋતુનો પ્રવાહ જોઈતા પ્રમાણમાં ઉત્પન્ન થતો નથી એવે વખતે આ ગોળી નિયમિત ચાલૂ રાખવાથી ફળકોષ ( ઓવરી )ની ક્રિયાઓ વ્યવસ્થિત કરીને એને પરિપકવ બનાવે છે, શરીરમાં શક્તિ વધે છે તથા ઋતુધર્મ નિયમસર અને વ્યવસ્થિત આવી જાય છે.

અનેક પ્રકારના ખાટા, ખારા, તીખા તમતમા ખોરાકો, અથાણાં વગેરે હદ ઉપરાંત ચપેટવાથી, બેઠાડુ અને એશઆરામવાળું જીવન જીવવાથી, શૃંગારિક નવલકથાઓના વાચન અને અશ્લીલ સિનેમાઓ જોવાથી તેમજ અપરિણિત અવસ્થામાં પરિણિત જીવનનો આસ્વાદ માણનાર, તેમજ એવાંઓના જીવનની વાતો કે બનાવોનું ચિંતવન –મનન કરવાથી યા બીજાં કારણોથી પણ નવયુવતીઓને પ્રદરનો વ્યાધિ થઇ જાય છે.

અતિશય ગરમ–ઉષ્ણ ખોરાકો ખાવાથી, ગરમ દવાઓના સેવનથી, અતિ લોહીયાળ (મેદલ) શરીરના બાંધાથી, ગર્ભાશય દોષ કે એમાં ગાંઠ (ગુલ્મ) થવાથી, માસિક ઋતુ સમયે દાસ્તાન બરાબર સાફ ન આવવાથી, ગર્ભાશયમાં ઉષ્ણતા વધીને રક્તવાહિનીઓ ફાટવાથી વગેરે અનેક કારણોથી શ્વેત અને રક્તપ્રદરનો વ્યાધિ મુગ્ધાથી માંડીને પ્રૌઢા સુધીની દરેક વયની સ્ત્રીઓને આ વ્યાધિ જીવનમાં એક વખત તો વધતા ઓછા પ્રમાણમાં થઈ જાય છે.

હળવા દરદમાં તો ખાસ કરીને શરમાળ નવોઢા આ દરદની જાણ બીજાને કરતી પણ નથી અને જ્યારે દરદ વધીને કષ્ટસાધ્ય બને ત્યારે જ એ ઉપચાર તરફ વળે છે અને જ્યાં દરદ થોડુંઘણું કાબુમાં આવતાં દવા–ઉપચાર–સંયમ વગેરેને અળગાં કરીને, જીવનની ઘરેડમાં જોડાઈ જાય છે.

આ ગોળી સ્ત્રીઓનાં ઉપર વર્ણવેલાં દર્દો માટે અપ્રતિમ ગુણકારી જણાઈ છે. શરીરમાં શક્તિનો સંચય કરીને, જેમ સુવર્ણના ગુણનાં

ગુણગાન કરવાની કોઈ જરૂર નથી પડતી તેમ આ ગોળીના ગુણનાં વખાણ કરવાની જરૂર જ નથી. માટે આવાં દરદોથી હિજરાતી બહેનો આ દવા બનાવી, મેળવી, એનું સેવન કરીને એના અપ્રતિમ ગુણની ખાત્રી કરે અને પોતાના અંતરની આશીષ આપે.

## જ્વરાંતક રસ

રસસિંદૂર, લોહભસ્મ, હિંગનાઇન, શુદ્ધ વછનાગ, શુદ્ધ ટંકણખાર શંખભસ્મ, કોડીભસ્મ, સફેદ મરી એ દરેક તો. ૧.

ઉપરની ચીજોને ખરલમાં ઘૂંટીને એમાં મામેજવો, કાચકાં (કરકચ) અને કારેલાંનાં પાનના તાજા રસનો એક એક પુટ આપીને મરીના દાણા જેવડી ગોળી વાળવી.

એકથી બે ગોળી દિવસમાં ત્રણ વખત ઠંડા પાણી સાથે આપવી.

મેલેરિયા, એકાંતરિયો, તરીયો, ચોથીયો, જીર્ણજ્વર, વાત અને કફજ્વરમાં બહુ જ ઉપયોગી છે.

## આયુષ્યવર્ધક ગુટિકા

ગુગળ તો. ૨૫, કડુ તો. ૨૫, શુદ્ધ શિલાજીત તો. ૧૫, ત્રિફળાં તો. ૧૫, સુંઠ, મરી, પીંપર, ચિત્રકમૂળની છાલ, નસોતર, સિંધવ, સંચળ, સૂરોખાર એ દરેક તો. ૨. દ્વિગુણ ગંધક જારિત રસસિંદૂર તો. ૪, લોહભસ્મ. તામ્રભસ્મ, અભ્રક ભસ્મ એ ત્રણે એક એક તોલો, ચાંદીની ભસ્મ તો. ૨, ગળોસત્ત્વ તો. ૫.

ખાંડવા જેવી વસ્તુ ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરીને એમાં શિલાજીત ગુગળ, કડુ, ત્રિફળાં વગેરે દ્રવ્યો એકરસ કરવાં. રસસિંદૂરને બરાબર બાર કલાક ઘૂંટીને પછી જ મેળવવું. બધું એકરસ કરીને લીંમડાનો રસ તથા લીલી ગળોના રસનો એક એક પટ આપીને ગોળી વાળવા જેવું થાય એટલે ચણાના દાણા જેવડી ગોળી વાળીને સૂકવી બાટલીમાં ભરવી.

સવાર-સાંજ બબ્બે ગોળી ઠંડા પાણી સાથે અથવા રોગોચિત અનુપાન સાથે આપવી.

આ ગોળીના સેવનથી મેદ, શોથ, કબજીયાત, અગિયાર પ્રકારના કુષ્ઠ (કોઢ,) વાતવ્યાધિ, સઘળા પ્રકારના જ્વર અને પાચનક્રિયાનાં દરદો મટાડી વાત, પિત્ત અને કફની ક્રિયાઓને વ્યવસ્થિત કરીને શરીરને નિરોગી બનાવે છે. નિયમિત એક વર્ષ સુધી સતત સેવન કરવાથી અનેક વ્યાધિઓથી મુક્ત થઈ ને લાંબું નિરોગી જીવન જીવી શકાય છે.

## વિરેચન આટણ

લીંબુનો તાજો રસ તો. ૮૦, ગરમાળાનો ગોળ તો. ૪૦, તજ, સુંઠ, મરી, પીંપર, ઘીમાં શેકીને શુદ્ધ કરેલી હીરાહીંગ, કાગદી એલચી, એ દરેક તો. ૨, સિંધવ, સંચળ. કાળા દાણા, જીરૂ, કાળી દ્રાક્ષ, અને અનાર દાણા એ દરેક તો. ૫.

પ્રથમ લીંબુના રસમાં ગરમાળાનો ગોળ પલાળી ચાળણીથી અથવા તો કંતાનના ટુકડાથી ગાળીને માટીના અગર એનેમલ કે કાચના વાસણમાં આ મિશ્રણ અલગ રાખવું

તજથી અનાર દાણા સુધીની કાળી દ્રાક્ષ સિવાયની ઔષધિઓને ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરીને અલગ રાખવું.

કાળી દ્રાક્ષને એક રાત્રિ પાણીમાં પલાળી રાખીને એમાંથી બીજ કાઢીને એને ઉપરના ચૂર્ણ સાથે ઘૂટવું. બરાબર બારીક અને એકરસ બને એટલે એમાં લીંબુનો રસ તથા ગરમાળાના ગોળવાળું મિશ્રણ મેળવીને એકરસ થતાં સુધી ઘૂંટીને બાટલામાં ભરી લેવું.

કાળી દ્રાક્ષને પાણીમાંથી બહાર કાઢ્યા પછી એને ચોકખા કપડાથી લૂછીને કોરી પાડવી. એના પર પાણીનો જરા પણ અંશ ન રહેવો જોઈએ. તેમજ લીંબુના રસનું વાસણ પણ એ જ રીતે રીતે ચોકસાઇથી કોરૂં પાડવું જોઈએ. કારણ કે આ આટણમાં જો જરા પણ પાણીનો અંશ રહી જાય તો લાંબા વખતે એના ઉપર (આટણ ઉપર) ફૂગ વળીને બગડી જવાનો પૂરેપૂરો સંભવ છે.

આ ચાટણ ાા થી ૧ તોલો અથવા રૂચી પ્રમાણે પ્રકૃતિ અનુસાર રાત્રે સુતી વખતે ચાટવાથી સવારે પચીને એક દસ્ત સાફ આવી જશે. કોઇપણ જાતની જીવ ગભરાવાની કે પેટનો દુઃખાવો, ગરબડાટ જેવી ફરિયાદ થશે નહિ. વળી આ ચાટણ સ્વાદમાં પણ સ્વાદીષ્ટ હોઇને બાળકો, સ્ત્રીઓ, વૃદ્ધો તેમજ નબળાઈવાળા દરદીને પણ વગર સંકોચે આપી શકાય છે.

## પાચન પીલ્સ

ધોળકાની દેશી સુંઠ, કાળાં મરી તજ, લીંડીપીંપર (અસલ અણુદેવીની) અજમો, અજમોદ તથા લવીંગ, શાહજીરૂ શાકીયું જીરૂ, શુદ્ધ હીંગ એ દરેક એક એક તોલો શેકીને લેવાં. અકલકરો તો. ૧, સિંધવ, સંચળ, સાકર, કાળીદ્રાક્ષ, ખારેક અને આદુ એ દરેક તો. ૧૧ લેવાં.

છેલ્લી ત્રણ વસ્તુ સિવાયની દરેક ચીજને ખાંડીને કપડછાણ ચૂર્ણ કરવું. ખારેકના ઠળીયા કાઢી નાખી એને જુદી ખાંડી રાખવી કાળીદ્રાક્ષને પાણીમાં પલાળીને એમાંથી બીજ કાઢી નાખવાં.

આદુને જુદું કચરી લઈને દરેક વસાણાં મોટી પત્થરની ખરલમાં નાખી લસોટી ખૂબ એકરસ કરવું. બીજે દિવસે લીંબુનો તાજો રસ મેળવીને બરાબર ત્રણ દિવસ ઘૂંટીને ગોળી વાળવા જેવું થાય એટલે ચણીબોર જેવડી ગોળી વાળી લેવી.

જમ્યા પછી ૧ થી ૨ ગોળી ચાવીને ખાવી. આ પાચન પીલ્સ સ્વાદીષ્ટ રૂચીપ્રદ અને સારક છે.

દસ્તની કબજીઆત, મંદાગ્નિ, અપચો, પેટનો દુઃખાવો, વાયુ, નળબંધ વાયુ વગેરે મટાડીને પાચક અવયવોના વિકારો દૂર કરીને લીધેલા ખોરાકને હજમ કરે છે.

## જવાળામુખી ચૂર્ણ

ઘીમાં શેકેલી હીરાહીંગ, ચિત્રકમૂળની છાલ, જવખાર, અમ્લવેતસ સિંધવ, સુંઠ, કાળાં મરી, લીંડીપીંપર, એ દરેક તો. ૧, અજમો તો. ૨, અજમોદ તો. ૩, પીપરીમૂળના ગંઠોડા તો. ૪, દેશી સુંઠ તો. ૫, સંચળ તો. ૬, હરડેદળ તો. ૧૬.

બધાંને ખાંડી વસ્ત્રગાળ કરીને ચૂર્ણ બનાવી લેવું.

બેઆનીભારથી પાવલીભાર ચૂર્ણ લીંબુનો રસ અને પાણી અથવા ઠંડાપાણી સાથે કે સોડા સાથે જમ્યા પછી લેવું.

અજીર્ણ, પેટશૂળ, પાર્શ્વશૂળ, મરડો, આમશૂળ, પેટનો વાયુ (ગેસ), મંદાગ્નિ, કબજીયાત અને એથી થતું શિરદર્દ મટાડીને સાચી ભૂખ લગાડે છે.

આમાજીર્ણ, રસશોષા જીર્ણમાં લીંબુના રસ સાથે લેવાથી ઘણો જલદી ફાયદો બતાવે છે. યકૃત (લિવર)નો દુઃખાવો, સોજામાં ગાયના મૂત્ર સાથે સરસ કામ આપે છે. અર્શ–મસામાં તાજી મોળી છાશ સાથે લેવાથી દસ્તની કબજીઆતને દૂર કરીને હરસનો દુઃખાવો મટાડે છે.

**નોંધઃ**–કેટલાક જીર્ણાજીર્ણના દરદીઓને કોઈપણ જાતનો ખોરાક પેટમાં ટકતો નથી અને ખોરાક લીધા પછી ઊલટી, ઝાડા, મરડો વગેરે થઈ આવે છે. બહારગામનું નવીન પાણી કે બીજાં અનેક કારણોથી ઉપરનાં દરદો થાય ત્યારે આ ચૂર્ણ તો. ૧૦ લઈને એમાં પીપરમીંટ તો. ૦ાા, અજમાનાં ફૂલ તો. ૦ાા, બેન્ઝોઈક એસિડ મેળવીને આપવાથી તરતજ લાભ થાય છે.

## રક્તામૃત [સાર્સાપરિલા]

કાળાં અનંતમૂળ તો. ૧૬, સફેદ અનંત મૂળ તો. ૧૬, ઉસબોવેલા તો. ૧૬, મજીઠ તો. ૧૬, ગોરખમુંડી તો. ૮, શીશમ, રતાંજલિ (રક્તચંદન), સફેદ ચંદન, સૂકી ગળો, બાવળની અંતરછાલ, સીટોડાંની અંતરછાલ, વડના અંકુર, નાગરમોથ, પીંપરનાં પાન, છડીલો, કચુરો,

મેંદીનાં પાન, ઝાઉનાં પાન, અજમો, પત્રજ એ દરેક તો. ૨, ગુલાબનાં સૂકાં ફૂલ, વરીયાળી, ધાણા, મીંઢોયાવળ, કાળીદ્રાક્ષ, અસલ ચોપચીની એ દરેક તો. ૫ લેવું.

બધું જવકૂટ ખાંડી આઠગણા પાણીમાં એક દિવસ પલાળી રાખી એનો ઉકાળો કરવો. મંદ અગ્નિથી ઉકળતાં ઉકળતાં આઠમા ભાગનું પાણી બાકી રહે એટલે ઠંડુ પડવા દઈને કપડાથી ગાળી લેવું.

સવાર–સાંજ બે રૂપીયાભારમાં તેટલું જ પાણી ઉમેરીને પીવો.

**નોંધઃ**–ખાંડીને તૈયાર કરેલા ભૂકામાંથી દરરોજ ચાર તોલા ભૂકો ઉકાળીને અષ્ટમાંશ પ્રવાહી રહે એટલે ગાળીને સવાર–સાંજ તાજો ક્વાથ પીવો અમને તો વધારે ગુણકારી અને ઉત્તમ જણાયો છે. બધી દવા એકી સાથે તૈયાર કરવામાં એનો ઉપયોગ પૂરો થતાં સુધીમાં એ બગડી જવાનો પણ સંભવ રહે છે. —[ **સંશોધક** ]

આ દેશી સર્સાપરિલાથી દરેક પ્રકારનાં ચામડીનાં દરદો મટે છે, દસ્ત સાફ થઈને શરીરમાંની ગરમીને શાંત પાડે છે. ખસ, ખુજલી, દાદર, ખરજવામાં રક્ત શુદ્ધ કરીને બળવાન બનાવે છે. પુરુષ અને સ્ત્રીનાં ચેપી દરદો ચાંદી, વિસ્ફોટકમાં પણ ઘણો સારો ફાયદો કરે છે.

લોહીમાં પિત્તની ઉષ્ણુતા વધવાથી હાથ, પગ, આંખોમાં બળતરા થાય છે, પેશાબમાં દાહ થઈને કોઈ કોઈવખત લોહી પણ આવે છે. ગળાના કાકડા ફૂલી આવવા, જીભ, મ્હોં, પેટ અને ગળામાં બળતરા થવી, હાથ–પગનાં તળીયાં માથાનું તાળવું ગરમ રહ્યા કરવું, આખું શરીર ભઠ્ઠીમાંથી બહાર કાઢ્યા જેવું ગરમ રહ્યા કરે, વધતા ઓછા દોષે કરીને ઓછાવત્તા પ્રમાણમાં શરીરમાં ઉપદ્રવો થાય છે. આ બધા ઉષ્ણુતાજન્ય ઉપદ્રવોમાં આ સાર્સાપરિલા દરદીને અનેક પ્રકારે લાભકરતા છે. એ શરીરમાંના દૂષિત તત્ત્વોને ઝાડા–પેશાબ વાટે દૂર કરીને શરીરનું રક્ત વિશુદ્ધ બનાવે છે.

ગ્રીષ્મ ઋતુની ઉષ્ણુતાથી કે અતિશય તીખાં તમતમાં મરચાં–મસાલાવાળા પકોડી, ભજીયાં, અથાણાં જેવા ખોરાકો ખાવાથી ચામડી

ઉપર ખુજલી આવીને ઝીણી ઝીણી ફોલ્લીઓ ઉપડી આવે છે, બંને હાથ પાકી જાય કે એમાંથી લોહી નીકળતાં સુધી હોંશે હોંશે દરદી પોતાની ચામડી ઉઝરડી નાખે છે. આવી ત્રાસદાયક ખુજલીમાં આ ઔષધ તાત્કાલિક અને સુંદર અસર કરે છે.

## જીર્ણજ્વરાંતક ક્વાથ

ભોંયરીંગણીનું પંચાંગ તો. ૨૦, અરડુશીનાં પાન તો. ૨૦, લીમડાની ગળો તો. ૨૦, લીમડાનાં પાન તો. ૨૦, કરિયાતાની પત્તી તો. ૨૦, કરિયાતાની ડાંખળી તો. ૨૦, જેઠીમધનું તાજું લાકડું તો. ૨૦.

દરેકને એકીસાથે જવકૂટ ખાંડીને ચાળીને ભરી રાખવું. એમાંથી પાંચતોલા ભૂકાને બે રતલ પાણીમાં ઉકાળવા મૂકવું અને ઉકળતાં ઉકળતાં નવટાંક પાણી બાકી રહે એટલે ઠંડું પાડીને ગાળી લેવું. બધું જ સવારે એકીસાથે પાવું અને વધેલા કૂચા એ જ રીતે ઉકાળીને ફરીથી સાંજે પાવા.

આ ક્વાથ ક્ષયના દરદીને અનેક પ્રકારે લાભ કરે છે. તાવ, ખાંસીને દૂર કરે છે, થતો કફ અટકાવી પચેલા કફનો નિકાલ કરીને શ્વાસ નળીને સાફ રાખે છે. બધી જાતના ક્ષયના દરદીને ગમે તે દશામાં અને ગમે તે ઋતુમાં નિર્ભયપણે આપી શકાય છે,

આ ક્વાથની સાથે સુવર્ણ વસંત માલતી, પ્રવાળ ડાંખળીની પીષ્ટિ ગળોસત્ત્વ, સાચું વાંસકપુર અને બૃહદ સિતોપલાદિ ચૂર્ણનાં પડીકાં માખણ કે મધ સાથે આપવાં.

બપોરે અને રાત્રે લીમડાની ગળોના ઘનમાંથી તૈયાર કરેલી કંકુમની ગોળી છ–છ પાણી સાથે ગળાવવી. અને સવાર–સાંજ આ ક્વાથની યોજના કરવાથી બીજા તબક્કામાં પ્રવેશ કરી ચૂકેલ ક્ષયનો દરદી અચૂક તંદુરસ્ત બનીને આજીવન સુખી થઈને કલ્યાણ સાધી શકે છે.

[ ઉપરનાં ઔષધોની યોજનાથી અનેક દરદીઓને એમણે ગુમાવેલી તંદુરસ્તી પાછી આપીને એમના કુટુંબીજનોના આશીર્વાદ લીધા છે. આ કવાથ અમારા ઔષધાલયમાં પ્રથમ કક્ષાના ઔષધનું પોતાનું સ્થાન વર્ષોથી જાળવી રહેલ છે. ]

## મસ્કા મલમ [ મ્હોંપરના ખીલમાટે ]

રતાંજલિ ( રક્તચંદન ), મજીઠ, લોદર, કુઠ, ધઊંલા, કમળકાકડીનો મગજ, મસૂરની દાળ, મનશીલ, વરણાના છાલ, ચણીબોરના ઠળીયાનો મગજ, જાયફળ, જાવંત્રી, ચારોળી, અસલ સુગંધી અગર, એ દરેક તો. ૧ સફેદ સુખડનું ચંદન તો. ૨, હળદર તો. ૩, કાસ્મીરી કેસર તો. ૦ાા.

પ્રથમ કાષ્ટિક ઔષધિઓને ખાંડી વસ્ત્રગાળ કરીને અલગ રાખવું. બાદ ધઊંલા, કમળકાકડીનો મગજ, ચારોળી, ચણીબોરનો મગજ વગેરે ખરલમાં નાંખી જુદું ઘૂંટવું કેસરને દૂધમાં ઘૂંટીને એમાં મેળવીને એકરસ કરવું. ત્યારબાદ મનશીલ વાટીને મેળવવું. બરાબર એકરસ થયા પછી બાકીનું ચૂર્ણ મેળવીને એક દિવસ (બાર કલાક) ઘૂંટવું.

ત્યારબાદ લીલા આમળાનો રસ, બકરીનું દૂધ અને લીંબુના રસની અનુક્રમે એક એક ભાવના આપવી. અને બરાબર સૂકાતાં સુધી ઘૂંટવું.

દરરોજ રાત્રે જરૂર જેટલા પાઉડરમાં તાજું માખણ મેળવીને મોઢા ઉપર લેપ કરવો અને આખી રાત રહેવા દેવો. સવારે ચણાના લોટને પાણી સાથે મેળવીને એનાથી મ્હોં સાફ કરવું અને ત્યાર પછી ક્ષારરહિત સારી જાતના સાબુથી મ્હોં ધોઈને સ્વચ્છ કરવું.

આ મલમથી યુવાન સ્ત્રી–પુરુષોને ચહેરા ઉપર થતા ખીલ નાબૂદ થઈને ચહેરો ચમકદાર અને તેજસ્વી બને છે, ચહેરાની શ્યામલતા, કરોળીયા, ઝાંઈ વગેરે દૂર થઈને દીલ અને દિમાગને પ્રસન્ન કરે છે.

યુવાન સ્ત્રી–પુરુષોના ગૃહસ્થાશ્રના પ્રવેશકાળની શરૂઆતમાં જ તેમના ચહેરા પરના ખીલ એમને દુઃખદાયક, કંટાળાજનક અને નિરાશા આપનારા થઈ પડે છે. કેટલાક લાગણીપ્રધાન મનુષ્યો એથી ઘણા અકળાય છે. એમને માટે ઉપયોગી બને એ હેતુથી આ સંસ્થાનું અમૂલ્ય ઔષધ કશીપણ ગુરુગમ રાખ્યા સિવાય જાહેરમાં મૂકીને એનો લાભ ઉઠાવવા ભલામણ કરીએ છીએ.

## રૂઝાલીન [ મલમ ]

લીંબોળીનું તેલ તો. ૨૦, તલનું તેલ તો. ૨૦, મીણ તો. ૨૦, રિફાઇન કપુર તો. ૫, કલઈ સફેદો તો. ૫, ગંધક તો. ૫, કાર્બોલિક એસિડ તો. ૨ા.

પ્રથમ તેલો અને મીણને ગરમ કરીને એકરસ કરવું. ત્યાર પછી એમાં કાર્બોલિક એસિડ મેળવ્યા પછી કલઈ સફેદો, તથા ગંધક અનુક્રમે મેળવવાં અને છેવટે કપૂર મેળવીને બરાબર એકરસ કરી લઈને મિશ્રણને હલાવતાં હલાવતાં ઠંડુ પડવા દઈને કાચના વાસણમાં ભરી લેવું.

દરેક પ્રકારના ગડ, ગુમડાં, ખસ, દાદર, ખરજવું, ભગંદર, સડતાં ચાંદા વગેરે ચામડીનાં દરદોમાં લગાડવાથી જલદી આરામ થાય છે.

## જ્યોતિ આઈડ્રોપ્સ

આર્જીનોલ ગ્રેન ૫, બોરિક એસિડ ગ્રેન ૧, ટીંકચર ઓપિયમ ૧૦ ટીપાં, કુપ્રીસલ્ફ ગ્રેન ૧, ગુલાબજળ તો. ૨ા.

દરેકનું મિશ્રણ કરીને વાદળી રંગની શીશીમાં ભરી લેવું.

સવાર–સાંજ આંખમાં ટીપાં નાખવાથી આંખનો દુઃખાવો, રતાશ ખીલની પીડા, ખટકો, છારી, શરૂઆતનું થતું તાજું ફૂલ વગેરે મટે છે.

આંખોનાં દરદોમાં નિર્ભયપણે વાપરવા લાયક આ પ્રવાહી દવા છે.

## લસણવટી

લસણની ફોલેલી કળી તો. ૪૦, બીમાં શેકેલી હીરા હીંગ તો. ૫, શુદ્ધ ભાંગ તો. ૧૦, શુદ્ધ હીંગળોક તો. ૫, જાયફળ તો. ૫, આંબાની ગોટલી તો. ૫, અફીણ તો. ૪, કેસર તો. ૧, બરાસકપુર તો. ૧.

પ્રથમ હીંગળોકને આદાના રસમાં ત્રણ દિવસ ખરલ કરવો. પછી લસણ નાંખીને આખો દિવસ ઘૂંટવું. ત્યારબાદ હીંગ, જાયફળ, આંબાની ગોટલી, ભાંગ વગેરેનું ચૂર્ણ મેળવવું. બધું એકરસ થાય ત્યારે કેસર ઘૂંટીને એમાં અફીણનો કસુંબો કરી બધાનું મિશ્રણ કરી વધુ બાર કલાક ઘૂંટવું. ગોળી વાળવા જેવું થાય ત્યારે મરીના દાણા જેવડી ગોળી વાળવી.

એક એક ગોળી દર ત્રણ ત્રણ કલાકે ઠંડુ પાણી અથવા દહીંની મોળી છાશ સાથે આપવી.

આ ગોળી દરેક પ્રકારના અતિસાર, જ્વરાતિસાર, રક્તાતિસાર, દરેક પ્રકારની સંગ્રહણી તથા કોલેરાના દરદમાં બહુ જ ઉત્તમ ગુણકારી છે.

અતિસાર (મરડા)ના દરદમાં આંતરડાંમાં કાચો આમ (જળસ) ચોંટી રહેવાથી અને મહાપરિશ્રમે એ મળ ચૂંકાઈ-અમળાઈને ઉખડે છે ત્યારે દરદી બેહદ બેચેન બનીને તરત જ ઝાડે જવા દોડે છે, પરંતુ ઘણી મુશ્કેલીએ બહુ જ થોડા પ્રમાણમાં પરુ-રક્તમિશ્રિત કાચો આમ બહાર પડે છે. આ સ્થિતિમાં આંતરડામાં સોજો થઈ જવાથી પેટ દબાવતાં આખા પેટમાં સખત દુઃખાવો માલમ પડે છે. આવે વખતે પ્રથમ બે દિવસ એરંડીયું તેલ યોગ્ય પ્રમાણમાં આપવાથી આંતરડામાં ભરાઈ રહેલો જુનો દૂષિત મળ બહાર નિકળી જઈને આંતરડાં નરમ પડયા બાદ આ દવાની યોજના કરવાથી મરડો મટે છે અને ભૂખ ઉઘડવાથી ખોરાક પચી જઈને દરદીનું વજન વધવા લાગશે.

જીર્ણ મરડામાં દરદીને ફક્ત મોળા દહીંની છાશ અને ચોખાની કણકી, કોદરી સિવાયની બધી વસ્તુ ખોરાકમાં લેવાતી બંધ કરીને આ લસણુવટીનું સેવન ચાલૂ કરવામાં આવે તો એકાદ માસમાં દરદ સંપૂર્ણ કાબુમાં આવી જશે.

સંગ્રહણીમાં દરદીનું શરીર દિનપ્રતિદિન કૃશ થતું જાય છે, નાડી મંદ પડીને સર્વાંગે શીત આવ્યા કરે છે; પેટમાંનાં આંતરડ એટલાં બધાં કમજોર બની જાય છે કે એક અધોળ ખોરાક પણ હજમ થતો નથી. એકાદ–બે દિવસ દવા કે નિયમિત દિનચર્યા જાળવવાથી કાંઈક સારૂં લાગે, પરંતુ ફરીથી બે–ચાર દિવસે બે, ત્રણ, ચાર કે એથી વધુ ઝાડા છૂટી પડે અને ઘણો મળ બહાર નીકળે છે.

આ દરદમાં શરીરમાંથી ચરબી અને મળમિશ્રિત લાલ, પીળા કે ચોખાના ધોવણ જેવા પાતળા દુર્ગંધયુક્ત ઝાડા થયા કરે છે. દરદીમાં હરવા–ફરવાની કે ઊઠવા–બેસવાની શક્તિ પણ રહેતી નથી. આંખોમાં શ્યામ કુંડાળાં વળી આંખો ઊંડી ઉતરીને કૂવા પડયા હોય એવો બિહામણો ચહેરો બની જાય છે અને હૃદયબળ ઘટી જવાથી દરદી ઘણો જ હતાશ બની જાય છે.

આવે વખતે પંચામૃત પર્પટી બે થી ત્રણ રતી સવાર–સાંજ તથા દર ત્રણ કલાકે આ લસણુવટી ચિત્રકાદિ ચૂર્ણ મેળવેલી છાશ સાથે લેવાથી અને બધી જ જાતનો ખોરાક બંધ કરીને કેવળ તાજા દહીંની મોળી છાશ ઉપર રાખીને ગમે તેવો જીર્ણ સંગ્રહણીના મૃતપ્રાયઃ અવસ્થામાં કૃશ થઈને પડયો હોય, જીવનની આશા પણ લગભગ મૂકી દીધો હોય એવા દરદીને ય ભગવાન ધન્વંતરિની કૃપાથી આ યોગથી પુનઃ નિરોગી બનાવી શકાય છે.

## પ્રદર અને પ્રમેહાંતક ચૂર્ણ

ગળોસત્વ તો. ૧, સફેદ મુસળી તો. ૨, તાલીમખાના તો. ૩, ઇસબગુલની ભૂંસી તો. ૪, રસાયન ચૂર્ણ તો. ૫, સાકર તો. ૧૦.

દરેક વસ્તુને ખાંડી વસ્ત્રગાળ કરીને એકત્ર મેળવી બાટલીમાં ભરી લેવું. અને દરરોજ સવાર-સાંજ તો. ૦ાા ની માત્રાથી દૂધ સાથે લેવું.

આ ચૂર્ણ સ્ત્રીઓના પ્રદર અને પુરુષોના વીર્યસ્રાવ, સ્વપ્નદોષ, વીર્યદોષ, ઉષ્ણુતા વગેરેને નાબૂદ કરીને વીર્યને ઘટ્ટ બનાવે છે.

પ્રદરમાં ગરમ ગરમ સ્રાવ વહ્યા કરતો હોય, હંમેશાં પેશાબે બળતરા થતી હોય, હાથ-પગનાં તળીયાં, આંખો, માથું ગરમ રહ્યા કરતું હોય એવી બહેનોએ આ ચૂર્ણ ગુલકંદ સાથે લેવાથી આરામ થાય છે. કિંમતમાં સસ્તું, બનાવટમાં સાદુ અને કડાકૂટ વગરનું છતાંય ઉમદા ગુણકારી આ ચૂર્ણ સ્વહસ્તે બનાવી, વાપરીને રોગમાંથી અવશ્ય મુક્તિ મેળવી શકાશે.

## ગર્ભરક્ષક

સાચાં બસરાઈ તેજસ્વી મોતીની પીષ્ટિ તો. ૧, અકલકરો તો. ૧, સુંઠ, રૂમીમસ્તકી, ચાર ચાર તોલા, નરકચુરો, કપાસીયાનું મગજ એલચી, પત્રજ, જાયફળ, જાવંત્રી એ દરેક બે તોલા, બમ્મન સફેદ બમ્મન લાલ, લીંડીપીપર, સફેદ મરી એ દરેક તો. ૩, ચીનીકબાલાં, વાંસકપુર (સાચું) એ દરેક તો. ૬, સાકર તો. ૮૦.

દરેકને ખાંડી, વસ્ત્રગાળ ચૂર્ણ કરી સાકરની ચાસણી બનાવી એમાં મોતી પીષ્ટિ મેળવી એકદરસ કરીને પછી ચૂર્ણ મેળવી દેવું. બરણીમાં ભરીને ચોક્કસ ઢાંકણું કરીને પંદર દિવસ રાખી મૂક્યા પછી દરરોજ સવારે એક તોલો દવા ગાયના દૂધ સાથે લેવી.

સ્ત્રીઓના ગર્ભપાત, ગર્ભસ્રાવ અને વારંવાર થતા કસુવાવડો માટે નિયમિત સેવન કરવાથી ગર્ભાશય પુષ્ટ બને છે તથા ગર્ભનું પણ પોષણ થાય છે.

## કામદેવ રસ

ચાંદીની ભસ્મ, હીરાની ભસ્મ, સુવર્ણ વસંત માલતી, તામ્ર ભસ્મ,

શુધ પારદ, શુદ્ધ ગંધક, કાન્તલોહ ભસ્મ એ દરેક તો. ૨ લઈને કુંવારપાઠાના રસમાં બે દિવસ ઘૂંટીને વાલુકાયંત્રમાં કૂપીપકવ બનાવી ઠંડું થયે કાઢી ખરલમાં બારીક ઘૂંટીને આકડાનું દૂધ, કાસનીનો રસ, ગોખરૂનો તાજો રસ, મુસળી, કાકોલી, પદમકનો ઉકાળો તથા વરીયાળી, જવાસો અને આહુનના તાજા રસની એક એક ભાવના આપીને છેવટે કાળી અને એજ રંગના વાછરડાવાળી ગાયના દૂધની ભાવના આપવી.

સુંઠ, મરી, પીંપર, કચુરો, કેસર, કસ્તુરી અને એલચી એ સઘળી વસ્તુ દરેક તો. ૦॥ લઈને મિશ્રણ કરીને ઉપરના ચૂર્ણમાં મેળવી લેવું. સૂકાયા બાદ એ બધાનું જેટલું વજન થાય તેટલી દેશી સાકર મેળવી સુરક્ષિત રીતે બાટલીમાં ભરી લેવું.

બે થી ત્રણ રતીની માત્રા દૂધની મલાઈ અથવા માખણ, ઘી, સાકર અથવા અન્ય રોગહર અનુપાન સાથે અનુકૂળ સમયે લેવું,

આ દિવ્ય રસાયન અનેક પ્રકારનાં વીર્યદોષ જેવા કે વીર્યક્ષીણતા, વીર્યપાત, વીર્યાશયની નબળાઈ, સ્વપ્ન કે પેશાબ વાટે થતું પતન અને એને પરિણામે સમગ્ર શરીરની ક્ષીણતા નપુંસકતા, મગજની નબળાઈ તથા ઇંદ્રિયની ક્ષીણતાનાં અનેક દરદોને દૂર કરીને કમ્મર, હૃદય, ફેફસાં અને મગજને ભરીને મજબુત અને કાર્યક્ષમ બનાવે છે.

વીર્ય નામની ધાતુ માનવ શરીરમાં એક માત્ર બહુ જ ઉપયોગી તત્ત્વ છે અને એનું રક્ષણ થવાથી શરીર તેજસ્વી, રોગરહિત અને ચપળ બનવાથી માણસ દીર્ધાયૂ નિરોગી જીવન જીવી શકે છે. આ હેતુથી જ ઋષિ-મુનિઓએ બ્રહ્મચર્યનું પાલન કરીને વીર્યની રક્ષા કરવા માટે ભાર દઈને ઘણું ઘણું કહેલું હોવા છતાં-માણસ એ બધુંય સમજતો હોવા છતાં-પણ કામદેવની પ્રબળ સત્તા પાસે મનુષ્ય પામર બનીને અનેક પ્રકારના વિકૃત આચારથી, વિચાર અને વાણીથી કિંવા ખાનપાનની લાપરવાહીથી દિન પ્રતિદિન વીર્યહીન બનતા જાય છે. નબળાં વીર્ય-બીજથી ઉદભવેલી પ્રજા પણ અતિશય

નિર્બળ અને નિર્માલ્ય, નિસ્તેજ, રોગીષ્ઠ તથા અલ્પાયુષી થતી જાય છે. આથી જ એ પ્રજા મોટી ઉંમરે પણ સાત્ત્વિક વિચારોને જીરવવામાં કે દેશકાળના પરિવર્તન સામે ઝૂઝવામાં નિષ્ફળ બની હતાશ થઈને બેસી રહે છે. આજ કાલનો સુધારો, ફેશન અને આજે પાંગરતી જતી કલા અને એ વડે સરજાતાં ચિત્રો પણ એ માનવના અધઃપતનને નજીક લાવવામાં જ મદદગાર બને છે.

આજનો યુવાન સેંકડે ૯૯ ટકા વીર્યની નબળાઈના દરદથી પીડાય છે. અનેકાનેક રસ્તે વીર્યનો વ્યય થતો આવે છે. ચીરો મૂકેલ તાડીના ઝરણાની માફક એનું વીર્ય પણ જાણ્યે-અજાણ્યે વહ્યાં જ કરે છે. એક તરફ ઉછરતી પ્રજા જિજ્ઞાસાથી વિજ્ઞાન અને બીજી ઇતર વિદ્યામાં પ્રવીણ બનવા માટે રાત કે દિવસ જોયા સિવાય અવિશ્રાંત શ્રમ કરે છે, બીજી તરફ જીવનનું સાચું ધ્યેય (જીવવું અને જીવાડવું) સિદ્ધ કરવાનો સમય પાકે છે, ગૃહસંસારની શરૂઆત કરવાનો સમય પાકે છે અને અભ્યાસકાળની પૂર્ણાહુતિ કરીને ગૃહસ્થ જીવનમાં પ્રવેશ કરીને ગૃહરાણી અને ગૃહરાજાના શિર ઉપર સંસારનો સઘળો બોજો આવી પડે છે ત્યારે જ એને પોતાની સાચી પરિસ્થિતિનું ભાનથાય છે કે આપણે તો ઘણા આગળ જવા છતાંય વસ્તુતઃ બહુ જ પાછળ છીએ.

દિવસે દિવસે શરીર ક્ષીણ થતું જાય છે, આશાથી જિજ્ઞાસામય બનીને એક એકથી પ્રવીણ દાક્તર અને વૈદ્યોના ઉંબરા ઘસી પૈસાની બરબાદી કરવા છતાંય મનમાં નક્કી થતું નથી કે ખાધે-પીધે, હરતાં-ફરતાં, અને કામધંધો કરવા છતાંય શરીર કેમ લેવાતું જાય છે?

આખરે જુદા જુદા ચિકિત્સકોની વિવિધ પ્રકારની ચિકિત્સા પ્રણાલિથી રીઢા બની હતાશ થતાંય વીર્યરક્ષા ન કરવાને કારણે આવેલ આ ખતરનાક પરિણામનું એને ભાન થાય છે. પણ એ દરમ્યાન તો પોતાના શરીરની પૂરી પાયમાલી એણે વહોરી લીધી હોય છે જ. આ દુર્જય ગણાતી ખીણમાંથી કેટલાક પોતાના મનોબળને

પદ્ધતિસર કેળવીને અને એને ભાગ્યે કોઈ સાચો ચિકિત્સક સાંપડી જતાં એ જેમ તેમ કરીને પણ બહાર આવે છે. જ્યારે નબળા મનોબળવાળા માટે તો થએલા વીર્યનાશને કારણે અનેક પ્રકારના ઉદ્ભવેલા રોગોમાં સબડવાનું જ રહે છે.

વીર્યની નબળાઈ વધુ વખત ચાલૂ રહેવાથી પુરુષ નપુંસક બને છે. આવા નપુંસકોના વૈદ્યક શાસ્ત્રમાં સાત પ્રકાર ગણાવેલા છે, પરંતુ એ વિષય અતિ લાંબો હોઈને તેમજ અમારા લખેલ પુસ્તક 'રખે વહેમાતા'માં એની સવિસ્તર છણાવટ કરેલી હોઈ અત્રે એનું વિશ્લેષણ કરવું જરૂરી નથી. જિજ્ઞાસુએ અમારું એ પુસ્તક જ વાંચી લેવું ઘટે.

નપુંસક પુરુષ પોતાની રૂપગુણ સંપન્ન પત્નીને સંતોષી શકતો નથી વીર્યક્ષીણ હોવાથી કોઈક પ્રકારનાં ઉત્તેજક દ્રવ્યોનું સેવન કરવા છતાંય ખરા મોકા ઉપર એ સ્ખલિત થઈ જઈને સ્વપત્નીની મૂંગી નફરતનો ભોક્તા બને છે. કારણ કે એના વીર્યોત્પાદક વૃષણ સંકોચાઈને કૃશ બની ગયા હોય છે એટલે વીર્યોત્પત્તિના અભાવે એની આંખોનું તેજ અને યાદશક્તિ ઘટી જાય છે, રક્તમાંસના અભાવે એનું શરીર પણ કૃશ બની ગયું હોય છે. આવો દરદી જો આ ઔષધિનું નિયમિત એકાદ મહિનો યોગ્ય પથ્ય પાલન કરીને સેવન કરે તો ફરીથી જેમ વસન્ત ઋતુ આવતાં વૃક્ષરાજી નવપલ્લવિત બનીને પાંગરે છે તેમ ક્ષીણવીર્ય પુરુષ પણ પોતાની મનઃકામના સિદ્ધ કરવામાં સફળ નીવડે છે.

મગજની નબળાઈથી ઇંદ્રિયો ચેતનાશૂન્ય થઈ જાય છે, વીર્યમાં ચેતનહીનતા આવી જવાથી સ્ત્રીનું દર્શન, સ્પર્શ કે અન્ય ચેતનાપ્રેરક ચેષ્ટાઓ કરવા છતાં ઉત્તેજનાના અભાવે પત્નીને સંતોષી શકાતી ન હોય આવા દરદીએ બદામ, માખણ અને સાકર સાથે આ ઔષધનું સેવન કરવું.

મધુમેહ, સંગ્રહણી, મૂત્રકૃચ્છ્ર, અશ્મરી-પથરી, વધરાવળ, ગુર્દાની નબળાઈ તથા ટાઈફોડ અને સતત્ જ્વર (ક્રોનિક મેલેરિયા)નાં દરદોમાં શરીરમાંની સપ્ત ધાતુની નિર્બળતાથી પણ પુરુષ નપુંસક બની જાય છે ત્યારે એ વ્યાધિઓ મટયા પછી અગર તે વ્યાધિ નિવારક ઔષધિ આયોજન સાથે યોગ્ય અનુપાનસહ આ ઔષધની યોજના કરવાથી દરદીનું જીવન સુધરી જાય છે.

ચરબીથી શરીરનું પુદ્ગલ સ્થૂળ બની જઈને ધાતુનું શોષણ કરે છે, ખોરાક પચીને રસ, રક્ત આદિ સપ્ત ધાતુમાં પરિણમવો જોઈએ એને બદલે અતિશય જાડા-ચરબી પ્રધાન શરીરધારી માનવોમાં તો એ સપ્તધાતુની વૃદ્ધિ થવાને બદલે કેવળ ચરબી જ વધ્યા કરે છે અને એથી એનામાં જડતા, મંદબુદ્ધિ અને આળસનો વધારો થાય છે. શરીરમાં વીર્યના જથ્થાનો તોટો પડવાથી હૃદય નબળું પડીને હાર્ટડિઝીઝ, પલ્પીટેશન. ડાયાબિટિસ (હૃદયરોગ, રક્તાભિસરણ, મધુમેહ) વગેરે વ્યાધિ થવાનો સંભવ રહે છે અને વીર્યહીનતાને કારણે નપુંસકતા આવી હોય એવે વખતે આ ઔષધિની યોજના કરવાથી પાચક અવયવોની કુદરતી શક્તિને ગતિ આપીને શરીરના તંત્રને વ્યવસ્થિત કરીને સપ્તધાતુની મંદ પડેલી ક્રિયાને પુનઃ ઝડપી ગતિ આપે છે.

નપુંસકતાનો વ્યાધિ અદૃશ્યપણે રહેતો હોવા છતાંય દરદીને એ બહુ જ સાલે છે. આથી આશામાં ને આશામાં અનેક ઠેકાણે ભટકીને નાણાંની બરબાદી કરવા છતાંય પરિણામમાં જેમને હતાશ થવું પડયું હોય, અનેક ઉષ્ણ-ઉત્તેજનાપ્રેરક ઔષધોના સેવનથી જેમની સપ્તધાતુ તવાઈ ગઈ હોય એવા દરદી જો કુશળ ચિકિત્સની રાહબરી તળે આ ઔષધનું સેવન કરે તો અચૂક રીતે સફળ થઈ શકશે.

વંધ્યત્વના અનેક કેસોમાં સ્વપત્ની તંદુરસ્ત અને નિર્દોષ હોવા છતાં અજ્ઞાનતાને વશ બનીને એના ઉપર જ દોષારોપણ થયા કરે છે. ખરી રીતે આવે પ્રસંગે જો પુરુષના વીર્યની ચિકિત્સા કરવામાં આવે

તો એના વીર્યમાં રહેલા પ્રજોત્પત્તિના ઉત્પાદક કીટાણું (સ્પર્મેટોઝવા)-ની ખામીને કારણે ગમે તેવી તંદુરસ્ત સ્ત્રીમાં પ્રજોત્પત્તિ થઇ શકતી નથી. બીજી તરફ વ્યાધિની અજ્ઞાનતાને કારણે એક પછી એક નવી સ્ત્રીઓ સાથે લગ્ન કરીને એના જીવનનિર્વાહની જવાબદારી અને લગ્નોના ખર્ચની પાછળ પણ નાણાંનો નિરર્થક વ્યય થાય છે. આવે પ્રસંગે ધીરજ રાખીને શ્રદ્ધાપૂર્વક અને સંયમ પાળીને આ ઔષધનું સેવન કરવામાં આવે તો સ્વપત્નીની થતી અન્યાયપૂર્ણ અવહેલના-માંથી એને ઉગારી લેવા ઉપરાંત પોતાનું જીવન પણ આશાતીત રીતે સુધારી શકાય છે તથા પ્રસંગોપાત બહુ પત્નીત્વને કારણે આવી પડતી અનેક દુર્ઘટનાઓથી અળગા રહી શકાય છે. જો કે હવે આપણી નવી સરકારે બહુપત્નીત્વના રિવાજને કાયદાની મદદથી અંકુશમાં લીધો છે અને આજના નવા યુગની નારી જો ઇચ્છે તો તે પણ પતિદેવની સામે માથું ઉચકીને ભરકોર્ટમાં પતિદેવની સાચી પરિસ્થિતિ જાહેર કરીને આવાં લગ્નો થતાં અટકાવી શકે છે. એટલે આવી નાજુક પરિસ્થિતિમાં મૂકાતાં પહેલાં જ આવી જાતના દરદીઓએ વેળાસર ચેતી જઈને યોગ્ય સારવાર લેવાની જરૂર છે. આ ઔષધ એવા દરદીને જરૂર ફળદાતા થશે.

પાકટ ઉમરના અને વયોવૃદ્ધ છતાં તંદુરસ્ત માણસો પણ શિયાળાની ઠંડી ઋતુમાં થોડો સમય સેવન કરે તો ઉત્તરાવસ્થામાં થતા વાત-કફ પ્રકૃતિના અનેક વ્યાધિઓથી મુક્ત બનને શરીરમાં જરા-વસ્થા સામે ટકી રહેવા માટે ચૈતન્ય મેળવી શકશે.

સમગ્ર રીતે આ ઔષધ યુવાનો તેમજ વૃદ્ધોના અનેક ઉપદ્રવો દૂર કરીને નવજીવનદાતા પૂરવાર થયું છે.

## બાદશાહી યાકુતી

નીલમ ભસ્મ તો. ૦|, માણેક પીષ્ટિ તો. ૦|, કેરબા પીષ્ટિ, પોખરાજ ભસ્મ, જાયફળ, તેજપાત, જેઠીમધનું લાકડું, ચમેલીનાં ફૂલ, ધાણા, કુલફાનાં બીજ, ગુલાબનાં સૂકાં ફૂલ, શેમળાનો ગુંદર,

રૂમીમસ્તકી, જાવંત્રી એ દરેક તો. ા, ઝેરમોરા પીષ્ટિ, તજ, અજમો બનફસા, આવરેશમ એ દરેક તો. ાા, મોતી, પ્રવાળ એ બંનેની પીષ્ટિ, પન્ના ભસ્મ, લોહ ભસ્મ, પાંચસો પુટી અભ્રક ભસ્મ, સિદ્ધ મકરધ્વજ, અકીક ભસ્મ, સાચું અંબર, બમ્મન લાલ, કાળી મુસળી, સફેદ મુસળી, કુંજાસાકર, સુખડ, સમુદ્રશોષનાં બીજ, વાવડીંગ, ગુલાબનો અર્ક, કેવડાનો અર્ક એ દરેક એક તોલો. બંગ ભસ્મ તો. ૧ા.

સફેદ બમ્મન, અકલકરો દોઢ દોઢ તોલો. કાગદી એલચી, વાંસકપુર એ બંને તો. ૨ા, ત્રિકટુ ( સુંઠ, મરી, પીંપર ) ત્રિફળાં ( હરડે, બહેડાં આમળાં ) એ બંને તો. ૩, શુધ્ધ ભાંગ ( લીલાગર ) કસ્તુરી દરેક તો. ૩ા, કાશ્મીરી કેસર તો. ૪, મધ અને સાકર દરેક તો. ૮૦ ચાંદી અને સોના વરખ દરેક નંગ બસો.

ગુલાબ-કેવડાના અર્કો, મકરધ્વજ, અંબર, કેસર, કસ્તુરી, મધ, સાકર, ભસ્મો પીષ્ટિઓ તથા વરખ સિવાયની બધી જ કાષ્ટિક ઔષધિઓને ખાંડી ઝીણું કપડછાણ ચૂર્ણ કરીને અલગ રાખવું

બંને અર્કોમાં કેસર મેળવીને એક દિવસ ઘૂંટવું. મકરધ્વજને જુદી જ ખરલમાં ત્રણ દિવસ ઘૂંટવો. પછી એમાં બધી ભસ્મો તથા પીષ્ટિઓ અને વરખો મેળવીને ઘુંટવું. વરખનો ચળકાટ દેખાતો બંધ થઈને બધું જ સમરસ બની જાય એટલે કસ્તુરી અને અંબર નાખી એક દિવસ ઘૂંટવું અને બધુંય એકરસ થયા પછી અર્કો મિશ્રિત કેસર મેળવવું. ત્યાર બાદ સાકરની ચાસણી કરીને નીચે ઉતારી ઠંડી પડયા બાદ એમાં મધ મેળવીને એમાં બધી ભસ્મોયુક્ત મકરધ્વજ મેળવીને હલાવીને એકરસ કરવું. ત્યાર પછી વસ્ત્રગાળ કરેલાં ચૂર્ણો મેળવીને ખૂબ હલાવીને એકરસ કરીને બરણીમાં ભરી લઇને બરાબર પેક કરીને પંદર દિવસ સુધી રાખી મૂકયા બાદ ઉપયોગમાં લેવું.

સવાર-સાંજ દૂધ સાથે ા થી ાા તોલાના પ્રમાણથી લેવું.

આ બાદશાહી યાકુતી રાજા-મહારાજા કે અતિ શ્રીમંતો માટે

ઉપયોગી હોઈને ખાસ બનાવરાવી કાયમી વપરાશમાં લેવા લાયક ઉત્તમોત્તમ વસ્તુ છે.

ધાતુક્ષીણતા, નપુંસકતા, વીર્યની નબળાઈ વગેરેને દૂર કરીને સ્ત્રીઓમાં આકર્ષણ વધારી દિલ અને દિમાગને તરબતર કરી વીર્યનું સ્થંભન કરે છે. મોજીલા ગૃહસ્થોને પોતાની જાતીય શક્તિ જાળવી-ટકાવી રાખવા માટે નિત્ય સેવન કરવા જેવી આ અમૂલ્ય અને નિર્ભય ઔષધિ છે. બહુ પત્નીત્વના રિવાજને પરિણામે રાજા–બાદશાહો આ ઔષધ બનાવરાવીને હંમેશા તૈયાર રાખતા અને એનું સેવન કરીને જનાનખાનું કે રાણીવાસને એની મદદથી સંતોષ આપી શકતા.

આ ઔષધમાં કામેચ્છા તેમ જ વીર્યનું ઉત્પાદન વધારવાનો તથા સ્થંભન કરવાનો અત્યંત ઉત્તેજક ગુણ રહેલો છે. વળી એનું સેવન કરનારને દૂધ, ઘી, માખણ, મલાઈ વગેરે પૌષ્ટિક અને બળદાતા ખોરાકની અનિવાર્ય જરૂર રહે છે. એથી એક પત્નીવ્રતધારી માનવીએ આવી ચીજોનું સેવન કરવું હિતાવહ નથી. છતાં કારણવશાત્ થોડા સમય માટે જરૂર પડયે કોઈક સદ્વૈદ્ય કે હકીમની રાહબરી તળે લઈ શકાય ખરૂં. કેવળ પોતાની જાતે વૈદ્ય કે હકીમની દેખભાળ વગર આવું ઔષધ સેવન કરવું નહિ.

આ ઔષધ અજ્ઞાન વ્યક્તિના હાથે બનેલ હોય અથવા જેને સાચી ઔષધિઓની ઓળખ કે પરખ ન હોય કે કોઈક ઔષધની અપ્રાપ્તિને કારણે ભળતું જ ઔષધ ઠસાવેલું હોય તેમ જ ઔષધિની બનાવટની ક્રિયા, એને સિદ્ધ કરવાની ક્રિયામાં કચાશ રહેવાથી સેવન કરનારને અનેક વિકૃતિ થવાનો સંભવ રહે છે. આમ બનવાથી ઔષધિ અનેક દોષોથી દૂષિત રહેલ ઔષધ પોતાની ગુણવત્તા ન બતાવી શકે એ સંભવિત છે. બાકી સિધ્ધહસ્તે તૈયાર કરેલી આ યાકુતિથી અનેક રાજા–મહારાજો પણ સંતોષ પામેલા છે તો સામાન્ય માનવીનું શું ગજું ?

## મસાનો મલમ

ટેનિક એસિડ ૧૦ ગ્રેન, બિસ્મત સબ નાઈટ્રેડ ૨૦ ગ્રેન, કાર્બોલિક એસિડ ૧૦ ગ્રેન, ગંધક ૮ ગ્રેન, વેસેલિન ૧ આઉંસ.

વેસેલિનને એનેમલના વાસણમાં ગરમ કરીને એમાં કાર્બોલિક મેળવવું. ત્યારબાદ બીજા પાઉડરો મેળવીને હલાવતાં હલાવતાં ઠંડું પડતાં મલમ જેવું બની જશે.

મસા, હરસમાં કળતર, દુ:ખાવો સોજો થતો હોય, અંદરની બંને વળીમાં ચીરા પડીને દસ્ત થતી વખતે બળતરા થતી હોય ત્યારે આ મલમ ચોપડવાથી આરામ થાય છે. સવાર–સાંજ બે વખત ગરમ પાણીથી શેક કરીને આ મલમ લગાડવો.

## વ્રણહર મલમ

ગંધક તો. ૪, કાથો, કપીલો, સીપીચન, કપુર, સિંદૂર, સફેદ રાળ એ દરેક તો. ૨. પુંવાડનાં બીજ તો. ૧, મનશીલ, ફટકડીની ભસ્મ, ગોદંતી ભસ્મ, મુરદારસીંગ, મોરથુથુ દરેક તો. ૦ાા. તબકી હરતાલ, જસતનાં ફૂલ, હીરાકસી અને સોમલ એ દરેક તો. ૦ા,

બધું ખરલમાં નાખી ઘૂંટી મેળવી બારગણા વેસેલિનમાં મેળવીને ચોપડવાથી હરેક પ્રકારનાં સડતાં, ગંધાતાં પરૂવાળાં છારાં, ચાંદાં, દરાજ ખસના ફોલ્લા તથા ચામડીના બધી જ જાતનાં દરદો માટે અકસીર છે.



JACKET PRINTED BY LORDK N PRINTERY KHADIA AHMEDABAD.